ૐ શ્રી।

# " ગ્રંથ-સમર્પણ. "

શ્રીમાન્ સદ્‌ગૃહસ્થ શેઠ સાહેબ ખીમજી આસર વીરજીની સેવામાં

મું. મુંબઇ.

વિ. વિ. કે શ્રીયુત ?

મુંબઇ જેવી મહાન નગરીના શ્રીમાન્ મંડળમાં, સદ્ ગૃહસ્થને યોગ્ય, સદ્ગુણનાં વર્તનથી વની, આપશ્રી માનવંત થયા છો, એટલુંજ નહીં પરંતુ અત્યાર સુધીમાં નિજહસ્તે અવનવાં અનેક પરોપકારી કાર્ય કરવાની રૂડી નેમથી આપશ્રીની સત્ કીર્તિ સાર્વજનિકમાં પ્રશંસનીય અને પ્રિયવંત થયેલી છે.

વિશેષમાં આપશ્રી વિદ્યા-વિલાસી સાથે સાહિત્ય ક્ષેત્રની શોભા વૃદ્ધિને નિરખવાની સતત ઉત્સુકતા ધરાવી તે ક્ષેત્રને બની શકે ત્યાં સુધી વિત્ત-વારિનું સિંચન કરો છો વગેરે સર્વ સ્તુતિ પાત્ર સદ્‌ગુણ જોઇ-જાણી મ્હારૂં ગરિમ અને અલ્પ "જવાહીર" અપૂર્વ આનંદે આપ શ્રીમાનના કર કમળમાં સમર્પણ કરૂં છું તો તેને મેહેરબાનીથી સ્વીકારશો.

# પ્રસ્તાવના.



"કાઠીયાવાડી-જવાહીર" ની પ્રસ્તાવના લખવામાં મ્હારૂં જ્ઞાન બસ નહીં હોવાથી ને, મ્હારા સુભેચ્છક મિત્ર શ્રીયુત્ સાક્ષર ઠકુર નારાયણ વિસનજી જેવા સાહિત્યના અનુભવિ પ્રતિનીધિની કસાયલી કલમથી લખાવવા જીજ્ઞાસા હતી પરન્તુ તેઓશ્રીનું અહીંથી નાદુરસ્ત તબિયતના લીધે હવા બદલ અર્થે પોરબંદર જવાનું થતાં લાચારીથી મ્હારે પોતાનેજ આ પ્રસ્તાવના લખવી પડે છે.

કાઠીયાવાડી-જવાહીર એ કાઠીયાવાડ પ્રદેશના સાહિત્ય જવાહીરમાંનું એક જુનુ અને કિંમતી જવાહીર છે. એમ કહેવું બિલકુલ વાસ્તવિક છે. સબબ કે તે એક જુના સાહિત્ય તરીકે પ્રચલિત છે.

આ જવાહીર તે સાહિત્ય શી રીતે? તથા તે સાહિત્ય હોય તો તેનાં કર્તા કોણ? એ પ્રશ્ન ઉદ્દભવે છે તો તેના ઉત્તરમાં જણાવવાનું કે;

કાઠિયાવાડમાં બોલાતા દુહા સોરઠા કે જેને કેટલાએક કાઠીયાના નામાભિધાનથી ઓળખે છે તે છે અને તેનાં કર્તા અભણ અને ગામડીયાં હોવાનું બોલાય છે. જાતે આહિર, ચારણ, રજપુત, ભરવાડ વીગેરે હતાં તથા તેમાનો મોટો ભાગ તળપદ કાઠીયાવાડનાંજ નિવાસીનો હતો તેમાં પણ પુરૂષ કરતાં વિશેષ સ્ત્રી વર્ગ હતો. તેઓ અભણ ઉપરાંત પિંગળની પદ્ધતિથી કે વ્યાકરણના ક્રમથી છેક અજાણ હોવાનું અનુમાન છે છતાં પણ તેની કૃતિમાં સાદિ-સરલ ભાષા, અક્ષર સગાઇ, તેમાં ર્હેલું રસિક, બોધક અને અર્થ સુચકપણું, ઉપ-

સંત દૈવિ પ્રેમની પ્રભા સાથે ધર્મ, નીતિ, તથા વ્યવહારિક જ્ઞાન ગ્રોગ્ય રીતે સમાવેલું છે એટલુજ નહીં પણ વર્તમાનના કવિની કૃતિ -કલ્પનાઓની ખરેખરી કરી શકે તેવા રસની સાથે મધુર આનંદ પ્રેરક્તા છે એમ કહેવુ મુદ્દલ અતિશયોક્તિ ભર્યું નહીં ગણાય,

આ જવાહીરને અવલોકી તેનાપર શાન્તિથી પુખ્ત વિચાર કરતા તેઓના કર્તાનાં, રહય શુદ્ધ, અને સત્ય પ્રેમની લાગણીવાળાં, એક માર્ગિ, અડગવર્તનવાળાં, વિશ્વાસુ, તયા જગતની સુકી લીલી અને કડવી-મિઠી હવાથી વિશાળ અનુભવિ હતા એમ જણાશે, અને તેવું જણાતાં કાઠીયાવાડી જનસમાજની સદ્યુક્તિ સમજ શક્તિ, ધુનિક સમયની કેળવણી શરૂ થયા પહેલાંજ સજીવન અને પૌષ્ટિક છે એવુ સહજમાજ કલ્પિ શકાય છે.

કબુલ છે કે, એ કૃતિઓ જો કે, કદાચ પિંગળ અને વ્યાકરણના દોષથી ઘણે ભાગે નિરાળી નહીં હોય તોપણ "હૃદયભાવના" થી "સ્ફુરતી-કલ્પના"ઓનેજ જો કવિત્વ તરીકે સ્વિકારવાનુંજ સુત્ર સત્ય હોય તો જવાહીરનાં કર્તા સંખ્યા બંધ છે અને તેનો ઘણો ભાગ કાઠીયાવાડીનો છે તો કવિત્વ શક્તિવાળી બ્હોળી સંખ્યાનું સમાજ ઉત્પન્ન કરવાનું માન કાઠીયાવાડ પ્રદેશને અવશ્ય મગરૂરના અપાવનાર છે. અસ્તુ.

આ જવાહીરો મેં મ્હારા બચપનના, વિત્તના, અને અનેક મુશ્કેલી ભર્યા પર્યટનતાના ભોગે મેળવ્યાં છે જેમાં સોન, હલામણ જેઠવો, મે જેઠવો, ઉજળી, વૈજાણંદ વિંકો, કાળોજાક્ષ, વિક્રમશી, નાગબાઇ, રા મંડળિક, કુંવરબાઈ, નાગ, લાખણશી, નેત્રમ ખારિયાણી, ગોલણવાગો, સાંખો, લોડણી ખંભાતણ, ખીમરો, ઓદ્રો,

હોથલ-પદ્મિની, રાખેંગાર, રાણકદેવિ, રા નવઘણ, જાહલ બાવોવાળો, ચાંપરાજવાળો, કાદુ, બાબા, મુળુમાણેક, દેપાળદે, વિંજરો કાચઓ, સલાટ, સોરઠિઓ, જોગીયો, સાજણ, વીગેરે વીગેરેના લગભગ ૩૫૦૦) દુહા સોરઠાઓ સાથે તે સર્વનાં જીવન ચરિત્રો બની શકે ત્યાં સુધી અનુમાનીક રીતે પ્રમાણ યુક્ત મનાય તેવાં મેળવ્યાં છે કેટલાક દુહા મેળવી આપવા ગીર પ્રદેશમા ઓળખાણવાળાં ગામડીયાંઓએ સારી સુગમતા આપી હતી.

આ દુહાઓનું ઉપર જણાવ્યા પ્રમાણે ભંડોળ એકઠું કર્યા પછી તેને કાઠીયાવાડી-જવાહીરનું નામ આપી આશરે પાંચ વર્ષ થયાં મુંબઈના સુપ્રસિદ્ધ સાંજ વર્તમાન પત્રની કિંમતી કટારોમાં વખતો વખત કટકે કટકે મુળ સહીત અર્થ સાથે લખવાં શરૂ કર્યાં. વખત જતાં તે જવાહીરો વાંચક વર્ગમાં એટલાંતો રૂચીકર અને રસ યુક્ત થઇ પડયાં કે તેને પુસ્તક રૂપમાં પ્રસિદ્ધ કરવા કેટલાંક સાહિત્ય શોકિન વાંચક વૃંદ તરફથી સુચના થવા માંડી.

આવી ચાલુ સુચનાથી તેને પુસ્તક રૂપે તુરત છપાવવા મ્હારી વૃતિ લોભાઇ પરન્તુ સિદ્ધ થઈ ચુકયું છે કે કવિયોની નાણા સંબંધી સ્થીતિ સારી નહોય અને તે પ્રમાણે મ્હારી સ્થીતિ પણ તેવીજ હોવાથી છપાઈ વીગેરે ખર્ચની જબરી મુશ્કેલીથી હું તેમ કરવામાં તદન અશક્ત બન્યો.

પરન્તુ શ્રીયુત્ સાક્ષર લલિતે મને સુચવ્યું કે જુનાં સાહિત્ય પ્રસિદ્ધ કરવામાં નામ૦ વડોદરા સ્ટેટ બનતી મદદ આપે છે તો તેના વ્યવસ્થાપક તે સ્ટેટના વિદ્યા-ધિકારી મે૦ મસાણી સાહેબને જાહેર કરો તો જવાહીરને અવશ્ય લાભ મળશે.

સુચના પ્રમાણે જવાહીરનાં થોડાં કટીંગો સાથે એક વિનતિ પત્ર મે૦ મસાણી સાહેબની હજુરમા નિવેદન કરી યોગ્ય મદદ ઇચ્છી એટલે તેઓ સાહેબે તે જવાહીર જુનું સાહિત્ય ગણાય કે નહીં ? તે સંબંધનો અભિપ્રાય સાહિત્ય પરિષદના નેતાઓથી મેળવવા ફરમાવ્યુ. જો કે તે વ્યાજબી હતું પરન્તુ ગરજાઉ બની અજાણ્યા દરવાજે ટાઇમિ બેટાઇમિ અભિપ્રાય લેવા ધક્કા ખાવાનો કદાચ વખત આવે તો તે પ્રત્યે મને અયાગ અણુગમો હોવાથી મે આપ મેજેજ તેની ક્રિયાને યોગ્ય ન લેખી ત્યારે મે૦ મસાણી સાહેબે ફરી ફરમાવ્યુ કે, તેમ કરવું ઠીક ન જણાય તો સાક્ષર કેશવલાલભાઇ ધ્રુવનો અથવા તો પ્રો૦ આનંદશંકરભાઇ ધ્રુવનો કે મે૦ રમણભાઇનો અભિપ્રાય લઇ જવાહીર સાથે મોકલો.

આ ક્રમ યોગ્ય જણાતાં અભિપ્રાય માટે એ જવાહીરો ક્યારે અને ક્યાં જાતે લઇ આવું કે પોષ્ટદ્વારા એ મોકલુ ? તે જણાવવા તે ત્રણે માનવંતા મહાશયોને મેં જુદા વિનંતી પત્રો લખ્યા. જેમા સાક્ષરશ્રી કેશવલાલભાઇએ ઉત્તર આપવાની કૃપા બતાવી અને બીજા ઉત્તર મેળવવામાં હુ . બેનસિબ રહયો.

સાક્ષરશ્રી કેશવલાલભાઈ ધ્રુવે મને પ્રતિ ઉત્તરમા લખેલુ કે.

\+ + + +

" હાલમાં શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી બહુ તાકીદે કરવાનું અને બહુ વખત રોકે તેવું કામ બળવવામાં આવ્યુ છે એથી કરી હું ઇષ્ટ બન્ધુ કૃત્ય કરવામા અસમર્થ બનું છું. '

તેઓશ્રીનું ઉપર પ્રમાણેનું લખવું મને વ્યાજબી જણાયુ. એટલે પછી લાચાર બની છેવટે તે સવ હકીકત મે૦ મસાણી સાહે

અને લખી રોશન કરી ત્યારે તેઓ સાહેબે ફરમાન કર્યું કે,

"પુસ્તક તમે પ્રસિદ્ધ કરો અને તેની નકલ આ તરફ મોકલશો, એટલે ગ્રંથોત્તેજક ફંડમાંથી પુસ્તકની યોગ્યતાનો તપાસ થઇ જેટલી નકલો ખરીદ કરવા લાયક જણાશે તેટલી લેવામાં આવશે."

ઉપર પ્રમાણે મે૰ મમાણી સાહેબ તરફથી નેક કૃપા ઉત્તર મળવાથી પુસ્તક પ્રસિદ્ધ કરવામા મને ઉત્સાહની સાથે હિંમત વધી અને તેથી આખરે મેં પોતાથીજ ગમે તેવી મુસ્કેલીના ભોગે જવાહીરના ભાષાન્તર સહિત મુળ ૫૦૦) દુહાઓનુ પહેલા ભાગનું પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવાનુ પદરથી સાહસ વહોરી લીધુ

આ પુસ્તકનાં અગાઉ ગ્રાહકો થઇ જે સદ્‌ગ્રહસ્થોએ આશ્રો આપ્યો છે તે સર્વનો હું માન પુર્વક આભાર માનું છુ.

જવાહીરના સંબંધમા જોકે સંખ્યાબંધ અભિપ્રાયો મળ્યા છે તોપણ સ્થળ સંકોચના લીધે તેમાથી ફક્ત નિચે પ્રમાણેના અભિપ્રાયો જનતાની જાણ ખાતર દર્શાવવામા આવે છે.

(૧)

વિ૦ ક૦ ક૦ નં૦

૧૦૯૨

વિદ્યા ધિકારી કચેરી

વડોદરા તા. ૨૬ સપ્ટેમ્બર સન ૧૯૧૨

રા. રા કવી ખીમજી

"કાઠીયાવાડી-જવાહીર."

મુ. બગસરા.

\+ + + + +

આપે જે હલકા લેકોની કવિતા એકઠી કરી છે તે અમને તો સાદી અને સરલ લાગે છે. તેથી જો આપ ટીકા સાથે અને બને તો તે કાવ્યો બનાવનારના જીવન ચરિત્રો સાથે છપાવશો તો, આ તરફથી પુસ્તકોને ઉત્તેજન આપવા સારૂ રાખેલ રકમમાંથી આપને યોગ્ય ઉત્તેજન આપવામાં આવશે.

\+ + + + +

(sd) A. M. MASANI
વિદ્યા ધિકારી.

(૨)

રા. કવીરાજ ખીમજી વસનજી ભટ્ટ.
બગસરાવાળા.

\+ + + +

તમારી "સાંજવર્તમાન" માં "કાઠીયાવાડ—જ્વાહીર" નામનાં પુસ્તકની જાહેર ખબર વાચી ખુશી થયો છુ. તમારાં "કાઠીયાવાડી—જ્વાહીર" સાંજમાં હું ઘણી કાળજી પુર્વક વાંચતો હતો અને તે વાચીને વખતો વખત એ લખનારનું નામ સાંજવાળા પાસેથી મેળવવા વિચાર થતો હતો તે એવા ઈરાદાથી, તેમને એ "જ્વાહીર" એક પુસ્તકના આકારમાં છપાવવા સુચના કરૂ. અને એ બાબનપર લક્ષ આપવા ટાઈમ ન મળવાથી તે બાબનમાં તમારી સાથે પત્ર વ્યવહાર કરી શકયો નહિ પણ આખરે પોતાની મેળેજ મારી ઇચ્છા પાર પડેલી જોઇ હું ખુશી થયો છું. ફુરસદ વખતે તમારાં "જ્વાહીરો" વાંચવાથી જ્ઞાનની સાથે આનંદ આપે એવાં છે. હું તમારા

આ સાહસને દરેક ફતેહ ઇચ્છું છું. તમારાં એ "જ્વાહીર" ના પહેલા ભાગ માટે મારૂં ગ્રાહક તરિકે નામ નોંધશે ત્યાર બાદ જેટલા ભાગો પ્રસિદ્ધ એ પુસ્તકના કરવાના હોય તે માટે મારૂં ગ્રાહક તરીકે નામ નોંધશો.

હું ધારૂં છું કે "મુંબઈ સમાચાર" માં પણ કેટલીએક કવિતાઓ તમારા તરફની આવે છે તે કોઇ કોઈ વખત વાંચું છું તે પણ પ્રસિદ્ધ કરવા જેવી છે તા. ૨૪–૨–૧૩ મુંબઈ.

લી.

( સહી ) રાવબહાદુર સુંદરદાસ નારણદાસ બી૦ એ૦ એલ૦ એલ૦ બી૦ સોલીસીટર.

અને

નોટરરી પબ્લીક જસ્ટીસ ઓફ ધી પીસ.

મુંબઇની કોરપોરેશનના પ્રજા કીય સભાસદ,

વડોદરા ધારા સભાના પ્રજા કીય સભાસદ.

( ૩ )

તા. ૫–૩–૧૩ ઢાંકા.

**કવી ખીમજી વસનજી જોગ**

જત લખવા હાસલ કે, આપ "કાઠીયાવાડી–જ્વાહીર" નામનું પુસ્તક બહાર પાડવા ચાહો છો તેમાં આપને કેવળ ધન્યવાદ ઘટે છે એ "જ્વાહીર" હમોએ દરેક વખતે "સાંજવર્તમાન" માં વાંચેલું હોવાથી ખાસ આવું પુસ્તક બહાર પાડવા માટે આપને અભિપ્રાય

આપવાનો હતો પરંતુ એટલામાં આપની જાહેર ખબર વાંચી સં-તોષ થયો છે. "જવાહીર" ખરેખર એક અમુલ્ય જવાહીર છે. સમજુ અને કદરદાન માણસોજ તેની કદર જાણી લેશે.

હાલમાં ઘણે ભાગે કાઠીયાવાડની જુની કહેવતો અને જુની (નવ નવીન વાંચનો નીકળવાથી) વ.તો વિસરાઇગઇ છે તેને આ તમારૂ પુસ્તક પાછી યાદ આપશે. અને એવી કહેવતોના શોકિનો બલકે "કાઠીયાવાડી પ્રજા" માટે આ ઉમદા તક આવી છે.

વીગેરે જેટલાં આ પુસ્તકનાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે એજ

લી.

(સહી) મેમણ. મામદ ઉમર ઘડીયાળી,

ટાંકા કાઠીયાવાડ.

---

ઉપર પ્રમાણેના અભિપ્રાયો પુસ્તક પ્રસિદ્ધ થયા પહેલાંજ વગર પ્રયાસે આપ મેળેજ લખાઇ આવ્યા છે.

મ્હારાં આ "જવાહીર" ના માટે આપ મેળેજ વ્યાજબી ઈનસાફ આપવા ખાતર જે સદ્‌ગ્રહસ્થોએ અભિપ્રાયો આપી કદરબુજ બતાવી છે તેને ખરેખર ધન્યવાદ આપવા ઉપરાંત માનવંતા સોલીસીટર રાવ બહાદુર સુંદરદાસભાઈ નારણદાસભાઈ કે જે એક મુંબઇમાં સુપ્રસિદ્ધ નર રત્ન લેખાય છે તેઓ સાહેબે મારા લેખ માટે ઉપર પ્રમાણે જે અભિપ્રાય લખી મોકલવાની આપ મેળેજ કૃપા બતાવી છે. તેના માટે તેઓ સાહેબનો તથા નામ૦ વડોદરા

સ્ટેટના વિદ્યાધિકારી મે. મસાણી સાહેબનો હું ખાસ નમૃતાથી આ ભાર માનું છું.

આ સ્થળે મ્હારે જણાવવું જોઇએ કે, રા૦ બા૦ સુંદરદાસભાઇ સાહેબે મને પોતાની મંગળ મય મુલાકાતનો લાભ આપી પોતાના એક કૃપા ભિલાષી સમાન લેખે એવી રૂડી ખાત્રી માનવામાં મને સઘળી તક આપી હતી.

તેઓ માનનંતની આવી માયાળુ લાગણીની પ્રબળનાએ આ જવાહીરનુ પુસ્તક તેઓના પ્રતાપી ફોટાથી ભુષિત કરી તેઓની સેવામાં આ પુસ્તક હું અર્પણ કરવાને દરેક રીતે ઉત્સુક બન્યો પરન્તુ મ્હારા માનનતા અન્નદાતા બગસરાના દરબારથી અને પોરબંદર સ્ટેટના એડમિનીસ્ટ્રેટર નામ૦ વાજસુરવાળા સાહેબનો હું આશ્રિત હોઇ આ પુસ્તક તેઓ નામદારની હજુરમાં અર્પણ કરી તેઓ નામદારના પવિત્ર ફોટાથી ભુષિત કરવાની મેં મારી ફરજ સમઝી અને તેઓ નામદારે પણ તેમ કરવા રૂબરૂ કબુલ્યુ હતું પણ લાચાર કે તેઓશ્રીનો ફોટો મેળવવામાં હું લાભ વિલામ થયો. અને અગાઉથી ગ્રાહક થયેલાઓ તરફથી પુસ્તક મળવાની અનહદ ઉતાવળ થવા માંડી આવાસં જોગમાં પ્રભુ કૃપાએ મુબઇના શ્રીમાન્ શેઠ સાહેબ ખીમજી ખાર્સર વીરજીની હજુરમાં પોતાનો પ્રતાપી ફોટો પુસ્તકપર મુકવાની તથા પુસ્તકની અર્પણ પત્રીકા સ્વિકારવા નંમ્ર પ્રાર્થના કરી અને તેઓશ્રી માને મ્હારી તે પ્રાર્થના મંજુર કરી એટલે નિર્વિધને હું આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં ભાગ્યશાળી થયો.

મારી અસમજના લીધે ભુલો રહી ગઇ હોય તો ક્ષમા કરી મને સુચવવામાં આવશે તો બીજી આવૃતિ વખતે ખાસ તે પ્રત્યે લક્ષ આપવાનું બની શકશે.

જવાહીરનાં કર્તાનાં લગભગ (૩૧) જીવન ચરિત્રો મેળવ્યાં છે. પરંતુ તે સર્વ જીવન ચરિત્રો પહેલા ભાગમાંજ સમાવવામાં આવે તો પુસ્તકનું કદ ઘણું વધી જવાથી તે બીજા ભાગમાં આપવાનું મુલતવી રાખ્યુ છે તેમજ ૩૫૦૦) દુહા=સોરઠામાથી ૫૦૦) દુહાનો આ પહેલો ભાગ પ્રસિદ્ધ કરી હવે પછી ૫૦૦) નો દરેક એમ જવાહીરના ૭ ભાગ જેમ જેમ મને સુજ્ઞ વાંચક વૃંદ તરફથી ઇનસાફ મળતો જશે તેમ તેમ પ્રસિદ્ધ કરવા મારી શક્તિ લંબાશે

આ જવાહીરનું પુસ્તક મારે ગયા બે માસની આખરમાંજ પ્રસિદ્ધ કરવું હતું પરંતુ લાચાર કે; મુંબઇમાં પોતાના લોક પ્રિય ખેલોથી માનવંત થયેલી શ્રી આર્ય નિતી દર્શક નાટક સમાજનો હું નોકર હોવાથી તે સમાજનો "દ્રાવતી" નાટક લખવાના કાર્યમાં રોકાઇ રહેવું થતાં તથા વિજ્ઞપ્તિમાં બતાવ્યા પ્રમાણે ઉપરાંત બીજી કેટલીક મુશ્કેલીના અંગે પુસ્તક પ્રગટ કરવામાં ધાર્યા કરતાં વિલબ થઇ અને તેથી અગાઉથી નામ નોંધાવી ગ્રાહક થનારાં માનવત ગ્રાહકોને પુસ્તક મળવામાં મોડું થયુ તેના માટે તે સર્વની ક્ષમા યાચું છુ.

પહેલા ભાગમાં અમુક દુહા સોરઠા કવિશ્વર દલપતરામભાઇની કૃતિના ફાર્બસ સાહેબને સંબોધી લખાયા છે તે અર્થ સુચક હઇ લેવામાં આવ્યા છે તેમજ મુરખ સરદારના, લક્ષ્મિના અને ,પરસુરણ પિંગળ પદ્ધતિના થોડાક છે તે કોની કૃતિના છે તે જણાયું નથી .સબબ કે

તે ભડૌળ સાત વર્ષ પહેલાં મુંબઇમાં તંબાકુવાળાની દુકાનેથી તંબાકુ વેચાતી લેતાં દુકાનદારે એક કાગળમાં તંબાકુ બાંધી આપી તે કાગળમાં તે લખેલા હતા અને તેને ઠીક કરી વાંચતાં તે બોધ યુક્ત જણાતાં લેવામા આવ્યા છે.

જો કે નાણાં બિડ સબબ આ પુસ્તક છપાવવામાં મ્હને ઘણું ખમવું પડયુ છે. તોપણુ તેને પબ્લીક કરવાની સિમા સુધી આવવા તક મળી તે બાને પરમ દયાળુ પરમાત્માની હજુરમાં પ્રાર્થના સહિત હું તેઓનો આભાર માનું છું. અસ્તુ. તા. ૮–૭–૧૩ મુ. મુંબઇ.

લિ૦

લખનાર.



# વિજ્ઞપ્તિ.

ઉદાર ચિત્તનાં અને હંસવૃત્તિનાં વાંચકવૃંદને આ વિજ્ઞપ્તિથી વિદીત કરવાની હું ખાસ અગત્યના વિચારૂં છું કે;

આ પુસ્તકનાં પ્રુફ સુધારવા મ્હારા હાથમાં આવવાં ચાલુ થયા ને અરશામા એકનો નાટકનું ચાલુ કામ, અને ડેઇલી પેપરોનાં રાબેતાના કામની પ્રવર્તિનો વિશેષ વધારો તે સાથે શરિરે તાવ વિગેરેની વ્યાધિ તથા માથાનો સખત દુખાવો શરૂ થયો તેમા મ્હને પ્રુફો વાચી સુધારવાની ફરજ પડી એટલે ઉપરની મુસ્કેલીના લીધે મ્હારાથી આ પ્રુફ સુધારવા લેશ પણ નિવૃતિ મળી શકી નથી તેથી તેમા કેટલીક વધારે ભુલો દ્રષ્ય રહી હોય તેના માટે હુ આપની ઉદાર ક્ષમા યાચું છુ

વી૦

કર્ત્તા.

---

## કાઠીયાવાડી–જવાહીર.

ભાગ ૧ લો.

---

# આભાર પત્ર.

શ્રીયુત શેઠ જીવરાજ ગોકળદાસ નેણશી
ધી ભાટીયા મિત્ર મંડળના ઉપમંત્રી સાહેબ મું. મુંબઇ.

વિ. વિ. કે, "જવાહીર" નું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આપ સાહેબે મને દરેક રીતે બનતી મદદ અને સવળતા આપી છે.

જવાહીરમાં શ્રીમાન્ શેઠ સાહેબ ખીમજી આસર વિરજીનો પ્રતાપી ફોટો મેળવ્યા ઉપરાંત તેવા સુપ્રસિદ્ધ શ્રીમાનની મંગળમય મુલાકાત અને યોગ્ય મદદ લેવા હું ભાગ્યશાળી થયો તે ખરેખર આપની મ્હારા પ્રત્યેની અપૂર્વ લાગણીનુ જ પરિણામ છે એમ મને ખુલી રીતે કબુલ કરવું પડે છે.

આ સ્થળે અવશ્ય જણાવવાની મને કુદરતી રીતે ફરજ પડે છે. તે એકે આપનું વય યૌવન છે. આપ શ્રીમંતના ફરજંદ છો જ્યાં પણ આપની રહેણી એવી તો પ્રસંશનિય છે કે તે દરેક શ્રીમંતના યુવકોએ અનુકરણ કરવા જેવી છે. અને તે એકે, નિર્ભીમાનપણું સરલ અને સાદી વર્તણુંક, ધર્મ નીતિ પ્રત્યે ભાવ કુળ ગૌરવનું અભિમાન પરોપકારી વૃતિ, સાહિત્યનો શોખ, અભેદ પણું અને મુરબ્બી મર્યાદાની જાળવણી વીગેરે વતન આપના પ્રેમી હૃદયમાં નિરંતર વિરાજી રહેલાં છે.

ટુંક મુદતમાંજ આપે આપનાં સજ્જનતાં વર્તનનું આદર્શ બતાવી મ્હારા પ્રત્યે પરાપુર્વનો ચાલુ સંબંધ હોય તેવું માનવાને મને સબળકારણ આપ્યું છે એટલુજ નહીં પણ વ્યવહારમા મને સ્નેહીની ગરજ પુરી પાડી મને સ્નેહીભાવથી ચાહો છો તે સર્વના બદલામાં હું આપનો અત્યંત આભાર માની ઇચ્છું છું કે શ્રીકૃષ્ણચંદ્ર આપનું ચીરંજીવી જીવન સર્વ રીતે વ્યવહારમાં જશવંતુ. બનાવે. અસ્તુ.

વી૦ સુ૦ તા. ૨૨-૭-૧૩ મુ. મુંબઈ.

કવિ ભીમજી વસનજી ભટ્ટ, અગસરાવાળા.

# કાઠીયાવાડી—જવાહીર

પહેલો દિધેલ બોલ, પામ્યું થઇ પેતુળિયે નહીં;
નીકળે કાળો કોઠ, પાને ત્હારે વિંજરા.

*અર્થઃ*—વિંજરાએ પોતાના જીવજાન દોસ્તને દોસ્તિના અંગે અનેક પ્રકારના આશામય કોલ ( કરાર–વચન ) આપ્યા હશે, પરન્તુ આપેલ કોલ એક પણ વિજરો ન પાળી શક્યો ત્યારે તેનો દોસ્ત તેને સંબોધી, સકળ સૃષ્ટિના સજ્જનને કહે છે કે, અરે હે સજ્જન સ્નેહીઓ ! કોઇ પણ માણસને આશામય બોલ આપતાં પહેલાં તે પોતાથી પાળી શકાશે કે નહીં ? તેનો તમે પુખ્ત વિચાર કરજો અને જોજો તમને તે પાળી શકવાની ખાત્રી થાય તોજ બોલથી બંધાજો. કદાચ બોલ આપ્યા પછી જો તે નથી પળાતો તો પછી બોલ આપનારના કપાળે કાળો કોઠ નિકળે છે અર્થાત તે ખોટા બોલા .પણાની આપ મેળેજ કપાળમાં કાળી ટીલી વ્હોરી લ્યે છે.

× × × આ ઉપરનું વાક્ય વિંજરાનો દોસ્ત જેમ વિંજરાને કહે છે તેવીજ રિતે તે વાક્ય માલિક અને આત્મા=જીવ ને પણ લાગુ પડે છે અને તે એવી રીતે કે, જીવ જ્યારે નવ માસ સુધી માતાના દુર્ગ-

મ ભય ગર્ભમાં હતો ત્યારે ત્યાંથી મુક્ત થવા માલીક ( પ્રભુ ) આગળ હદ ઉપરાંત આજીજી કરી છેવટે કોલ આપ્યો કે હે! માલીક! તું મને અહીંથી મુક્ત કરીશ તો હું બહાર નીકળ્યા પછી અહોનિશ ત્હારી ભકિત કરીશ. આ કોલના પરિણામે પ્રાણી માત્રનાં પાપ-પુન્ય નિર્ણનાર પ્રભુએ તેને ( જીવને ) ઉદરથી મુક્ત કર્યો. ( બ્હાર કાઢ્યો ) મુક્ત થઇ સસારમાં આવ્યા પછી માલિકને આપેલ કોલથી ફરી જઈ તેનું ભજન-યજન-પુજન કે અર્ચન ભુલી જઇ માયીક પદાર્થમાં અને સંસારી સબંધમાં વલખાં માર્યા કરવાં એ પણ એક જાતની કોલ ભ્રષ્ટતા રૂપ કલંકની કાળી ટીલી લેવા જેવો ઘાટ ગણાશે અને તેનું પરિણામ એજ કે આખરે લક્ષચોરાશીના ચકાવામાં ફરવું થશે.

( ૨ )

તમે માગેલ તેલ, તેદિ કાચુંય કુંપે નહીં;<br>આજ ફરવું ને ફુલેલ, વાળે નાખું વિંજરા.

અર્થઃ—વિંજરો આશક કોઇ મુગ્ધા માશુક પર લલચાયો પણ મુગ્ધા પ્રેમ રસના બીલકુલ અજાણી હઇ વિંજરા સાથે તનથી પ્રેમરંગ ખેલવા ડરતી હતી જેથી મુગ્ધાવય વ્યતિત થતાં સુધી તેણી વિંજરા સાથે માત્ર મનથીજ પ્રેમના લ્હાણુ લેતી હતી. દૈવ ઇચ્છાએ મુગ્ધાને પ્રૌઢપણું પ્રાપ્ત થતા પહેલાં ( મુગ્ધા સાથે મન ગમતો પ્રેમરંગ માણ્યા શિવાય ) વિંજરાને દુર દેશાવર જવું પડયું અને તેથી તે મુગ્ધા જ્યારે પ્રૌઢાપની અને પ્રેમ રસના સ્વાદને સમજવા સર્વ રીતે શક્તિવાન થઈ ત્યારે વિંજરાના વિયોગમાં ટળવળતી તે સુંદરિ અંતર ઉદ્દગાર કાઢે છે કે, હે! વિંજરા? તમે વખતો વખત મારી પાસે પ્રેમ રસ રૂપી તેલની માગણી કરતા હતા પણ લાચાર કે તે વખતે ફુલેલ

=પુલ મિશ્રીત કરી પકવેલું અર્થાત સુગંધી તેલ તો શું પણ તેના અભાવે કાચું ( તલનું ) તેલ પણ અમારા કોરા કટોરામાં નહોતું પણ વખત જતાં તાજું સુગંધીદાર તેલથી કટોરો જ્યારે ભરપુર છે ત્યારે તે પુલેલ તેલનો ઉપયોગ કરનાર તમેં (વિજરો) ઘણે દુર છો માટે અબળા ઉપર કૃપા કરી વ્હેલા વ્હેલા પધારો એટલે મન ગમતી રીતે તે પણ તમને તેનાથી અધિક આનંદ ઉદ્ભવે તેવી રીતે જુક્તિ પુર્વક શુદ્ધ પણ અપુર્વ ભાવે તમારે વાળેવાળે સિંચી તમોને શાન્ત. કરૂં.

## ( ૩ )

ઘોડાં ઘોડાં દુઃખ, માનવી માતરને,
એથી અદકેરાં, વ્હાણ ભરાણાં વિંજરાનાં.

અર્થ:—પહેલી મુગ્ધા પ્રૌઢા થઈ અને વિંજરાના પ્રેમ વિરહમાં ઝુરી ઝુરી કાયર થઇ તોપણ વિજરાથી સયોગ ન થયો ત્યારે મરવાની અણીપર આવી કહે છે કે, આ સંસારની ચાદરપર ઉભેલાં દરેક ઇન્સાનોને થોડું-ઝાઝું દુઃખ હોય છે. પણ હે વિંજરા ? ત્હારા વિયોગે તો મ્હારાં દુઃખ એટલાં બધાં વધ્યાં છે કે તેનાં મોટાં વ્હાણ ભરીયે તો પણ ઘણા બાકાન્સ રહે.

## ( ૪ )

વિંજરશીનાં વ્હાણ, દરિયે ચાલે ડાલતાં;
નેજે નહિ નિશાન, નાવ કીશે નાંગરીયે.

અર્થ.—ફરી એ પ્રૌઢા કહે છે કે, હે! આશક વિજરા? ત્હારા વિયોગ-વિરહમાં મ્હારૂ મન રૂપી વ્હાણ, ભવ સમુદ્રમાં અનેક આધિ-

વ્યાધિ અને ઉપાધિ રૂપ પ્રબળ તોફાનથી વમળે ચડી હાલક ડોળ થઇ રહ્યું છે કે જેને ભાગતાં કે ડુબતાં લેશ પણ હવે વિલંબ નથી તો તેને હવે શી રીતે બચાવવું? કેમકે તોફાને ચડેલાં વ્હાણની સલામતીના મુખ્ય સાધનો નેજો–નિશાન–નાવિક–રૂપ તમે (વિંજરો) દ્રષ્ટિએ પણ નથી.

( ૫ )

કોતર મોર કણંકીયા, વાદળ ચમકી વિજ;
રાણો રદામાં સાંભર્યો, આવી જેઠી બિજ.

અર્થ:—ઉપર પ્રમાણેની દશામાં વિંજરા વિયોગે દિવસ વિનાવતાં, વૈશાક માસ ઉત્તરી જ્યારે જેઠ બિજ=જેઠ શુદ બીજ આવી ત્યારે આકાશ=વાદળ=ગગન=આસ્માન; બધું વાદળ–દળથી ઘેરાઇ ગયું અને વર્શાદથી છવાઇ રહ્યું ત્યારે અચાનક ગગડાટ નાદની સાથે વિજળિ ચમકવા માંડી જેથી પર્વતના ગાળામાંથી સિંહ તથા મોરલા બોલવા લાગ્યા જે સાંભળી વિંજરા વિયોગી વનિતાનું ચિત્ત ચિન્તામાં વ્યગ્ર થવા લાગ્યું અને એવા ભયાનક સંજોગથી · સ્વામિની

જ કરે છે. પરન્તુ, આ સંસારમાં મનુષ્ય જોબન અર્થાત યુવાવસ્થાને વિનાવી બુઢાપામાં જાય છે ત્યારે પછી પુન: એજ રીતીએ યુવાવસ્થા પ્રાપ્ત થતી નથી. માટે જીંદગીમાં જેજે તક આવે તે પુરતા વિચારે માનવ પણાંને છાજે તેવાં કાર્ય અને વર્તન; નીતિથી ભરેલાં કરવાં એજ મનુષ્ય જીવનની સફલતા છે.

( ૭ )

જોઇને વોરીયેં જાત, જાતે જોખો લાગે નહીં;
પડે પરોણે ભાત, વઢે પણ વેડે નહીં.

અર્થ.—આ સંસારમાં જેની સાથે સ્નેહબાંધવાની મરજી થાય તો સ્નેહ બાંધનારે સ્નેહ બાંધનારની યોગ્યાયોગ્યનો, વાણિનો, વર્તનનો અને સમજ શક્તિનો પુરતો વિચાર કરવો. અને તેની દરેક હિલચાલ શાન્તિ પુર્વક તપાસી તે નિર્મળ જણાય તોજ પછી તેની સાથે સબંધ સાંધવો એટલે પછી તેવા સબંધી સાથે કદાચ પુર્વની લેણા દેણી પ્રમાણે જે તુટ પડે તો પણ તે સબંધી આપણને વિંખી પિંખી નાખવાને જાહેરથી નહીંતો આડકતરી રીતે પણ મલિનતા નહીં કરે એટલુંજ નહીં પણ પારકાને હાથે કદાચ આપણું ખરાબ થવાનું છે એવું તેને અનાયાસે જાણવામાં આવશે તો પણ તે આપણને ખબર આપ્યા શિવાય તે પોતાના ડાહાપણના, વિનતા અને વખતના ભોગે પણ આપ મેળેજ આપણું ખરાબ થતું અટકાવવા માટે બનતું કરશે. માટે સ્નેહિનું પદ ડાહ્યા માણસોએ પરિક્ષા કરીનેજ અવરને આપવું એજ ઉત્તમ ગણાય છે. પણ જો ઉતાવળથી ચ્ચીટ દેખાવમાં અંજાઇ સામાથી સ્નેહ સાંધી દેવાથી એનું પરિણામ

સ્નેહ સાંધનારને તથા સ્નેહ સંધાવનારને ખેદ મુક્ત બને છે. જેના સબંધમાં વિંજરાને તેની પ્રેમી વ્યક્તિ કહે છે કે તું ભલે મને છોડી દુર દેશાવર ગયો પણ ખાત્રી છે કે દુર બેઠાં પણ તું મારી દરેક ફીકર રાખતો હઇશ. નહીં કે મને વગર વાંકે, રિબાવી મારી નાખવાનું ધારતો હઇશ.

( ૮ )

**જેથી લાગ્યો જીવ, એથી તન તારવીયે નહીં;**
**ભલે જાય સમુળાં શરિર, વિસરીયે ના વિંજરા.**

અર્થઃ—વિંજરાના પ્રેમિ વ્યક્તિ છેવટમાં વિંજરાને કહેવરાવે છે કે હે વિંજરા! કોઇ માણસથી દોસ્તિ બાંધવી નહીં, ને બાંધવી તો પછી તે દોસ્તિના અંગે ભલેને પોતાના પ્રાણનું પણ જોખમ થાય તો પણ તે મુકવી નહીં કે દોસ્તથી લેશ માત્ર પણ જુદાઇ રાખવી નહીં પણ મર્ણ પર્યંત સુધી તેની સાથેની દોસ્તિને પુર્ણ ભાવે નભાવી રાખવી. ( પણ દોસ્તીની કીમત કરનાર દોસ્ત પણ તેનીજ સમજ શક્તિ ધરાવતો હોવો જોઇએ. નહીં તો દોસ્ત પ્રત્યે પોતાનો સતભાવ ભળાવવો અને ક્ષારવાળી જમીનમાં જનમન રંજન કરનાર મોગરાનો નાજુક રોપો રોપવો એ બંનેનું પરિણામ સરખુંજ છે. )

( ૯ )

**જળ ઉંડાં બેડી જાટરી, કાંઠો કયાંઇ ન દેખાય;**
**જેના ખુટયા ખારવા, તેના વાપણ કવા વાય.**

અર્થઃ—મહાસાગરના મધ્ય ભાગે કે જે સ્થળે કોઇ પ્રયત્ને તળું પણ ન દેખાય એટલાં ઉંડા પાણી હોય, હોડી પુરાણી અને તેમાં પણ મોટું ગાબડું પડી અંદર ન ઉલેચી શકાય તેવું અને તે-

રહ્યું પાણી આવતું હોય, દુર્દિનમાં દેખતાં પણ કિનારો દેખાતો ન હોય, હોડી હાંકવામાં ઉપયોગી ગણાતી પાવડીયો તુટી ગઇ હોય, હાંકનાર કાયર થયો હોય, અને પછી પવન સમુદ્રને તોફાની બનાવવા ઉશ્કેરી હોડીને મરણ તુલ્ય નિર્દયતાથી ડોલાવતો હોય આવા સંજોગોમાં મુકાયેલ મુસાફરની શી દશા થાય ? તે વિચાર કરો અને મારા પ્રત્યે દયા ધરો. કારણ કે હે પિંજરા ! તમારા વિયોગમાં મ્હારી પણ હોડીમાં બેસનારના જેવી કઢંગી સ્થીતિ થઇ પડી છે.

( ૧૦ )

શેરિ મિત્રો સો મળે, તાળી મિત્ર અનેક;
જેમાં સુખ દુઃખ વાટીયે, તે લાખોમાં એક.

અર્થ:—આ સંસારમાં મ્હારાં વ્હાલાં વાલેશ્વરિ અનેક સગાં સબંધીઓ છે પણ નિરંતર મ્હારા સુખ દુઃખમાં ભાગ લઇ શકે એવું સબંધી તો અનેક સબંધીમાં હે પિંજરા ! તમે એકજ છો.

( ૧૧ )

આશાને અમૃત ગણો, પણ છે કાચી ઝેર;
છાંડો ચેતી સુઘડનર, નહીં તો થાશે કેર.

અર્થ:—આખરે રિબાઇ રિબાઇને પોતાની બળતરા કાઢી થાકી તો પણ પિંજરાથી બેઠો થયોજ નહીં ત્યારે છેવટમાં તે પેખી સુંદરિનું મન કઠોર થયું. અને કઠોર થયા પછી તેનું મન વિદ્યુતવત્ પિંજરા ઉપરના મોહથી પાછું વળી આવ્યા પછી છેવટે તે સુંદરિ જગતને જણાવે છે કે, હે જગત ! ( જગતનાં ઇન્સાનો ! ) આ સંસારમાં દ્રવ્યની, વૈભવી થવાની, અધિકાર મેળવવાની, વિદ્વાનમાં

ગણાવવાની, સ્નેહથી મોહવાની, ઇશ્કીન વિચાર પાર પાડવાની, ન બની શકે તેવું બનાવવાની એવી એવી અનેક કે જે કેવળ માયીક વસ્તુના માટેજ જે મનુષ્ય આશાને પોષી નિરંતર (જીવન સુધી) પુજે છે તે મનુષ્યની કેવળ મુર્ખતા છે કેમકે આશા જેમ જેમ પુરી થતી જશે તેમ તેમ તે વિશેષ કોળતી જશે એટલે તેને પહોંચી વળવાને માટે મનુષ્ય તો શું પરન્તુ દેવતાનાં જીવન પણ બસ નથી માટે પરિણામે પસ્તાવોજ કરાવનારી આશામાં જીંદગી સુધી ન્હાયા કરવું તેના કરતાં ઇશ્વર પ્રત્યેની ભક્તિ વધારવાની અને અંતે મુક્તિ મળવાની આશા રાખીને એજ આશામાં મગ્ન્ન પર્યંત ન્હાયા કરવું તે વાસ્તવિક અને મનુષ્યપણું પ્રાપ્ત થયાનું સાફલ્ય છે. માયીક વસ્તુ મેળવવાની આશાનું પરિણામ ઝેર છે અને ઇશ્વર ભક્તિ વધારવાની તથા મુક્તિ મેળવવાની આશાનું પરિણામ આખરે અમૃત છે. હવે અમૃત કે ઝેર જે યોગ્ય લાગે તે સ્વિકારવાને સર્વ આપ મુખત્યાર છે. અને જેવા જેનાં સંચિત, તે પ્રમાણે એમાંથી એક પ્રત્યે મનુષ્યનો ભાવ થશે.

(૧૨)

જાવું છે રહેવું નથી, મરવું વિસા વિશ;
ચાર દિવસના સુખમાં, નવ ભુલો જગદિશ;

અર્થ.—આખરે પિંજરાના મોહ ઉપરથી પાછું ફરેલું સુંદરિ મન એવું તો ચેતિ ગયું કે જગત વ્યક્તિ પ્રત્યે નહી પ્રેરાતાં તે એકાએક પરમાત્માની શુદ્ધ ભક્તિમાં મુક્તિ મેળવવાની પ્રવર્તિમાં વળ્યું બાદ તે પોતાના અનુભવ જ્ઞાનિ ઉદ્ગારે જણાવે છે કે; 'આ જગતમાં જે જે આવ્યાં છે તેને વ્હેલું યા મોડું એક દિવસે નકી જ-

અને જેમનું તેમ છોડી ચાલ્યું જવું છે તો પછી અનીષ્ટ અને અલ્પ સુખને આપનાર જગતની વ્યક્તિ મેળવવામાં લોભાઇ જીવન પુરૂં કરવું તેના કરતાં તે જીવન પ્રરમાત્માનું ભજન, યજન કે પુજન અર્ચનમાં પુરૂં કરવું એ પરિણામે શુ ખોટું છે?

( ૧૩ )

**હિરાગળ ફાટયું હોય, તેને તાંતણુ લઇને તું નિયે;**
**કાળજ ફાટયું કોઇ, તેનો સાંધો ન લાગે સુરના.**

અર્થ—સુરના નામના મનુષ્યને દૈવિ પ્રેમથી ચાહનાર તેની પતિવ્રતા પ્રેમિણી, સુરના રિસામણાં જોઇ—જાણી કહેવરાવે છે કે, સુતરાઉ અથવા તો રેશમી કપડું ફાટયું હોય તો તેને યુક્તિ પુર્વક કાએન ફરજી સુતરના દોરા વતી એકત્ર કરી સાધી આપે તો તે એકત્ર થાય છે. પણ અમુક આગાધના પ્રભાવે, કાળજુ ફાટી જાય છે ત્યારે તેને સાંધવાનું કોઇ પણ સંસારમાં સાધન નથી તે નથીજ.

( ૧૪ )

**ભાણું ભાંગ્યું હોય, તેને રેણ દઇ રેવરાવિયે;**
**કાચનાં લટકયાં કોઇ, તેનો સાંધો ન મળે સુરના.**

અર્થ—પીતળ, તાંબુ, સોનું, રૂપું કે એવી કોઈ પણ ધાતુનું પાત્ર (વાસણ) ફુટે કે તુટે તો તેને પાછું સાધવા માટે અનેક રસાયણ શાસ્ત્રીઓએ ભિન ભિન રેણ તૈયાર કર્યાં છે કે જેનાથી તે પુનઃ સંધાય છે પણ કાચનાં વાસણ જ્યારે તુટે છે કે ફુટે છે તેને સાંધવા માટે કોઇ પણ જાતનું રહેણ નથી, તેવીજ રીતે ઇન્સાનનુ કાળજું પણ જ્યારે પ્રબળ આગાધથી ફાટે છે ત્યારે તેને અસલ રૂપમા

ત્યારે પેલી નવજોબની પ્રેમિણી એકલી અટૂલી એકાન્ત વાસમાં પ્રભુ સ્મરણમાં દિવસ ગાળવા લાગી ત્યારે તે સ્થાને અચાનક એક મુસાફર આવ્યો ને તે સર્વાંગે સુંદર અને નાજુક વયની પ્રેમિણીને એકલી જોઇ તેને પુછ્યું કે, હે સુંદરિ! તું કોઇનાથી કેમ ઘર કરતી નથી અર્થાત કોઇ સાથે કેમ લગ્ન કરતી નથી. ત્યારે તેના ઉત્તરમાં પ્રેમિણી કહે છે કે, સંસારમાં ચો તરફ નજર કરી મુકી તો જ્યાં જોયું ત્યાં કુઘર જોયાં એટલેકે કોઇના ઘરમાં કંઇને કોઇના ઘરમાં કંઇ એમ સઘળે અસંતોષ ભરેલો છે. અને તેથી મેં માન્યું કે કોઈ સુઘરનો નથી અર્થાત સજ્જનપણું ભર્યું નથી તો હવે સજ્જનપણાને અભાવે કુઘર કરવું તેના કરતાં એકલું જીવન વિતાવવું એ શું ખોટું છે?

× × શું વર્તમાન કાળમાં આર્ય દંપતિઓનાં ઘર એવાજ વિષયથી ભરેલાં હશે?

## ( ૧૮ )

ચતુર હોય તો રિઝવું, હસી રમાડું છેલ;
સુરખને શું વિનવું, હઇડે ઝાઝો મેલ.

અર્થઃ—કેટલાક ખુલાસા થયા પછી પ્રેમિણીએ જણાવ્યું કે હું પરણેલીછું છતાં પતિ મારાથી રિસાઇ બેઠો ને બીજી બૈરિથી સંસાર ભોગવવા લાગ્યો એટલે મેં એકાન્ત વાસ પસંદ કર્યો છે. ત્યારે મુસાફરે કહ્યું કે તું તેનાં રસણાં છોડવવા કેમ કંઇ યુક્તિ કરતી નથી! ત્યારે પ્રેમિણીએ ખુલાસો કર્યો કે, દરેક બાબતની સમજણ ધરાવતો એટલેકે સજ્જન સ્વામિ મળ્યો હોત ને તે કંઇ પણ કારણસર રસ-

બ્યું લઇ બેઠો હોત તો તે રસણું તજાવવા યુક્તિ પુર્વક ગતે તે ઉપાય કરી તેની ઉદાસી દુર કરત પણ જેને સમજણુનો છાંટો નથી અને અંતરમાં અજ્ઞાનના રૂપી મલિનના છવાઇ રહી છે તેવા મુઢ સ્વામિને કઇ રીતે રીઝાવું ? તે મને સુજતુ નથી.

+ + + સદ્ગુણની સંપુર્ણ પરિક્ષા કર્યા શિવાય, માત્ર કુળની મોટાઇમાં અંજાઇ દ્રવ્ય, વૈભવ, સમાન વય અને સ્વરૂપમાં લોભાઇને જે ઇન્સાન પોતાની કન્યાનાં કોઇનાથી લગ્ન કરે છે તે અંતે બિચારી રિબાઇ રિબાઇને મરે છે અને તેનો દોષ ખરેખરો તેના વડિલો પર આવે છે કે જેઓ બિચારીને તેવા સુધરેલા બળદિયાની કોટે પોતાની સમજણી પુત્રી રૂપ અમૃત ફળને લટકાડે છે.

( ૧૯ )

ફરતું આવ્યું ફુલ, માલમી મળ્યો નહીં;
માખી જાણે શું મુલ, ભમરા વિણ ભાણના.

અર્થ.—મન ગમતા નિર્મળ જળ સિંચનના પ્રભાવે રસરંગિ કોમળ કળિ વખત જતાં અપુર્વ પરાગ મય પુર બહારમાં ખિલી રહી પણ તેની કિંમત તેનો ભોગિ ભ્રમર હોય તેજ કરે. મતલબ કે ભોગી ભ્રમરજ તેનો ગુણ યા રસની મિઠાશ-મજા સમજે પણ નર્ક ખાઇના કિનારા પર ઉછરી ત્યાંજ પોતાનું જીવન પુરું કરનારી મક્ષીકા એવા પરાગ રસથી ભરેલા પુષ્પની મિઠાશ ન સમજે તેને તો સંસારની સર્વ મિઠાશ મહત્વનું સ્થાન નર્ક ખાઇના કિનારામાંજ સમાઇ રહ્યુ છે એમ સમજાય છે.

+ + + અજ્ઞાન વૃત્તિના પ્રભાવે અજ્ઞાન ગણનામાં ગણાતાં

મનુષ્યો પણ પોતાની માન્યતા યા કર્તવ્યને મહાતાવાળું સમજી તેમાં આનંદ માને છે. પછી ભલેને તેની માન્યતા યા કર્તવ્ય જ્ઞાનિ યા વિદ્વાનવર્ગમાં નિંદાતું હોયયા હાનીરૂપ છે એવું સિદ્ધ થઇ ચુકયું હોય તેવું જાણ્યા છતાં પણ તેની નિંદા યા હાની તરફ લક્ષનાખી પોતાની અજ્ઞાનના સમજી વૃતિને સુધારવા અજ્ઞાની મનુષ્યો લેશ પણ દરકાર રાખતાં નથી. આ દાખલા ઉપરથી દરેક મનુષ્યોએ એજ સમજવાનું છે કે, જગતશાળા છે મનુષ્ય વિદ્યાર્થી છે. દત્તાત્રય જેવા સમર્થે પણ અનેક જીવો પ્રત્યેથી કે જે જીવો કેટલાક ઉંછાછળી વૃતિ ધરાવનારમાં હાસ્યજનક મનાય છે તે પાસેથી પણ સદબોધ ગ્રહી તે પ્રમાણે વર્તવાને ચિવટ રાખીને લીધેલા બોધ સ્થાનને ગુરૂ મય અર્થાત પુજનિકસ્થળ માનતા હતા. કદાચ પુરી સમજ અને વિવેક દ્રષ્ટીના સાંગોપાંગ વિચાર બળથી અમુક કાર્ય સારૂ છે અને તેથીજ તેને સારૂ લેખી અમલમાં મુકવા ઉત્સુકતા વધે તો પણ તે સારૂં કાર્ય છે છતાં જગતમાં નિંદાય તેવું હોય તો તેનો અમલ કરતા ન લોભાતું પણ તેને વર્જીત કરતું એમાજ મનુષ્યની વ્યવહાર સફળતા સમાઇ છે અલબત્ત જેને વ્યવહારની સાથેનો સઘળો સંબંધ અને વાસના છુટી ગઇ છે અને જેનો આત્મા ઉંચ પ્રવાહ પ્રત્યે વળ્યો છે તેને તેમ કરવાની ઝાઝી દરકાર રાખવા જેવું નથી પણ વ્યવહારમાં રહી જેને વ્યવહાર કુશળ ગણાવુ છે તેવાંઓએ તો તે સુત્ર પ્રમાણે વર્તવુ એજ ઉત્તમ છે.

( ૨૦ )

ડાંખે લુંબું આવીયું, સાખે રસના માય;
કુજે સખીઓ શ્યામને, વઇશાખ વસમો જાય.

અર્થ:—શ્યામ વિયેગી-સુંદરી વ્યાકુળ બની વિરહ વેદનાના અભાવે માર્મિક શબ્દોમાં વઈશાખ માસ અને કેરીના પાકને સબોધી સહચરીની સાથે સ્યામને સંદેશો કહેવરાવે છે અર્થાત સખી પાસે હૃદયની વરાળ કાઢે છે કે, હે સખી ! તું મારા શ્યામ (પતિને એટલુંજ કહેજે કે, વૈશાખ મહીનો પુર બહારમાં ચાલ્યો જાય છે. આ માસમાં આંબાનાં વૃક્ષો પોતાના ફળથી ફળી લળી રહ્યાં છે અને તે ફળ હવે સાખોનાં રૂપમાં (પાકવાની સર્વસ્વ તૈયારીમાં આવી ગયેલાં આંબાનાં વક્ષો (કેરી)ને કાઠીયાવાડમાં સાખો કહે છે ) ફેરવાઈ જવાથી તેમાં અપુર્વ રસ ભરાઇ ગયો છે એટલે હવે ટાઇમસર જો તેનો ઉપયોગ નહીં થાય તો તે રસ ફળમાજ શુસ્ક થઇ જશે. ફળ મુન્ન લ્હરાએ આપ મેજે વૃક્ષેથી ખરી જશે. આખરે ધુળમાં રગદોઇ પરિણામે કચરાઇને રજકણુ રૂપે નાબુદ થશે ( માટીમાં મળી જશે) બાદ નમીને તે સમયની કિમત સમજાશે એટલે પસ્તાવો થશે માટે તિનેવો પસ્તાવો ન કરવો પડે એટલા માટે સાખની મિઠાશ લેઈ ત્રપ્ત થવાનું જે સખી ! તું સુચવજે.

+ + + આંબા રૂપ જગત છે કેરી રૂપ કલેવર છે અને રસરૂપ જીવન છે તથા મન રૂપ શ્યામ છે તેને આત્મરૂપ સંબંધી પોતાના સ્વાર્થ માટે બુદ્ધિરૂપ સખી દ્વારા સંદેશો કહેવરાવે છે કે હે શ્યામ (મન) તુંજે ભક્તિ નિતીના મિલનમાં જીવન રૂપી રસની મિઠાશ નહીં ચાખતાં વિયેગરૂપ અન્ય પ્રકારની આધિ વ્યાધિ ને ઉપાધિમાં રખડવા કરીશને જીવનરૂપ રસ આખરે સમય થએ સુસ્ક થશે કલેવર કેરી જગત વૃક્ષેથી ખરી પડશે પરિણામે માટીમાં મળવારૂપ અધોગતિમાં જવુ થશે. માટે સમય છે ત્યાં સુધી મનને ભક્તિ નિતીમા

રાકવું અને અન્ય સદ્વાસીઓને રાકવા સત્ત સમજાવવું એમાંજ ઉજ્જ્વળ
વળ તથા જન સમાજનું હિત સમાયેલું છે.

( ૨૧ )

કેશર ક્યારા બાંધીને, અંદર વાવો પ્યાજ;
સિંચો સ્નેહે ગુલાબજળ, હોય આખરે પ્યાજ.

અર્થઃ—અતિ ઉત્તમ ગણાતિ જમિનને સુવર્ણ (કંચનના) ના હળથી ખેડી, કાળજી પૂર્વક ક્યારા કરી, તેમાં કેશર અને કસ્તુરિનાં ખાતર પુરી તેમાં ડુંગળી (કાંદા) વાવીએ અને તેને દુધ તથા ગુલાબજળ અને સેન્ટ અતરથી સિંચી ઉછેરીએ તો પણ તેની દુર્ગંધી મટતી નથી અને અંતે ડુંગળિ તે ડુંગળિજ રહે છે.

\+ + + નિચ કુળના માણસને અનેક જાતનાં ઉમદાં આભુષણ અને કિંમતી જવાહીર ત્યા અમર આદિનાં વસ્ત્રો પહેરાવી નરવર એટલે રાજા અગરતો માન્યવર અધિકારીના સંપુર્ણ સદ્વાસમાં સતત રાખવામાં આવે, અને તેની જીવન વૃદ્ધિના માટે તેનું કલેવર દુધ ઘી. સાકર, ચોખા જવ અને ઘઉં આદિ સાત્વિક ખોરાકથી પોષવામાં આવે અને તેને વિધ વિધ વિધ્યા ભણાવી વ્હાલથી બોલવામાં આવે તો પણ તે નિચ તુખમનો પુરૂષ વાનર ગુલાંટની પેઠે પોતાની નિચતાનો સ્વાભાવ બદલતો નથી. અર્થાત ભુલી જતો નથી પણ પ્રસંગે તે પોતાની નિચતા ઉપર જશે.

અર્થઃ—ગુણવાન હોય, વિદ્વાન હોય, નિતિવાન હોય, મહાન કુળનો અને સર્વે રીતે સમર્થ હોય છતાં પણ જો તે નિચના સમાગમને ચાહશે તો જગ બત્રીશીમાં નિચની બાખ્યામાં ગણાઈ જશે, માટે પોતાનું કલ્યાણ ચાહવાના અભિલાષી પુરૂષોએ ગમે તેવી કદંગી સ્થીતિ હોય તો પણ સ્વપ્નામાંય નિચનો સંસર્ગ કાળે ૯ણ ન કરવો. કારણ કે, સમુદ્ર કે જે અગાધ શક્તિ અને મહિમા વાળો એટલેકે શ્રી વિષ્નુ જેવા જેના જમાઈ, ચંદ્રમા જેવા પુત્ર અને અનેક રત્નના ભંડાર વાળો છે છતાં પણ તેણે જ્યોતાની નજીકમાં રાવણને રાખ્યો તો રાવણ જેવા નિચના સંગે પોતાને બંધાવું પડયું મતલબ કે, રાવણ શ્રીરામચંદ્રની સ્ત્રી સીતાને પોતાની મલિન વાસનાથી હરિ લાવ્યો એટલે રામચંદ્રે તે સીતાને પાછી લાવવા અને રાવણને મહાત કરવા સૈન્ય લઈ રાવણપર ચડાઇ કરી, પણ રાવણના નિવાસ સ્થાન લંકામાં જતાં વચ્ચે મહાન સમુદ્ર હતો એટલે તેનાપર પાજ બાંધી તેઓ લંકામાં ગયા હતા. આ ઉપરથી પ્રથમ સમુદ્ર બંધાણો હતો. તે પહેલાં સમુદ્ર ઉપર પાજ (પુલ) બંધાયાની કંઇ પ્રમાણ યુક્ત બીનાં પ્રચલિત ભાગ્યેજ હશે.

( ૨૩ )

પત્ર પાઠવું પ્રેમનો, જો પ્રિય હોય વિદેશ;
મનમાં, તનમાં, નેનમાં, તેને શું સંદેશ.

અર્થઃ—પતિ વિયોગી પ્રેમદાને તેની સખી કહે છે કે, હે બાઈ! પિયુ પરદેશ વસે છે છતાં પણ તું તેના પર કુશળતાનો પત્ર

લખતી નથી યાને તેમની કુશળતાનો પત્ર મેળવાની પ્રવર્તિ પણ નથી તો એવું રહાઈ હૃદય કેવું કઠીન છે ? એવું સાંભળી પ્રેમદાએ તે સખીને જવાબ વાળ્યો કે, પ્રિતમ પરદેશ હોય તો વ્યાજબી છે મતલબ કે તે દુનિયાંની દ્રષ્ટિમાં પરદેશ છે પરન્તુ મ્હારી પ્રેમ દ્રષ્ટિમાં તો તે નિરંતર મારા સમાગમમાંજ છે એટલેકે, મારાતનમાં, મ્હારા મનમાં, અને મારા નેત્રમાં (નજરમાં) જ છે એટલે નાહક પત્ર લેવા દેવાની પ્રવર્તિમાં શા માટે રોકાઉ ?/

પતિ પરદેશ હતો છતાં પણ તે પ્રેમદાની પતિ પ્રત્યે એટલી બધી પ્રેમી વૃતિ હતી કે તે સઘળા જગતને પતિ સ્વરૂપ જોતી હતી અને પતિ નિરંતર મનમાં, નજરમાં રમતો હતો ત્યા તેના ભજપ્રકાશ તેનાં દિદાર અને તેના અંગનો મિલન સુવાસ પોતે ઘડી પણ વિસરી નહોતી પણ ક્ષણે ક્ષણે એજ ધુનમાં તેણી મસ્ત રહેતી હતી ધન્ય છે આવી પતિ ભક્ત મહીલાને.

+ + + પરમાત્મા સર્વ સ્થળે વ્યાપ્ત છે છતા પણ અજ્ઞાની મનુષ્યો તેને શોધવા કેવળ હવેલીયે વખતો વખત રખવાયાની માફક રખડે છે પણ જ્ઞાનિઓ તો પેલી પતિ ભક્ત પ્રેમદાની પેઠે પરમાત્માને પોતાની સમિપે સમજી શાન્તિથી મન, વચન અને કર્મથી તેના ગુણગાનમાંજ મસ્ત રહી પોતાનું જીવન કર્તવ્ય સફળ માને છે.

( ૨૪ )

પંખિણી પરવશ પડી, પડી પરાયે હાથ;
હાડ ચામ તો નચ રહયાં, પ્રાણ તહમારી પાસ.

અર્થઃ—દૈવ યોગ્યથી દુષ્મનના પંજામાં સપડાઈ ગયેલી સતિ સુંદરી, પોતાના સૌભાગ્ય અધિષ્ટાતાને સંદેશો કહાવે છે કે, હે માહ

અને મોહન, હૃદય રમેશ! પ્રતિકુળ સંજોગના પ્રભાવે હું પાપી, નિર્દય, કામાંધની જાળમાં સપડાઇ પડી છું કે જેના સંતાપથી મારાં હાડકાં અને ઉપરની ત્વચા (ચામડી) સુકાઇને શુસ્ક ગઇ ગયાં છે અર્થાત ત્હમારા વિયોગમાં એકલી અટુલી ઝુરી ઝુરીને હું કંગાળ દશામાં આવી પડી છુ પણ મારો પ્રાણ તો ત્હમારા પ્રાણ પ્રદેશની પાસેજ રમ્યા કરે છે, મતલબ કે દેહ અહીં છે અને પ્રાણ ત્હમારી પાસે છે.

( ૨૫ )

**પંખી હોઉંતો ઉડીયે, ઘડી ન રાખું ધિર,**
**જેમ જેમ પ્રિતમ સાંભરે, તેમ તેમ લાગે તિર.**

અર્થઃ—હવે પક્ષિના જેવી મને પાંખો આપી હોય તો વિલંબ કર્યા વગર હું ઉડી આવી હે પ્રીતમ ! એક પલકવારમાંજ ત્હમને મળીને ત્હમારા અંગને આલિંગન આપી ગળે વળગી પડત પણ લાચાર કે અત્યારે પાંખ વગરની છું એટલે મિલન અભાવે તમને સંભારી સંભારીને ત્હમારા વિયોગમાં ઝુરછું, વિરહ વ્યાધિ રૂપનિરથી વિધાંઉછું અને દુઃખી જીવન પુરૂં કરૂ છું

( ૨૬ )

**કાષ્ટ બળી કોયલા ભયા, કોયલા બળી ભઇ ખાખ;**
**પ્રિત શકી એવી બળી, ન કોયલા ન રાખ.**

અર્થઃ—લાકડું બળીને કોયલા થાય, કોયલા બળીને રાખ થાય, રાખ બળીને ઉડી જાય, પણ પ્રિત રૂપ અગ્નિ વડે હું એવી રીતે બળી કે નતો આ શરિરના કોયલા થયા, કે નતો કોયલા થઇ રાખ બની.

( ૨૭ )

એક બુરે સઘળા બુરા, વધે અતિશય કોપ;
અર્જુનના અપરાધથી, લયો ક્ષત્રિનો લોપ.

અર્થ:—સર્વ સજ્જન મંડળમાં કદાચ એકાદ માણસ નિચ હોય તો તે મંડળ તે નિચના લીધે નિચતામાં લેખાય છે. કેવી રીતે કે સહસ્ત્રા અર્જુને જમદગ્નિ ઋષિને ત્યાંથી કામ દુર્ગા ગાય લેવા તેમના પર, તેમની સ્ત્રી રેણુકા પર અને તેના સઘળા શિષ્યો પર અત્યાચાર કર્યો તો તેના બદલામાં જમદગ્નિના પુત્ર પરશરામે સહસ્ત્રા અર્જુનતેનો માર્યો પણ સઘળા ક્ષત્રિઓ તેના જેવાજ દુષ્ટ હોવાનું અનુમાન કરી એકવિશ વખત પૃથ્વિને નક્ષત્રિયા બનાવવાની ભિષણ પ્રતિજ્ઞા લીધી.

હોય તો તેણે ને ગુણને ગમે તેવી રીતે, ગમે તે વખતે, અને ગમે તેવા પુરૂષ પાસે ખુલો મુકવો નહી પરન્તુ, કાળજી પુર્વક તે ગુણને મનરૂપ મજુસ ( પેટીની ગરજ સારે તેવી જાતનો કબાટ ) માં રાખી તે મજુસને અભોસ-મૌન્ય યા ચુપકીદી રૂપ તાળુ દઈ રાખવું અને જ્યારે તે ગુણનું ગ્રાહક (ઘરાક) મળે ત્યારેજ તે તાળું મિઠાં અને નમૃ વચન રૂપ કુંચી (ચાવી ) વડે ઉઘાડી તે ગુણ જાહેર બનાવવું.

( ૨૯ )

ઓતર ખંડ અંધારીઓ, બારે મેઘ વરસાય;
જેને આવે છવીયે, કાળો મે કેવાય.

અર્થઃ—વરસાદનું દર્શન શ્યામવર્ણું હોય છે, તેનું આવવું અંધકારમય હોય છે અને તેનું વર્તવું અગવડના રૂપ હોય છે એટલેકે, વર્શાદ જ્યારે આકાશમાં વાદળ રૂપે ચડી આવે છે ત્યારે કાળો હોય છે. અને તે જ્યારે પૃથ્વિપર પડવાનો થાય છે ત્યારે ધુડ વંટોળિયાનાં અનેક તોફાનો થાય છે અને જ્યારે તે વરસવા માંડે છે. ત્યારે કેટલાકનાં છાપરાં, કેટલાંકની વસ્તુઓ પલળી જાય છે અને હેલી થવાથી બિચારાં પશુ પક્ષિઓ અને ગરિબ માણસોને ઘણી હાડમારી ખમવી પડે છે. આવી બધી રીતીએ અડચણ કરનારો છતાં પણ તે મેઘ સંસારનું જીવન સાધન રૂપ હોવાથી તેનું આગમન સર્વ સંસાર એક ચિતથી ચાહે છે.

+ + + અવગડતામાં પણ સારાંશ રહેલા છે અને તેજ મિસાલે ક્રોધી, ઉતાવળીયા અને તિરસ્કાર આપવાને ટેવાઈ ગયેલા હોય છતાં પણ તેનો સ્વભાવજે સાર્વજનિકનું કલ્યાણ કરવામાં દ્રઢ અને સત્યાગ્રહી હોય તો તે પુરૂષ અવશ્ય ચાહવા યોગ્ય છે.

## ( ૩૦ )

**`છેદાં અંતરિયાળ, માળા વિન મુકાય નહીં;**
**પાંગ્યું પરવતે, ભમિ વરતશું ભાણના.**

અર્થઃ—ઉપરનો દુહો ભાણ જેહવાને ઉપ્તળીએ ઈંડાને સંબો-ધી કહ્યો છે કે, ગર્ભવતિ પક્ષિણી પોતાના પેટમાં ગર્ભ પરિપક્વ થવાથી છેવટે તે મુંજાઈ ગઈ અને મનમાં વિચાર કરવા લાગી કે, હાથ નથી, પુખ્ત કલેવર નથી અને બચાંને જોગવવા પય ભરે-લા સ્તન નથી તો ગર્ભનાં બચાંને હું કેવી જોગવીશ ? માટે ગમે તે રીતે ગર્ભ-પાત કરૂં એટલે જોગવવાની આપદાથી હું અળગી થાઉં. એવું નક્કી કરી ને ગર્ભ-પાત કરવાને તૈયાર થઈ, એવામાં ગર્ભ તે માદાને કહેવા લાગ્યોકે હે માતા તું મને જોગવવા ચિન્તા શું કરે છે ? કારણકે જેણે મને ગર્ભથીજ વૃદ્ધિની ગતિ આપી છે તો આવી છે કે તેને મારા જીવનની ઘણી ફીકર હશે ને તેથી તે ઘટિત ખોરાકના ભાગ માટે ફેમવાર અવશ્ય તૈયાર કરતો હશે. માટે તું માગે પાત ન કર પણ એકાદ વૃક્ષપર સુકેલાં પાતરાં ટીંખળનો સાલો પોલો ત્હારી ચાંચ અને પગવડે માળો બાંધી તેમાં તું મને મુકીદે અને જ્યાં સુધી મારી ઇંડા કૃતિ મટી હું બચાંના રૂપમાં ન બદલાઇ જાઉં ત્યાં સુધી ફક્ત ત્હારી હુંફ મને આપતી રહેજે એટલે હુંફના પ્રભાવે ઈંડા-કૃતી છોડી હું પાંખને પામિશ અને પાંખ પામ્યા પછી હું પેદા કર-નારની કૃપાવડે જગતમાં વિચરી આહાર ભરણ પોષણ પોતાથી મેળવી લઇશ.

છે પણ કદાચ જોતે ના હોય તોતે પાયમાલી પામે આવો ગર્વધરી કરેછે પણ તે કેવળ તેની મુર્ખતા છે કેમકે જગતમાં જેણે દાંત આપ્યા છે તેજ મનુષ્યને ચાવણુ આપે છે. પુરૂષનો માત્ર તેનો નિમીત બને છે. છતાં ગાડા નિચેના સ્વાન માફક નકામો ભાર વ્હોરી ફરવું એ મનુષ્ય સમજને હિણપત લગાડનારૂં છે.

( ૩૨ )

**નિચ દ્રષ્ટિ તે નવ કરે, મોટા જે કહેવાય;**
**સિંહ લાંઘણો સો કરે, તોય તર્ણ નવ ખાય.**

અર્થઃ—મોટાતો એજ કહેવાય કે જે સમુદ્રનાં ખારાં પાણી મિઠાં કરી શકે, ચંદ્રનું કલંક કાઢી શકે અને પ્રાણી માત્રનું મર્ણ દુઃખ મટાડી શકે, એવાં કાર્ય કરીને મોટાઇ મેળવ્યા શિવાય સ્વજન બળે, દ્રવ્ય બળે, અધિકાર બળે, માત્ર મોટાઇ-વિશેશણનો બોજો શિર પર ઉપાડી અમે મોટા છીએ એવું માનનારા કે મનાવનારા કેવળ મુર્ખ શિરોમણી છે મનષ્ય કે શ્રષ્ટિ રૂપ ચાદર પર વસેનાં સર્વ પ્રાણી પેદા કરનારની દ્રષ્ટિમાં સરખાંજ છે એટલે નાનાં મોટાનો તફાવત નથી તોપણુ વ્યવહાર દ્રષ્ટિમા કહાય મોટાઇનું માન કોને આપવું એવડી યોગ્ય થઇ પડશે કે, જે ઇન્સાન માનવ ધર્મને સમજી નિતી, સરવતા, માયાળુ, ઉદાર અને પરોપકાર વિગેરે અનેક ભલ કાર્યમાં પ્રવર્ત રહેતો હોય તેને મોટો કહેવો અને તેવો મોટો પોતાનાં પ્રાણ ગુમાવવાના અણિ પર આવે છતાં તે નિચ કામ કરતો નથી કે નિચ કામ કરવાના વિચારને એક સેંકડના ૧૦૦૦) માં ભાગે પણ પોતાના હ્રદયમાં રહેવાનો વખત આપતો નથી તે એવીરીતે કે જેવી રીતે કેશરિસિંહ કદાચ સો લાંઘણો કરે તો પણ ઘાંસ ખાવા લોભાતો નથી.

+ + + એક પત્નિ વ્રત પાળનાર પુરૂષ અને એક પતિવ્રત પાળનાર સ્ત્રી હોય તો તેઓ પણ ગમે તેવા વિકટના સમયમાં આવે તે સામાની નિચતાને ભોગ થાય તોપણ તે પોતાનું એક આર્ગિવ્રત (શીયળ) થી ભ્રષ્ટ થતાં નથી.

ધન્ય છે તેવાં સ્ત્રી પુરૂષોને કે જે ભારત વર્ષનાં તેવાં સ્ત્રી પુરૂષો ખરેખર અલૌકિક ભુષણ રૂપ ગણાય છે પરમાત્મા આવાં સ્ત્રી પુરૂષોથી આખો ભારત સત્વર ભુષિત કરે, અસ્તુઃ

( ૩૩ )

નિત્ય કમળ જળમાં રહે, લેશ ન ભેદે નીર;
કામ ન ભેદે તેહને, જેનું શુધ્ધ શરિર.

અર્થઃ—કમળના રોપાની પેદાશ પાણીમાંથીજ છે ને તે નાશ થતાં સુધી પ્રતિદીન પાણીની અંદર ડુબેલોજ રહે છે ત્યાં પણ તેને પાણીનો લેશ પણ સંસર્ગ થતો નથી અર્થાત તે રોપો કોહાઇ જતો નથી તેવીજ રીતે શુદ્ધ શરિર વાળો મતલબકે સતસંગ સ્નેહીનો અને શુ દ્રષ્ટેણી કહેણીથી વર્તવાને સક્ષમ થયેલો હોય તેને કુટિલ અને ભવરાનમાં રખડાવી અંતે નર્ક (દોઝક) માં દોરી જનાર કામ (વિષય)ની અસર થતી નથી.

( ૩૩ )

કાર્તિક મહીના માંય, સઉત શિયાળો સાંસરે;
તેની ટાઢડીયું તનમાંય, ઓઢણ કે આભ પરધણી.

અર્થઃ—કારતક મહીનો લગભગ પસાર થાય ત્યારે જગતનાં શિયાળાનો છાયો છવરાંઇજવાથી ઠંડીનું પ્રબળ વધવા માંડે છે.

એ કડીમા નિનધાર પણે હોવાથી અમારાં અમળ અંગ ઉઘાડાં છે તેથી અમને શિત્ ચડે છે. તો હે આભાપગના ધણી? (ભીયા જેહવા) અમને શરિર ઢાકના માટે વસ્ત્ર આપો અથાત તમારા વિયોગમા અ આગથી એકવા શિયાળાની ટાઢ સ્હેવાતી નથી તો અગ ટાકણુ અર્થે તમારૂ મિલન (મિનાપ-જોડો) આપો.

+ + જગતમા વ્યાધિ આધિ અને ઉપાધિ મય આવરણો રૂપ શિયાળો આત્માપર કાણુ મેળવે છે ત્યારે તે પ્રભુ ભક્તિ રૂપ હુંફ વગર અતિષય ટાઢે થથરે છે. મતલબ કે તે અધો ગતિમા જાય છે. તો છૂર કહેછે કે હે જગતના પીના ! મને કૃપા કરીને એવી આધી આધીને ઉપાધીરૂપ શિયાળાની ટાઢથી બચવા તારી ભક્તિ રૂપ ઓઢણુ (પાગરણુ) આપ કે જેની હુંફે હુ તે ટાઢને વિતાવુ મનતબ કે ભક્તિ અર્થે પ્રવર્તે બનુ તો અને કઇક શ્રેય થાય

( ૩૪ )

આગશરમાં માનવી, સોના એકજ શ્વાસ;
તે વાતુંનો વિશ્વાસ, જાણુ કરગે જેહવો.

અર્થ—માગશર માસમા વિયોગી મનુષ્ય સયોગી બને છે, અને તે મુજબ જેહવો પણ વર્તશે એવો ભરૂંસો હતો છતા તેમ કરવાની તેણે તક ન લીધી એ તેના હૃદયની કેટલી બધી કઠોરતા ગણાય ?

+ + આ દુહામા ઉજળીએ જેહવા અર્થે જે ઉદ્ગાર કાઢ્યા છે તેનો સ્પષ્ટ અને વિસ્તારપૂર્વક અર્થ કરવાથી તે બિભત્સ

સંગામાં કદાચ લેખાય અને તેવું બિભત્સ વાંચન બનતાં સુધી વાંચકવૃંદના અવલોકનથી અદ્રશ્ય રહે તે વધારે સારૂં એમ અમારી નમ્ર માન્યતા હોઇ અમે તે વિવેચન કરવા માટે કલમને અચકાવી છે.

+ જો કે અર્થ બિભત્સ કદાચ થાય પણ જ્ઞાનદ્રષ્ટિથી જોતાં સંસ્કારી શૈલીમાં તેનો ભાવાર્થ મુકી શકાય છે પણ તેમ કરતાં કદાચ કોઇ વાચક વિકારી તેવા અર્થને આ પ્રસંગે અતિશયોક્તિનો આરોપ આપે એ બિની રહેવાથી માત્ર દુહા નીચે ટુંકો અર્થ કરી તેનેજ પુરતો માની લીધો છે.

## ( ૩૫ )

**રાણા રાખો રિત, ખોલ દઇ બરડાના ધણી;**
**પોસ માસની પ્રીત, જાણ્યું કરશે જેઠવો.**

અર્થઃ—હે રાણા ! ( ભીવા જેઠવા ) તમે જરા રાજ્યથાનીરીઅર્થાત રાજકર્તા યા તો રાજ્યનાં ફરજંદને શોભે તેવી યાનો મનુષ્યને ઘટીત હોય તેવી વાણી, વિચાર અને વર્તનની રીત રાખો. અને મને મળવાનું જે વચન આપ્યું છે ( કબુલ કર્યું છે ) તે નહીં પાળતાં વચન ભ્રષ્ટ થતાં પેદા કરનાર માલિકની અને પરતાં ફિટકો જોવાને ટેવાઇ રહેલી દુનિયાંની કંઇક બિક રાખો. તમોએ આપેલ વચનપર, વિશ્વાસ રાખી અમે વિયોગમા ને વિયોગમાં બે માસ તો વિતાવ્યા અને ત્રીજો પોસ પણ લગભગ પસાર થવા આવ્યો છતાં પણ તમે મિલન સુખ નહીં આપતાં અમારાં વિયોગી હૃદયને રિબાતું રાખ્યું તે શુદ્ધ પ્રેમિ તરીકે તમારી કેટલી બધી નિર્દયતા ગણાય છે તેનો જરા વિવેક દ્દષ્ટિથી વિચાર કરો.

( ૩૬ )

**મા માસે પરણે માનવી, વાગે ત્રંબાળુ ધ્રુશકે,**
**લગન ચોખા લઇ, આવો તો વધાવું વિણોઇના ધણી**

અર્થઃ—પોસ વિનાવ્યો અને માહ મહિનો આવ્યો, કે જે મહિનો વિવા કરવા માટે સર્વોત્તમ મનાય છે. વિશેશમાં દૈવિ પ્રેમને પીછાણનાર પ્રેમીઓનું પ્રથમ મિલન ચોઘડીયું ( લગ્ન મુહુર્ત ) ઘણે ભાગે માહ માસમાંજ બને છે તો અન્ય તેવાં દંપતિવૃંદ તેમ કરવા જોઇ મારૂ મન અધીરૂં બને છે. તો કૃપા કરી આપ આવી મળો કે આવી સર્વોત્તમ મનાયેલ ઘડીમાં હું પણ તમોને વર માળા ( મંગળસુત્ર ) આરોપી વેદવિધી પ્રમાણે તમને પતિ તરીકે કબુલી જગતમાં જાહેર કરૂ. તમારી સહચરી ઠરૂં. સુખની ભાગીદાર ગણાઇ સંસારી સુખની મીઠાશની આપ લે કરવામાં પ્રવતિ ધરૂ.

( ૩૭ )

**ફાગણ મહિને ફુલ, સઉ લાગે રળિયામણાં;**
**તેનાં આંધાં સાએ મુલ, વિજોગે વિણુંઇના ધણી.**

અર્થઃ—માહ વિત્યો અને ફાગણ માસ આવ્યો. ફાગણ માસમા રાએના મુજબ કેટલીક વલ્લિકા ( વેલ ) ઓને પુષ્પ લાગે છે અને તે પુષ્પ એવાં તો રસભર્યા અને રળિયામણા હોય છે કે જો તેનો ઉપયોગ સમયસર ન થાય તો તે આપ મેળે શુષ્ક થઇ કરમાઇ જશે. નિચે પડી વિંખાઇ જશે. કચરાઇ છુંદાઇને રજ થઇ પરિણામે માટી સાથે, માટી રૂપે મળી જશે અથાત બરબાદ થશે, અને પછી તેવા શોધવાથી કિંમત ખર્ચતાં પણ તે મળવાં મુશ્કેલ થઇ પડે છે.

+ + એમ પ્રમાણે ઉજળી કહે છે કે મ્હારી કલેવરરૂપી મદનવસંત પ્રભાની પ્રબળતાએ પુરબ્હારમાં ખીલી ચઢતિ થયેલી છે, અને જો તે વિયોગ આવરણથી વખત અગાઉ કરમાઇ જાય તો પુનઃ તેવી તે પ્રફુલિત અને રસભરી થવાની નથી માટે નકામી જુદાઇ જાણી તે તકને શા માટે ગુમાવો? આપણ ઉભયને સંતાપના આવરણમાં ઢરાવો છો !

( ૩૮ )

ચડતર માસે છેહ, ડોલરિયા દઇએ નહીં;
ખાંતિલા ખબર લે, વિજોગે વિણ્ડના ધણી.

અર્થઃ—ચઇતર માસમાં વનરાઇનાં ભિન્ન ભિન્ન વૃક્ષો નવનવાં કુંપળિયા ધરી નવપલ્લવથી પુર આનંદના બહારમાં ઝુલી રહે છે. તેને જોતાં વૃક્ષ કાપવાને ટેવાઇ રહેલા કઠિયારા ( કબાડી લોકો ) ના નિર્દય કુહાડાની કઠોર ધારા પણ તેનું છેદન કરતાં ત્રાસ પામે છે તો પછી આ કલેવર રૂપી વૃક્ષ નવયૌવન રૂપ નવાં અંકુરથી ઝુલી રહ્યું છે તેને તારા જેવો ડોલરિયો એટલે કે, છેલ છબીલો ને સઘળા ગુણકારથી શોભિતો સજ્જન, વિયોગરૂપ કુહાડાથી નાશ કરવા ઇચ્છે તે ખરેખર તારા માટે ( સમજુ આશકને ) કલંક રૂપ અર્થાત નિંદાયુક્ત ગણાશે.

+ + + હે પરમાત્મા ( આશક ) તારીજ સ્હેમપ્રભાવડીયે અમે આ અસાર સંસારમાં આવી રમણ કરવાને પાવરતાં થયાં છીએ. વિશેષ વૈરી, છોકરાં, માતા, પિતા, સગાં સ્નેહી વીગેરે અંકુરથી સજીવનાં થયાં છીયે અને કંઇક બુદ્ધિપૂર્વક સારાસારનું ભાન

કરતાં થતાં છીએ તો પણ જ્યારે તું પાપાચારમાં પડવાનીઆશા અમારા હૃદયમાં ઉદ્ભવે અને તેવી મલિન આશા પૂર્ણ કરવાને તુ નિર્દય આનુકૂળતા અમને આપે એ તારા માટે કહેલુ ન શોભિતુ ગણાય તે દરેકે ખુબ સમજવાનું છે.

( ૩૯ )

વૈશાકે વનમાંહી, આંબે સાખો ઉતરે,
(તે) તમ વિન (અમણે) કરમાય, વિજોગે વિંછુંડના ધણી.

અર્થઃ—વૈશાક માસમાં આંબાના વૃક્ષે કણ ચડી ગયેલ શાખો (પાકીને તૈયાર થતી કેરીઓ) ઉતરવા માંડે છે અને તેનો ઉપયોગ તેના ભાવિક સજ્જનનો કરતા થાય છે. તેમ આ કાયા રૂપ આંબા પર પાકું યૌવન રૂપ શાખો પાકીને તૈયાર થઇ છે પણ આનીને જો-તેનો વખતસર ઉપયોગ નહી કરોતો તે બગાડ થશે ને વખત જતાં ઉભયને વિમાસણ થશે.

+ + + બુદ્ધિ રૂપ માશુક મનરૂપ ( જીવરૂપ ) આશક ને આજીજી કરી સમજાવે છે કે, પ્રભુભજનરૂપ શાખો ( કેરી ) ને વખતસર ઉપયોગ નહીં કરે તો યૌવનરૂપ વૈશાક માસની વેળા વિતી જશે અને આખરે ( જમના પંઝામાં સપડાતી વખતે ) પુરો પ સ્તાવો ( વિમાસણ ) થશે.

( ૪૦ )

જેઠ મહીનો જાય, તેનો ધોખો ધરિયેં નહીં;
પુંઠલે પરેણા ખાઇ, જીવન વિનાં જેહવા.

અર્થ—જેઠ મહીનો આવે ત્યારે, ધણી વગનારીમાયજતનાદ

-ગનીને ખોઈ બેસે છે, તેજ મિસાલે તમારા વિયોગરૂપ માવજત અ-
ભાવે અમારી પણ એજ દશા થઇ છે.

+ + + હે પ્રભુ! અનેક જન્મ સુધી અજ્ઞાનતાના પ્ર
ભાવે રખડી રખડી અમે પણ પશુની માફક અમારી શક્તિ રૂપ
તારી ભક્તિ અર્થેનો ભાવ વિસરી ગયા છીએ અને તેથીજ અમે
અત્યારે આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ દુ:ખમાં રિબાઇ મરીયે છીયે
અર્થાત પુછલી પડયા છીયે. તો કંઇક હવે કૃપા કરો અને તમારી
ભક્તિરૂપ સતભાનરૂપ માવજતથી અમારો ઉદ્ધાર કરો.

( ૪૧ )

મોરે કુણમે, આવે ધરતી ધરાવતો;
અમ પાંતીનો એ, જાકળ સમ વરસ્યો નહીં.

અર્થ:—મે, નામના માણસની સાથે ઉજળી નામની નવયોવ-
નાને અથાગ સ્નેહ બંધાયો હતો અને તેથી તે સ્નેહના અંગે સદ
રહુ ઉજળીએ એમની પાસે એવી માગણી કરી કે તમે એક વખત
મને તમારી મીઠી અને મંગળમય મુલાકાત આપો. આ માગણી
સ્વિકારી મે, એ પોતાની મુલાકાત આપવાનુ ઉજળીને કહ્યું હતુ
છતાં મુલાકાત આપવાની મુકરર કરેલી તક કંઇ કારણસર વ્યતિત
થઇ ગઇ અને ઉજળી મુલાકાતની આશામા નિરાશ થઇ. એટલે
એટલે તેણી કહે છે કે, હે મે! તુ જબરા બુંદની વૃષ્ટિથી ભૂમિને
ધરાવી દેવામાં પછાત રહેતો નથી એટલે કે, જેની સાથે તારે કંઇ
સંબંધ નથી તેવાંની સાથે તુ અત્યંત પરિચય અને ભેળમેળ રાખે
છે પરન્તુ અમારા ઉપર તો તુ જાકળ ( મેઘનો ) થઇને પણ

ન્દરશો નહીં; મતલબ કે મુલાકાતને અભાવે એક દિવસ સદેશો મોકલીને પણ અમને શાન્ત કર્યાં નહીં.

( ૪૨ )

ઢાંગે રહેતી ઠેઠ, આઘા પણ ઓરો નહીં;
આવી બરડા હેઠ, પાંજર દાણા પાણીએ.

અર્થ—ઉજળી મેને એવું પણ કહે છે કે, હે મે, હુ ઠેઠ ઢાગા નામના પર્વત નજીકની રહેનારી ( આ ડુંગર કાઠિયાવાડમા છે ) અને ત્યાથી ત્હારા સ્નેહ આકર્ષણથી અગર તો દાણા પાણીના લીધેથી બરડાની મધ્યભાગે આવી ( બરડો ડુંગર પણ કાઠીયાવાડમાં છે અને તેની નજીકમા મેં જેઠવાની રાજ્યધાનીનુ શહેર ઘુમલી પુર્વે હતું તેમ બોલાય છે ) તો પણ ત્હારૂ મિલન તો ન થયુ પણ ત્હારાં દર્શન પણ ન થયા.

( ૪૩ )

વાડી માથે વાદળાં, મેડી માથે મે;
દઃખની દાઝેલ દેહ, મુખ દેખાડો ભાણના.

અર્થ—ઉજળીએ વિશેષમા એવુ પણ કહ્યું કે, જેમ વાડી ઉપર ચોમાસાની નાની નાની વાદળીઓ ઝઝુમિ રહે છે તેમ હેમે, તું ત્હારીજ મેડી ઉપર ઝુંમી રહ્યો છે એટલે કે ત્હારા બંગલામા ભરાઇ બેઠો છે છતા અમારા શરીર કે જે ત્હારી જુદાઈ રૂપી અગ્નિમાં બળી જાય છે તેને ઓલવવા એટલે બુજાવવા—શાન્ત કરવા અમૃત રૂપ ત્હારૂ મોઢું હે ભાણના ( મે જેઠવાના પીતાનુ નામ ભાણ જેઠવો હતુ ) કેમ બતાવતો નથી.

( ૪૪ )

**અમને મુંજવમાં મે, ઉંડે જળે આણીને;**
**મોઢું દેખાડને મે, ભોંઠા પડમાં ભાણના.**

અર્થ—ઉર્મી મેને કહે છે કે, હે મે ! અગાધ ઉંડા જળની મધ્યમાં બોલાવીને હવે મુંજવોમાં. મતલબ કે, પહેલાં અમને મર્મરૂપી બંધનથી બાંધી પરવશ કરીને હવે હડશેલો ન મારો, અર્થાત અમને ઉંડે કુવે ઉતારીને વરત ના વાઢો અને અમને તમારૂં મોઢું કે જેને જોવાને અમે તલપી રહ્યાં છીએ તે બનાવો અને હે ભાણના ! મુખ બનાવનાં યા દર્શન દેવા શરમાવ નહીં અગર નમેશ થાવ નહીં નેશરમાવું હતું તો પછી અમારી સાથે પ્રેમ જોડવો નહોતો, અમને પ્રેમબંધનથી બાંધી જગતમાં પોતાનાં તરીકે ઓળખાવવાં નહોતાં.

+ + + પ્રાણી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરે છે પણ તે ક્યારે કે જ્યારે આ અસાર સંસારનાં માઇક પદાર્થ લેવાની આશામાં અથડાઇ કાયર બની આખી વય ગુમાવી બેસે છે અને આ લોકમાંથી પ્રયાણ કરવાની છેલ્લી ઘડી આવે છે ત્યારે અને તે એવી રીતે કે, હે પ્રભુ ! હું પામર પ્રાણી કે જે ત્હારીજ પ્રસાદિની એક અંશરૂપ વ્યક્તિ છું અને તું પણ તેમ કબુલ કરે છે તો તેને ત્હારા રૂપમાં ( મોઢામાં ) મેળવી દેવા અને તેને આ સંસારના જન્મ મરણનાં દુઃખથી સદાને માટે મુક્ત કરવા એ ત્હારી ફરજ છે પણ જ્યારે તું આમ નિર્દય બનીશ તો પછી તેની શી દશા થશે ?

( ૪૫ )

**માં તણાવતું મે, તહારાં તાણયાં નહીં વરતિયે;**
**એક સગપણને દુજો સ્નેહ, તું તાણશ તો તુટશે.**

અર્થઃ--( આ સોરઠો દ્વિ અર્થી છે અટલે કે, તે એક તો મે, એટલે વરસાદને લાગુ પડે છે અને બીજો મે જોડવાને લાગુ પડે છે. ) તે એવી રીતે કે, ( ૧ ) હે વરસાદ ! ચોમાસું બેશી ગયુ અર્થાત ચાલુ થયું છતાં તું વરસતો નથી અને તણાવતો જાય છે અર્થાત દુર દુર જાય છે તે ઠીક નથી કારણ કે, તું જો તેમ કરીશ તો અમે કોઇ રીતે જગતમા સુખ શાન્તિથી દિવસો ગુજારી કોઈ રીતે જીવન લંબાવી શકીશુ નહીં એટલે કે વરસાદને લીધે અનાજ પાકે છે અને અનાજવડીયે મનુષ્ય માત્રના જીવનનો આધાર છે. તો ગમે તેવો મિત્ર અને વ્હાલામા વ્હાલુ મનુ વ્હાલું તણાવશે એટલે કે કદાચ રિસામણાં લઈ દુર થશે તો જગતમા તેના વગર ચાલું જશે પણ તું (મે-વરસાદ) જો તણાઈશ એટલે ત્હારી દૃષ્ટિને લંબાવીશ તો બીલકુલ ચાલવાનુ નથી. ( ૨ ) વિજોગી પોતાના સ્નેહી મેને કહે છે કે, હે મે ! તમે અમને મુલાકાત આપવાનો જે વાયદો કર્યો હતો તે વિતી ગયો છે છતા તમે મળતા નથી અને તણાવો છો તે તમોને લાજમ નથી કેમકે બીજા નિકટનાં સગાં વ્હાલાં કદાચ ન મળે તો તેની ઝાઝી દરકાર યા તો ચાલના નથી. પણ હે પ્રેમીજન ! તમે કે જેને મેં મ્હારૂ તન, મન અને ધન એમ સર્વસ્વ અર્પણ કરી દીધું છે તે જો નહીં મળો તો અમારૂ જીવન આ જગતમાં જોખમ મય છે.

+ + + હે પ્રભુ ! જગતમાં સગાં વ્હાલાં સુખ દ્રવ્ય વૈભવ વીગેરેનો ભલે ભોગવટો કરશુ પણ તે સાથે ત્હારી કૃપારૂપ ભક્તિ અમોને નહીં મળે તો અમારો એ બધો બનાવટી ઠાઠો ઠાઠ અતે ધુળધાણી અને વાપાણી છે.

( ૪૬ )

ગરના ડુંગર જાગીયા, ફરકયા વેળુનાં વજ્જ;
મે, ત્હારૂં રે મન, બકોળ થયું બરડાના ધણી.

અર્થ —( આ મોરઠો પણ દ્વિઅર્થી છે. ) તે એવી રીતે કે, ( ૧ ) વરસાદને લાગુ પડે છે અને ( ૨ ) મે, નામના માણસને લાગુ પડે છે. ઉજળીએ મે જેઠવાને એવું કહેવડાવ્યુ હતું કે, વરસાદ પોતાની વખતે જ્યારે જગતમાં આવી વરસે છે ત્યારે ગિરના ડુંગરા ( વનગઇ=જંગલના નાના મોટા પર્વતો ) જાગે છે. અર્થાત હરિયાળા=લીલા બને છે. ( ચોમાસામાં પર્વતો પર તરણ આદિ લીલોતરી ઉગી નિકળવાથી તે લીલાવરણો થાય છે અને વિણ નામની નદીનો ત્રટ ( કિનારો ) પણ લીલો કંઝાર જેવો થઇ કોળિ જાય છે અર્થાત પ્રફુલ્લિત થાય છે. પણ હે મે ! ત્હારૂં મન કોઇ દિવસ પ્રફુલ્લિત થયુ નહીં. મતલબ કે પથ્થર અને વૃક્ષ જેવી જડ વસ્તુના દેખાવ પણ વખત આવે અલોકિક દેખાવમાં ફેરવાઇ જાય છે પણ ત્હારૂં મન તો સદાય બકોળ એટલે કોળ્યા વગરનું અર્થાત નિર્દય મટયું નહીં. ( મુલાકાતનો વાયદો વિતી ગયો તોપણ તેં ત્હારી મુલાકાતથી મને સદાય વિમુખ રાખી. )

( ૪૭ )

રાજ તાજ તારાજ, આજ કર્યાં અણોસરાં;
ધન્ય ગતિ ગરિબ નવાજ, મોસાળ વર્તે મોંઘાતના

અર્થઃ—કોઇ એક વિધવા રાણીનો પતિ દુશ્મનની તલવારનો ભોગ થયો અને તે દુશ્મનોએ રાજ્યસહિત તાજ પોતાને સ્વાધીન કર્યાં. મહેલ લુંટી લીધો અને વિધવા રાણીને દેશપાર કરી. ત્યારે તે રાણી પોતાના ધાવણા કુંવર (ભવિષ્યના રાજ્યવારસ) ૭ માસના ને તથા એક ત્રણ વરસની કુંવરિ ( છોકરી ) ને લઇ નીરાશ્રપણે એટલે તદ્દન એકાએક પગે ચાલતી અને ભિખારણપણે ગામેગામ ટુકડો રોટલો માગતી ઉદર પુર્ણ કરી પોતાને પિયર જતી હતી. ( આવી દશામાં તે મૃત્યુજ પ્રિય ગણે એ સ્વાભાવિક છે પરંતુ ભવિષ્યના રાજ્યવારસની જીવનદોરી લંબાવાજ તેણી તત્પર રહી હતી. ) પિયેર ગયા પછી અભિમાની ભાઇ ભોજાઇના આશ્રા નીચે રહી. લેશ પણ માણસાઈ અને સાલસાઇને હૃદયમાંથી તદ્દન ઉલેચી નાંખનાર ભાઈ ભોજાઈ તેને ઘણીજ તિરસ્કાર રીતે તોછડાઇથી રાખતાં, ખાવાને તથા પોષાકને માટે પેલા કુંવર, કુંવરિ અને વિધવા રાણીને ( પોતાની બેન તથા ભાણેજોને ) એક ભિખારીને પણ ન પરે તેવી વસ્તુઓ આપતાં ઉપરાંત તેના પ્રત્યે હમેશના ધખારા કરતાં તેને કુવચનથી મેણાં મારતાં. એ સઘળા સંજોગને અનુભવીને વિધવા રાણી પોતાના ઉદ્‌ગાર ઉપરના દુહા મારફતે કહે છે જે ઉપરથી આ-

મતલબ કે ચડતી દશામાં વગર બોલાવે મો કોઇ ખમાં ખમાં કરી ખિજમત ઉઠાવે છે પણ પડતી દશામા એજ ખિજમતદાર સામુ પણ જોતા નથી. વળી ગરિબીમાથી વૈભવિ થવું ઘણું ઉત્તમ છે પણ વૈભવિમાથી ગરીબ થવું ઘણું નેષ્ટ છે પણ નાઇલાજ એ સઘળા શુભ અશુભના પરિણામનુ મુળ આપણાં પુર્વ કરમનું છે. માટેજ આ સંસારમા પુર્વના ખરાબ અગર સારાં કર્મ ખપાવવાં અને નવાં કોઇ પણ રીતે ન બાંધવા દરેક વ્યક્તિએ ખમુસ લક્ષમાં રાખવાનુ છે.

( ૪૮ )

કંચા તું કુંજર ગડયો, હેમ કટોરો હથ;
માગ્યાં મુક્તાફળ મળે, (પણ) ભીખને માથે ભઠ.

અર્થઃ—ગલી ગલીમાં હાથમાં કાચલી લેઇ કાચલીવાપણું ગ્રહણ કરી રાંક દશાએ "અરે બાઇ કોઇ આલોને" એવા દયાદ્રિન શબ્દોના સાધન વડે ભિખ માગવામાં ઉતરેલું અને પેલાઇ ગયેલું અનાજ મગતું હોય તેના કરતા કદાચ ભલેને હાથીપર બેસી કાચલીને બદલે હાથમા રત્નજડિત કંચનનો કટોરો લઇ ભિખ માગતો હોય અને તેથી પોઝીશનપણાની ભિખની રીતમાં તેને મોતિ મળતાં હોય તો પણ તે નેષ્ટ છે. મતલબ કે ભિખ માગવી ને ઝખ મારવી એ બરોબર છે, માટે પ્રતિકુળ સમયે મજુરીથી ઉદરપુણા કરવી. પણ નેષ્ટરૂપ ગણાઇ ચુકેલી ભિખથી આજીવિકા કોઇ પણ મનુષ્યે ન ઇચ્છવી.

\+ + + આવી નેષ્ટ ગણાતી ભિખને આપણા કેટલાક ભુદેવો ક્યારે તજી દેશે ?

( ૪૯ )

**જોબન પુછે જરાને, પ્રિત કેટલામાં હોય;**
**લાગે જમ લેખું નહીં, તુટે ટાંક ન હોય.**

અર્થઃ—જરા નામનો માણસ કે જે પ્રેમના કીડા તરીકે આગળ ઓળખાતો હતો, મતલબ કે તે પ્રેમનો પ્રમુખ થઇ પડયો હતો ત્યારે તેને પ્રિતના ઉમેદવાર યુવકે પુછયું કે, હે જરા! પ્રિતનું માપ ( સ્વરૂપ ) કેવું, કેટલું છે તે કહે. ત્યારે જરો કહે છે કે જ્યારે પ્રિત લાગે છે તે વખતે તેનું માપ નથઇ શકે તેવી ને અમાપ ( અગાધ ) છે; પણ જ્યારે તે તુટે છે ( પતળી છે, પલટી એમ છે કે પ્રતીકુળ થાય છે ) તે વખતે તેનું વજન એક ટાંક કરતાં પણ ઓછું થાય છે.

\+ + + પ્રીત આવી બેરંગી છે

( ૫૦ )

**ગોલાં હુંદી ગોઠડી, ખાખર હુંદી વાડ;**
**ધીરે ધીરે છાંડીયે, સરોવર છાંડે પાળ.**

અર્થ—જાણ્યે અજાણ્યે નિચ માણસની સોબત થઇ હોય તે ક્રમે ક્રમે ઓછી કરી તેને જાથુકને માટે છોડી દેવી. ખેતરની અંદરના પાકના રક્ષણ અર્થે ખાખરની વાડ કરી હોય તો તે વાડને પણ ધીરે ધીરે ઉખેડી તેના બદલે હાથથીયા થોરની વાડ કરવી. કારણ કે નિચના સોબતથી મનુષ્યનું શ્રેય થતું નથી. તેમ ખાખરાની વાડથી પાકનું રક્ષણ થતું નથી.

( ૫૧ )

વણ સગે વણ સાગવે, વણ નાતરીએ નેહ.
વણ માવતરે જીવશું, તું વણ મરીએ મે.

અર્થ.—ઉજળી મે જેઠવાને કહેવરાવે છે કે, હે મે જેઠવા! સગાના સ્નેહ અભાવે, નાતજાતના અભાવે, અને સ્નેહી અભાવે કદાચ અમે અમારૂં જીવન લબાવી શકીશું પરંતુ તમારા પ્રેમ અભાવે તો અમે એક પલ પણ અમારૂં જીવન લંબાવી શકવાને બીલકુલ અશક્ત છીએ, મતલબ કે, અન્ય વ્યક્તિઓની મીઠી નજર હશે અને તમારી કડવી નજર હશે તો તે અમને નહી પોસાય પણ તમારી મીઠી નજર હશે અને અન્ય સર્વની કડવી નજર હશે તો પણ અમે આનંદ માની જીવનને મીઠું ગણી લેશું.

+ + + જગતમાં સર્વની અપ્રીતિ હોય તો તેની દરકાર નહી પણ પ્રાણી માત્રને પરમાત્માની પ્રીતિની અવશ્ય જરૂર છે. માટે સર્વની પ્રીતિની દરકાર નહી ધરતાં સતત્ એક પરમાત્માની પ્રીતિ મેળવવાનોજ સત્ પ્રયાસ અને અભિલાષા વધારવી.

( ૫૨ )

કણ દાણો હોય, કે તો દઉં ગાડાં ભરી;
હઇયે લાલસા હોય, માંગી લે તું ઉજળી.

અર્થઃ—ઉજળીની અત્યંત આર્દ્ર વાણી સાંભળી આખરે મે જેઠવે તેને કહ્યું કે હે ઉજળી! તું જાતની ચારણ છો અને હું જાતનો ક્ષત્રિકુમાર છું એટલે સ્વાભાવિક રીતે ચારણ કોમ ક્ષત્રિકોમને પુજનિક અર્થાત્ આશ્રિત ગણાય છે તો પછી તેની પુત્રીનો પ્રેમ હું

કોઇ રીતે સ્વિકારી શક્વાને અશક્ત છું. વળી અત્યાર સુધી મેં જે તારો પ્રેમ કબુલવાનું તને વચન આપ્યું હતું તે કેવળ હું તારી જાતથી બીનમાહીતગાર હતો પણ જ્યારે હું તે જાણીતો થયો એટલે હવે હું તને કહિ કે, ભગિની તરીકે માની તને પગે લાગું છું અને કહું છું કે પ્રેમના બદલે જોઇએ તો ગામ—ગીરાસ, ધન, દોલત, વૈભવ અથવા તો મ્હારાં પ્રાણ જે જોઇએ તે માંગી લે—ત્હારી ખુબ સુરૂનિ અને પ્રેમપણાની નેક ટેકની જાળવણીના લીધે હું સર્વ આપવા તૈયાર છું. પણ પ્રેમ આપી જાણ્યા છતાં પાપ ખાઇમાં પડવાને અસમર્થ છું.

( ૫૩ )

આશા કરીને આવીયાં, નીરાશાં તેને ન વાળીયે;
તબકુક ટુંકા કરાવીયા, ભોંઠપ ઘણી ભાણના.

અર્થ:—ઉજળીએ કહ્યું કે હે ભાણના સપુતમે જેઠવા ! આપેલ વચનના આધારે તારી તરફથી મને ત્હારો પ્રેમ અવશ્ય મળશે એવી ખાત્રી રાખીનેજ આખરે હું ત્હારી હજુરમાં આવી પ્રેમની ભિખ માંગી છતાં પણ તેં નહી આપનાં નઘામાં અમને તોછડે નામે બોલાવી અર્થાત્ અપમાન આપ્યું તો તેવું કરતાં તમને તો શરમ ન આવી પણ હું લાજની ભરી આપઘાત કરૂં એવું મને અપમાન લાગ્યું છે.

( ૫૪ )

કેનાં પાડે કેનાં પોઢિયે, કેનાં ગાઠાં ભરાય;
અમારાં દુઃખનો પારના, વિંજર વાણ ભરાય.

અર્થઃ—વિજરા નામના આશકને તેની માશૂક વિંજલાના વિ-યોગમાં રિબાની હોવાથી વિંજરાને કહેણ મોકલે છે કે, હો વિંજલા! આ અસાર સંસારમાં અવતરેલાં મનુષ્યને કોઈપણ રીતે સુખ નથી અર્થાત્ સર્વેને કંઈ કંઇ દુખ તો રહેલુંજ છે. મતલબ કે કોઇને પોટકાં બંધાય તેટલુ હોય કોઇનું પાડો-પોઠિયો લાણી શકે તેટલું હોયને કોઇને વેજી ગાડું ભરાય તેટલું હોય પણ હે નિર્દય વિંજરા તારા વિયોગમાં ઝુરતી મરતી આ મદન જ્વાળામાં તવાતી નવનોવ-યાનું દુઃખ તો એટલું મહાન્ છે કે તેના તો વહાણ યા આગબોટ ભરાય તો પણ પાર આવે નહીં.

+ + + હે પ્યારા પ્રભુ ! આ જગત પાપરૂપ છે અને તેમાં આવી રમણ કરનાર પ્રાણીને પોતાની બેખબરથી અવશ્ય પાપના ર-જકણ ચોટે છે. અર્થાત્ તેને પાપ ભમે છે તેમાં કોઈનું પાપ પડીકું બંધાય તેટલું કોઈનું પાપ હેલકારીથી લેવાઈ શકે તેટલું, કોઇનું પાપ ત્રેન ભરાઇ તેટલું મતલબ કે સર્વેનુ- માપ થઈ શકે અર્થાત્ તે દરગુજર કરવા ચાહો તો કદાચ ન્યાયની રીતે પણ દરગુજર થઇ શકે તેવાં છે પરંતુ હે નાથ ! હું પાપીનાં પાપ તો એટલા બધાં પ્રબળ (ઘણાં) છે કે જેનાં વહાણ ભરે તો પણ માપી શકાય તેમ નથી તો મારી સમજ પ્રમાણે તે બીલકુલ માફ પણ ન થઇ શકે તેવાં છે પણ હે નાથ. આપ પતિતના પાવન કરનાર છો એમ સમજીને હવે મને ત્હારો અમૃત મય શરણ આઓ આપ અને મ્હારા સર્વ પાપની માફી આપ.

(૫૫)

જો સોંઘાં મળે તો, સોંઘાં વસાવીયે નહીં;
ખુટયાં એરો ખમે, જાનીસાં હોય જોગડા.

અર્થ.—વિત્તના મને શક્તિના ભોગે; અને વખતના ભોગે પણ જે વસ્તુ મળવી મુસ્કેલ થાય ને વસ્તુ મેળવવા દરેક પ્રાણીએ અવશ્ય મહેનત કરવી. પણ તેમાં કાયરતા પામી તે વસ્તુ (મોક્ષ) મેળવવાના અભાવે મોંઘી અર્થાત્ સહેજ મળી શકે તેવી વસ્તુથી સંતોષ માનવો એ પરિણામે મહાન્ ખેદ પામવા જેવું છે.

( ૫૬ )

દિન ગણતાં માસ ગયા, વરસે આંતરિયાં;
સુરત ભુલી શાયબા, નામે વીસરીયાં.

અર્થઃ—આ સંસારમાં સંજોગમાં આવનારાં ગમે તેવાં વ્હાલાં વાલેશ્વરિ ગણતાં હોય જેવાં કે માતા–પીતા, ભ્રાતા, ભગિની, સ્ત્રી, સુત કે સુતાએ સર્વે આપ મતલબી છે અને તેની ગવાહી વેદ પુરાણ અને કુરાંન પણ આપે છે તે ઠીક છે પણ તેની તરતમાં ખાત્રી એજ છે કે, અમુક વ્હાલી વ્યક્તિ કે જેના શિવાય આપણને એક પળ પણ જુગ જેવી જણાય છે તે વ્યક્તિનો સદાને માટે વિયોગ થાય છે ત્યારે આપણને એવું તો દુઃખમય લાગે છે કે તેની પાછળ આપણું જીવન પણ અકારૂં લાગે છે પરંતુ વખતના વહેવા પછી ધીરે ધીરે તે વ્યક્તિની જુદાઇ વિસારે પડે છે અને છેવે છેલે તો આપણે નાટકો, વીગેરે જેવી ગમ્મતની જગ્યોએ જઇ પુર આનંદમાં ગુંથાઇ પડીએ છીએ કે તે વખતે તે વ્યક્તિના નામ સ્મર્ણનું પણ આપણને ભાન રહેતુ નથી.

હવે કહો કે જેવું તે વ્યક્તિનું વ્હાલ આપણે વીસરી જવા તેવીજ અન્યકુયાતી ભોગની આપણી વ્હાલી વ્યક્તિ આપણને પણ વીસારી દેવાની છે. માટે વ્યવહારના નીયમ પ્રમાણે સર્વની સાથે સમાન ભાવ

અને નીષ્કપટથી વર્તવું પણ અંતરનો સંબંધ તો એક માલિક (પ્રભુ) પ્રત્યે રાખવો એજ પરિણામે ફળ યુક્ત છે.

( ૫૭ )

'પડી ગરજ મન ઓર છે, સરી ગરજ મન ઔર.
ઉદય કહે માનવ મનો, એકે ન રહે ઠોર.

અર્થઃ—જ્યાં સુધી સ્વાર્થ ન સધાય ત્યાં સુધી સ્વાર્થિલાઓની વાણી અને વર્તન કંઇક જુદા પ્રભાવનાં હોય છે પણ જ્યારે સ્વાર્થ સધાઇ રહે છે ત્યાર પછી તેવાઓની વાણી વર્તન તદ્દન મેતાનીશન રૂપમાં વિદ્યુત પાવરથી ફેરવાઇ જતાં વાર લાગતી નથી.

( ૫૮ )

અતલસનાં ઉતારી, પ્હેરિશ ગળિયલ પાટ;
ભમતો માગિશ ભિખ, શું સંભાળીશ માંગળિક.

અર્થઃ—વિદેશમાં જ્યાં સુધી તારું મ્હોન નહીં આવે ત્યાં સુધી રાજપાટથી વિહિન રહીશ. અમુલ્ય વસ્ત્રાલુપણના અભાવે લોક દૃષ્ટિમાં અણગમો પામેલાં ગળિ રંગનાં (ગરિબી કપડાં) પ્હેરતો થઇશ. ને હાથમાં કાચલી લઇ કાચલીયાનું વિશેષણ પામિ દેશેદેશમાં ગામેગામની ચૌટે ચૌટે ભિખ માગતો ફરીશ ત્યારે તું મને નહીં સંભારીશ મતલબ કે તને પશ્ચાતાપ થશે.

( ૫૯ )

સારાં ખમે સાર, ફટકીયાં ફાટી પડે;
ભીણીયું ભાતાવળહાર, સાચાં નીપજે રેણુનાં.

અર્થઃ—સાચાં મોતિ એટલે કે મહાસાગરમાંથી નીકળતી સીં

પનાં મોતિ હોય તેજ શંકુનો સાર પામી શકે છે અને રમણિય રંભાના અલૌકિક ઉર સ્થળને તથા કોટને હાર ( માળા ) ના રૂપે થઈ ગોભાવે છે અને તેની સુંદરતામાં વધારો કરે છે પણ બીજીયું અર્થાત્ જુદું બનાવટી મોતિ તે સાર પામી શકતુ નથી પણ સંકટાશમાં ( ભિસમાં ) આવતાં તર્તજ ભાંગી ભુકો થાય છે.

+ + + જગતમાં જે ખાનદાન અને ઉંચ ઓલાદથી ઉતરી આવેલો ઇન્સાન હોય છે તોજ તે હંમેશાં ગંભિર મતિ વિચારે અર્થમ શાન્ત રહી અન્ય તરફથી મળતી કડવાશનું પાન કરી પચાવી શકે છે. અને તે પચાવનાર ખરેખર અસાર ગણાતા સંસારમાં એક વિશ્રાંતી રૂપ અને વ્યવહારની શોભા રૂપ મનાય છે પણ નિચ તુખમનો જે ઇન્સાન છે તે ત્રણ કાળે પણ કડવાશ પી શકતો નથી કે પીને પચાવી શકતો નથી પણ કડવાશ ઘોળનાર પ્રત્યે સદા અભાવોજ રાખે છે અને પરિણામે પોતાનુ તથા પારકાનું વ્યવહારીક સુખ

આશીર્વાદ આપવા ઉભા રહ્યા અને ઊર્ઈ બાકી હતો તે ઘોડાની લ-ગામ ઝાલી રાખીને પણ આશીર્વાદ આપતો હતો. આ દેખાવ તેની આશાભરી નવયૌવના સ્ત્રી અગાશી પરથી જોઈ રહી અને છેલ્લી મુ-લાકાત લેવાને તથા રણક્ષેત્રમાં વિજય કરવાની બધામણ આપવા લલચાઈ રહી પરંતુ જ્ઞાતિ રિવાજ અને મર્યાદા શૈલિ મુજબ પવાર્ થઈને વડિલ મંડળમા તેમ કરી શકે નહીં એટલે ગભરાઈ ગઈ અને પોતાનું વ્હાલ રમાયન પરત્વે કેટલુ બધુ છે તેનો જાણકાર ચાહી સૂર્યદેવને વિનવી કહે છે કે હે પ્રભુ! મ્હારા અપૂર્વ વ્હાલની આરા પ્રાણવલ્લભ રમાયનના હૃદયમાં તુલના કરાવજો અને રણક્ષેત્રમાં તેને વિજય અપાવી. હું આશાભરી અબળાને પતિથી જલદી મેળવજો.

( ૬૧ )

અમરા કાજાની ઉજળી, ભાણુ જેઠવાનો રેહ;
જેદી પીંગલ પોઢતાં, તે દીનો બાંધેલ નેહ.

અર્થઃ—ઉજળી મેહને પુનઃ કહે છે કે, હે જેઠવા ! આપણુ બંનેની બાળવય હતી અને મારો બાપ અમરો કાજો ચારણ ને પોતાની ભેશું વીગેરે માલ લઇ ગીરના નેશમાં રહેતો હતો અને હું બાળક સમય મારો ઝુલો એક ઝાડની ડાળીપર બાંધ્યો હતો ને વખતે તમારો બાપ પ્રતિકુળ સંજોગે પોતાના રાજધાનિને ત્યાગી ને નેશને આશ્રે પોતાના કુટુંબ સહિત આવી રહ્યા ત્યારે તું પણ મારીજ ઉમ્મરમાં એક બાળક હોવાથી મારા ઝુલાની ડાળીએજ તમારો ઝુલો મારી સાથે બાંધ્યો હતો અને તેથી એકજ ઝુલામાં આપણે હિંચ્યાં છીએ અને ત્યા-રથીજ પતિ તરીકે મેં તને પસંદ કર્યો છે અને મોટા થતાં હવે

આમ નિર્દય બન્યો તે ત્હાગ જેવા સર્વ ગુણ સંપન્ન ને શું ગાભા આપે છે?

( ૬૨ )

ભેળાં ત્યાં નહી જાણતાં, જાણશો જુજવાં થયે;
મગેવર ઘણું મંભારશો, હંસા મેરામણ ગયે;

અથ —હે હંસ! ( મે જોહવા?) આપણે ભેગા છીયે ત્યા સુધી ન્હાગ (સરોવરના) ગુણની તને કીંમત નથી થતી પણ મન નળની અર્થાત ગનિ‌ત કુટુંબની સમઝ કોઇ રાજકુમારી (સમુદ્ર) થી ત્યાન્તા; અદગાહશે અર્થાત પત્નિ તરીકે કોઇ નાગની પુત્રીને રખુ સારામાગરજ તન ઇ (સરોવર) ની મહત્તાની તને (હંસ) ને સાવધ રહ્યાગે

ની એ ( ૬૩ )

ગંગા માકુ ઘર રહે, ત્રણ અવગુણ હોય;
કાપડ ફાટે રૂપુ વધે, નામ ન જાણે કોય.

અર્થ —ખુબસુરતને બુદ્ધિશાળી માણસ હોય છતા તે બુદ્ધિને ભિન વના વ્યવહાર ક્ષેત્રમા બહાર નહી પડતા ઘુનડની માફક ઘરને ખુણે પડી રહી પોતાની ખુબસુરતિ અને બુદ્ધિને ગોધી માર તેનુ કારણ એ કારનો તેને મુસાફરીના સાધનનો અભાવ હોય અથવા તો તે ઝુલમી વેપારીના કરજમા ફસાયો હોય અથવા તો તેનુ તેના બાપનુ અને તેના દાદાનુ નામ કોઈ જાણતુ ના હોય.

એ ત્રણે આવરણો હોય તો પણ બુદ્ધિશાળીયે તે નહી લેખતાં પોતાની બુદ્ધિ અજમાવવા આપ સનાથીજ પણ તે સત્ય પ્રમાણે

બહાર પડે તો પરમાત્મા અવશ્ય તેની બુદ્ધિની જાણ થોડી કદર જગાવવા લોકસમાજને પ્રેરણા કરે છે.

(૬૪)

સગાજ જાણ્યો શ્વાસ, સ્વાસ પણ સગો નહીં;
એનો સો વિશ્વાસ, સાચુ સોરઠીયો જાણે.

અર્થ:—સામળા નામના આશકને તેની માશુક શામળાના પ્રેમ અભાવે પુન. પ્રેમ મેળવવા સામળાને જળ અને મચ્છી (માછલી)ને સંબોધી સમજાવે છે કે, હે! સામળા? જળમાં માછલીયો ભળ કરે છે–ઓ કે છે બચ્ચાં મુકે છે. વ્યવહાર કરે છે. અને મગરૂ મુચ્છ જળના એકત્ર સ્થાને મેદી હરે ફરે છે છતા પણ જળ તેનો તિરસ્કાર નહી કરતા સદા પોતાની આશ્રિત ગણી પાળે છે અને બની શકે તેટલુ જીવન વધારવાને પુષ્ટિ આપે છે અર્થાત તેના ગુણનેજ જોઇ નીરંતર તેને તન મન અને ધનથી પોષી સર્વ દુનિયામાં તે પોતાનુ છે એવુ મનાવવા કદી ચુકતું નથી–તો પછી જ્યારે જળ જેવી જડ વસ્તુ એટલે કે સારાસારનું જેને ભાન નથી તે પણ માછલીને પોષવામાં આટલુ સાવધ રહે છે તો પછી હે? શામળા તમે તો ચઇતન્ય રૂપ જીવન ધારી એક પુરૂષ છો છતાં મારા જેવી પરો પરોલી પંખીણીને પ્રથમ પ્રેમદોરે બાધી હવે તેને શા માટે રિબાવી મારો છો? શું તેમાં તમારા પુરૂષ પણાની કદક મદના મનાઈ છે?

+ + +માછલી રૂપ પ્રાણી છે. જળરૂપ પરમાત્મા છે એટલે પ્રાણી અમે તેટલુ પોતાની મુર્ખતાની પ્રબળતાએ ઉન્માત બને તોપણ તેની સ્થિતિ કેવળ પરમાત્માની શક્તિ વડીયે છે તો, હે? પરમાત્મા જેની સ્થિય આપનીજ શક્તિને આભારી છે તેવાં અમો આ જગતના પ્રાણીના અપરાધ (કરણી) પ્રત્યે નહી જોતાં કેવળ પોતાનાંજ છે એવું અભિમાન ધરી અમારા અપરાધ દરગુજર કરી અખંડાનંદમય શ્રી શરણનો આશ્રો આપી અમોને નિર્ભય કરો,

(૬૬)

**અવની રોગ અનેક, જેનાં કીધાં છે જતન;**
**કણ તયબિતનું એક, ઓસડ ન કર્યું રાજવિ.**

અર્થ:—હે રાજવિ ! આ જગતમાં મનુષ્યને, પશુને, પક્ષિ યા ઝાડ પાનને જે જે રોગ લાગુ પડે છે તે સર્વને શાન્ત કરવા અનેક જાતની ઔષધિઓ ( દવાઓ ) ઉત્પન્ન કરી છે પરંતુ મનુષ્યમાં પડેલી કુટેવને ટાળવા માટે લેશ પણ ઔષધિ દુનિયામાં દ્રષ્ટિ ગોચર નથી થતી.

+ + +હે ! રાજ્વી જગતની અંદર આવનાં અનેક આધિ વ્યાધિ અને ઉપાધિનાં આવરણને દુર કરવામાં તારી હિંમત, શક્તિ અને બુદ્ધિ યથાર્થ એટલે કે-બસ છે પરંતુ મારી પ્રકર્તિમાં તારા મીલનની તલપગારીની જે પ્રબળ ટેવ પડી ગઇ છે તેનું ટાળી શકવામાં તદન અસામર્થ છો. મતલબ કે તું ત્હારૂં મીલન મને આપતો નથી ને વીયોગદુઃખ ટાળતો નથી

(૬૭)

**નાણા નાખીએ આકરાં, વોરીયે માલ સમાલ;**
**દુજાણે દાળિદ્રણ છુટીયે, કાળી એયું કહેવાય.**

અર્થ:—જાતવંત ભેંસની બમણી કીમત આપીને પણ તે ખરીદવી; કેમકે તેના દુધના આવકથી કુટુંબનો નીર્વાહ ચાલે અને શીરપર વધેલું કરજ ઓછું થાય છે. વળી સજ્જન માણસનો ગમે તેવી મહેનતે પણ સ્નેહ નીભાવી રાખવો કેમકે સજ્જનનો સ્નેહ આ ભવ અને પરભવ બંનેને સુધારવામાં સહાયભુત થાય છે.

( ૬૮ )

**હંસા પ્રીત કાંઇકી, વિપત પડે ઉડ જાય;**
**સાચી પ્રીત મેવાળકી, જે જળ ભેગા સુકાય**

અર્થ—અગાધ અને નિર્મળ નીરથી ભરેલુ સુંદર અને મા નવત લેખાતુ સરોવર પોતાના કિનારા પર વસી રહેલા હંસ વૃંદને કહે છે કે હે હંસ વૃંદ! તમોજ મારી સાથે પ્રીતિ ધરાવો છો તે પ્રીતિ માત્ર નામનીજ છે એમ હુ માનુ છુ કારણ કે તમોજ મારા કિનારા ઉપર તમો સ્વકુટુંબ સહીત વસી રહ્યા છો તે જ્યા સુધી કે જ્યા સુધી હું નિર્મળ નીરથી ભરેલુ છુ ત્યા સુધીજ પણ કાળે કરીને જો હુ સુકાઇ જાઉ તો મને તજીને તમે પહેલીજ તક સ્વકુટુબ સહીત તમારા ઉચાળા ભરીને તમે જળથી ભરેલા કોઇ અન્ય સરોવરનો કિનારો વસાવવામા જરા પણ વિલંબ નહીં કરો, અર્થાત મને ત્યાગીને તમે તરત ઉડી જશો એ નીર્વિવાદ છે માટે તમારી પ્રીતી તે પીતળીયા પ્રીતી છે અને ખરી પ્રીતી તો સેવાળની કે જે હુ સુકાઇ જતા તે મને છોડી દઇને અન્ય સરોવર પ્રતે નહી દોડે, પણ મારી સાથેજ સુકાઇ જઇ પોતાની હરીયાળીને ત્યાગી દેશે માટે તમો પીતળીયાની પ્રીતિ હુ ઇચ્છતુ નથી તો જાવ મારો કનિારો છોડીને તમે અન્ય સરોવરના કિનારાનો આશ્રય પ કડી લ્યો

સરોવરની આવી ગર્વિષ્ટ અને બે પરવાઇ ભરી તોછડી વાણી કટાક્ષ સાભળી વગર આનાકાનીએ અને વગર વિલંબે હંસવૃંદ તે સરોવરનો કિનારો છોડી ઉડી ગયા અને કોઇ અન્ય સરોવરના કિનારે જઇ રહ્યા બાદ ઘણી મુદત વિત્યા પછી કોઈ પ્રસંગ નો

રાજા પોતા સાથે જબરો સંઘ કાઢીને જાત્રાયે નીકળ્યો. મુસાફરીમાં સંઘસહીત રાજા તૃષાથી પીડાવા લાગ્યા અને તેથી પાણી માટે આસપાસના ન્યગોની શોધ શરૂ થઇ. પરિણામે હંસ વગરના કિનારાવાળું નિર્મળ અને અગાધ નીરથી ભરેલું પેલુ સરોવર નજરે પડયું અને સર્વ સંઘ સહીત રાજા તેના કિનારે જઇ પહોંચ્યા પાણી પી તૃષાને શાંત કરીને પછી બે ચાર ઘડી ત્યાંજ નીદ્રનિથી આરામ લઇ રસ્તાના થાકથી પણ મુક્ત થયા બાદ તે ચાલવા માંડયા. ચાલતાં ચાલતાં સંઘ પઇકીના કેટલાક માણસોએ વખાણ કર્યો કે વાહ વાહ આ તળાવ કેવુ મજાનું છે ? જે સાંભળી તળાવે પ્રશ્ન કર્યા કે હું સરોવર છું અને મને તળાવનું વિશેષણ કેમ આપો છો ? ત્યારે મુસાફરે જવાબ આપ્યો કે અલબત તારી જાહોજલાલી સરોવરજેવીજ છે પણ ખામી એટલીજ કે તારા કિનારા પર હંસવૃંદ નથી ને તેથીજ તુ તળાવના વીશેષણને લાયક છે ત્યારે સરોવરે કહ્યું કે મારા કિનારાપર અસંખ્ય હંસવૃંદ હતાં પણ તેની પ્રીત પીછાણીયા છે એવું સમજને મેં જાકારો આપ્યો તેથી તે સર્વ મારો કિનારો છોડી ગયાં છે. જે સાંભળી મુસાફરે તે સરોવરને શીખામણ આપી કે,

૬૯

સાયર હંસને મનાલે, એથી યહાં જોડ;
જેનાથી ઉજલાં દીશીએ, તેથી તાણી મ તોર.

અર્થ.—અરે હે સરોવર ! તું જલદી જા અને હાથ જોડીને તેના શરણમાં માથું નમાવીને કે મનાવી પટાવીને એ સઘળાં હંસવૃંદને તું પાછાં લાવ અને તારા કિનારાપર રહેવાને સ્થાન આપ;

કારણ કે તેમ કરવાથીજ તારી શોભા છે. અર્થાત જગતમાં સરોવર તરીકે ગણાશે પણ એ હંસ નથી તો તું તળાવની ગણનામાં એટલે હલકી પંક્તિમાં જાય છે, માટે વિલંબ ન કર અને સમજકે સંસારમાં જેનાથીજ આપણી શોભા માન અને મર્યાદા અર્થાત આબરૂ નભિ શકે તેવાથી કોઇ દીવસ પણ તાણીને બોલવું નહિં મતલબ કે એનાથી બોલી બગાડવું નહિં કે તેની સાથે વિક્ષેપમાં ઉતરવું નથી.

૭૦

નકનાં નાના મોતિને, જોઇ સુકવિયાં કેત,
કયા જપ તપને કારણે, અધર તણો રસ લેત.

અર્થ—કોઇ એક સર્વાંગે સુંદર મુગ્ધા કુમારિએ નાકમાં નથ (બુલાખ) પહેર્યું'તું અને તે બુલાખનું મોતિ તે મુગ્ધા કુમારિના અણીઆળા અધરની માફક મીઠાશ ભર્યા અને લાલીવાળા હોઠપર લટકતું હતું તે જોઇને સારો એટલે વીદ્વાન કવી તે મોતીને પુછે છે કે હે મોતિ ! તેં એવું તે શું તપ કર્યું છે કે જેના પરીણામે તું આ મુગ્ધા કુમારિના હોઠનો અમૃતમય રસ નીશદીન ચુસ્યા કરે છે? અર્થાત હોઠપર લટક્યુ રહે છે ? તે સાંભળી તે કવિને પોતે ઉત્તર આપે છે કે,

થયું ને શીપને મેં તજી દીધી. અર્થાત મને પેદા કરનાર મારા માવિત્રને મેં તજ્યાં. મારૂં નિવાશસ્થાન જે સમુદ્ર તેને પણ મેં તજ્યો એટલુજ નહિં પણ વ્હાલામાં વ્હાલુ ગણાતું કિંમતી કાળજું પણ મેં કોરાવ્યુ છે. (મોતિની વચમાં સાર દેવાય છે.) વીગેરે તપના પ્રભાવજ. હવે હુ નિરંતર સુન્ધાના હોઠનો અમૃતમય રસ પીધા કરી મારા તપની સર્વ આધિવ્યાધિ અને વેદનાને વીસારૂં છું.

( ૭૨ )

**ઘર ભાગ્યું ઘોડો મુવો, મારી રૂશુલીએ.**
**તરફડી તડ ગ્યાં, રોળ્યાં રેશમિએ.**

અર્થ:—એક ગરિબ ગામડિઆની ઝુંપડી નજીક રેશમિઆ નામનો રાજકર્તા શિકારમાં ઘવાયેલો એકાએક આવી ચડયો. રેશમિઆને અસાધ્ય જોઇ ગરિબ ગામડિઆને દયા આવી ને તેને પોતાના ઝુંપડીમાં લાવ્યો અને અનેક ઉપાધિ વેઠી રાત દીવસના ઉજાગરાની માવજતે રેશમિઓ સારો થયો ને પોતાના રાજ્યમાં જવા નીકળ્યો. જીવતદાન આપ્યાનો બદલો વાળવા તે વખતે રેશમિઆ કને કંઇ સાધન નહી હોવાથી નિશાનામાં હાથ અક્ષરનો કાગળ લખી આપી ગામડિઆને કહ્યું કે જરૂર પડે આ કાગળ લઇ મારે ત્યાં આવજો તો હું તમારી મહેનતનો બદલો અવશ્ય આપીશ. કાળે કરી દેશમાં દુષ્કાળ પડયો ગરિબ ગામડિઓ સર્વ રાતે દુઃખીને પાર થયો ત્યારે સ્ત્રીએ કાગળ લઈ રેશમિઆને ત્યાં જવા સુચવ્યું. દંપતિ રવાના થયાં મુસાફરીના સાધનમાં ઘોડું લીધું પણ તે ક્ષુધાના કોપથી અને પંથના થાકથી મરણ શરણ થયું. રસ્તામાં કવખતનો વરસાદ (માવઠું થયું) થયો. દંપતિ તરબોળ ભિન્જાઈ ગયાં દુર્બળ શરીરનાં દંપતિનાં હાડકાં

ટાઢથી થરથરવા લાગ્યાં. ઘણી મુસિબતે ડુંગરવળું અને પહાડવાળો રસ્તો કાપી રેશમિઆને શહેર પહોંચ્યાં. બનવાજોગે રેશમિઓ ઘોડે સ્વાર થઈ ફરવા ગયેલો તે શહેરના દરવાજા નજીક મળ્યો. વાતચિત થતાં નાશાનીમા પેલાયે કાગળ બતાવ્યો કાગળ જોઈ અક્ષર ઓળખ્યા પણ કહેવત છે કે મોટા એટલા ખોટા અથવા આપસ્વાર્થિલા એ મીસાલે રેશમિઆએ ખુદ પેલા ગામડીઆને ગેરકું પરખાવ્યુ કે રેશમિઓ તો ગુજરી ગયો. આ ખબર સાભળી પેલા ગામડિઆનાં તો બાર વાગી ગયા (ધન્ય છે આવા આપમતલબી મોટાઈ ભોગવના મહાપુરુષોને) આવા માણસને શું ઉપમા આપવી તે શબ્દ શોધનાં શબ્દકોશમાં અમો અનાનિને હાથ આવતો નથી.

( ૭૩ )

ભાંગી ભેદા હાળ, જેને આધારે ઉમતા;
કાબલ કઠારા કાટ, ગીયો રીઝવતલ રેશમિઓ.

અર્થ.—રેશમિઆને મોટેજ રેશમિઓ મરણ પામ્યો એવી ખબર સાંભળી પેલા ગરિબ ગામડિઆને આગાધ થયા તોપણ ગરિબ માણસનાં હૃદય કેવાં હેતાળ અને નિર્મળ હોય છે એ સિદ્ધ કરવા સ્ત્રી કાબલને ગામડિઆએ કહ્યું કે દુકાળમાં જેના મદદ મળવાની આશાએ જીવન ટકાવી રાખ્યું તેજ રેશમિઓ મરી ગયો તો હવે આપણું કોણ? ગરિબોએ ખરેખર આ ઉપરથી ધડો લેવાનો છે કે મોટા ખોટાની ખિજમતો કરવી અથવા તો તેનો આશ્રો મળશે એવી આશામાં રહેવું તેના અભાવે ખુદ માલિક ( પેદા કરનાર )ની ખિજમત કરી તેને આશ્રે રહેવું એજ પરિણામે ઉત્તમ છે.

( ૭૪ )

**વાસ વધે સો વાંભ, તોય પોલ'મ પોલાં.**
**ગોલાં બેસાડે ગાદીએ, તોય ગોલ'મ ગોલાં.**

અર્થઃ—વાંસનું ઝાડ જળ સિંચનના જોરથી કદાચ પોષાઇને સો વાંભ કે તેથી પણ અધિક ઉંચું વધી જાય તો પણ તે નક્કર નહી થતાં કેવળ પોલાણવાળુજ રહે છે; એટલુંજ નહિ પણ જેમ વધે તેમ વધારે પોલું થતું જાય તેમ કમજાત માણસને અધિકારની જગ્યા આપો તો પણ તેનામાંથી કમજાતપણું જતું નથી; પણ ઉલટું વૃદ્ધિ પામતું જાય છે. મતલબ કે કમજાત અધિકારી થાય તો પણ તેના હૃદયમાં ઉંચ આશય અને ઉદાર વૃત્તિ ન આવે, તો તેવાઓ પાસેથી આશ્રિતો બીજી તે શું સારી આશા રાખી શકે ?

( ૭૫ )

· **જાણ્યું હોત જળધર, જો નવરંગ મોતિ નીપજે;**
**તો વવરાતન વડવાળ, દીબધો દેપાળદે.**

અર્થઃ—કોઇએક ખેતી કરતા ચારણના બળદીઆ મરણ પામ્યા બીજા બળદ લેવા પૈસા નહતા અને વાવણીનો વખત પુર બહારમાં હતો એટલે વાવેતર કરવાની જરૂર હોઈ લાઈલાજે પેલો ચારણ પોતાની બંને બૈરિને બળદને બદલે હળમાં જોડી ક્ષેત્રમાં વાવણી કરતો હતો, ટાઇમ સવારના ૧૦ll નો થયો હતો. આ વખતે દેપાળદે નામનો દેશધારી રાજા ઘોડેસ્વાર થઇ ત્યાં નાકળ્યો અને બૈરિયી હળ ખેંચાવી વાવણીનું કામ કરવાથી પેલા રાક્ષસી ચારણને ઠપકો દેવા લાગ્યો. દ્રવ્યહિન ચારણ દેપાળદેના ઠપકાથી ક્રોધવંત બન્યો અને દેપાળદેને કહેવા લાગ્યો

કે દયા આવતી હોય તો હળ તું ખેંચવા લાગ. દેપાળદે પ્રજાપાલક હતો એટલે ઘોડેથી ઉતરી ચારણના કહેવા પ્રમાણે બેરિઓને છોડાવી તે સ્થાને પોતે જુતાઇ હળ ખેંચવા લાગ્યો અને ચારણ વાવવા માંડયો બે ફેરા એટલે બે લાઇન વવરાવી. એટલામાં બપોર (બાર વાગ્યા) થયા. હળનું કામ ચારણે બંધ કર્યું. દેપાળદે પોતાને સ્થાને ગયાં.

+++ચોમાસાના ચાર મહીના વિત્યાબાદ વાવેલ મોલ તૈયાર થયા. ને કણસલાંમાં કણ ચડી ગયા; પણ જેટલી લાઇન દેપાળદેએ હળ ખેંચી વવરાવી હતી તેટલી લાઇનના વાવેતરનાં કણસલાં છોડ બહાર ન નીકળતાં અંદર પેટામાંજ રહ્યાં જે જોઇ ચારણ દેપાળદેને ચપરપગો, અક્રરમી, ખોટીલો વિગેરે શબ્દોથી નવાજવા લાગ્યો ને આખરે ગુસાથી તે સઘળા પોટાને ઘેર લાવી કણ નીકળવાની આશાએ ખાંડવા માંડયો ખાંડતાં એકેક પોટામાંથી એકેક લાખ રૂપીઆની કિંમતનાં હજાર હજાર મોતિ નીકળવા લાગ્યાં. એ જોઇ ચારણ બોલ્યો કે દેપાળદેથી વાવણી કરતાં મોતિ પાકશે એમ જાણ્યું હોત તો આખું ક્ષેત્ર તેનીજ પાસે વવરાવત.

( ૭૬ )

મેડી માથે મોર, બેઠા ખપેદા એસવે;
ઉડી જા અજાણ, સમજણ નર નીરજતાં.

અર્થઃ—"નોટ—કુંવરબાઇથી લાખણસી ઠાકોરને સ્નેહ હતો; પણ વખત જતાં તે બાબતની ખબર કુંવરબાઇના કુટુંબીઓને થવાથી તેઓ વખતો વખત બારીક તપાસ રાખતા તો પણ લાખણસી રાએતા મુજબ કુંવરબાઇને મળી જતો. ચોક્કસ બાતમી મળવાથી કું

વરબાઇને મકાનનાં દરવાજા અંદરથી બંધ કરેલા હતા- અર્ધી રાત્રે લાખણુસી આવ્યો; પણ બેઠેલ ચોકીથી પાછો ફર્યો અને વિચાર કર્યો કે ગમે તે થાય પણ કુંવરબાઇને મળ્યા સિવાય ન જવું એમ ધારી મકાન ઉપર ચડી. નળીયાં ખસેડી અંદર જવા પ્રયત્ન કરે છે તે જાણી કુંવરબાઇ સમસ્યામાં કહે છે કે—"

હે! મોર તું અરધી રાતે આવીને સમજણવાળો હોવા છતાં મકાન ઉપર બેસી ખપેડા ન ઉખેડ કારણ કે તારા આગમન ઉપર ક્રોધી બિલાડાં ટાંપીનેજ બેઠાં છે. લાખણુસી ખપેડાં તોડી અંદર ઉતર્યો. ઉતરતા કડે બાંધેલ કટારી અજાણમાં સરી પડી નીચે પલંગપર સુતેલ કુંવરબાઇના કાળજામાં પડી આરપાર નીકળી ગઈ. કુંવરબાઈ મૃત્યુ વશ થઈ પલંગ નીચે લોહીનું તળાવ ભરાયું તો પણ અતિ આશા સામે આવેલ લાખણુસીની ઉમેદ બર લાવવા કાળજે મજબુત પામરી બાંધી તેનાથી મળી. લાખણુસી જવાને તૈયાર થયો ત્યારે કુંવરબાઇ બોલી કે—

( ૭૭ )

હવે.ને લાખમણસી લાંણ, આજુની એજ ઘડી;
પરોઢિયાનાં પરિયાણ, અંરે સવારે સરગ સીધાવશું.

અર્થ:—હે, લાખણુસી બે ઘડી તમે મારી પાસે વધારે બેસી મુલાકાતનો છેલ્લો આનંદ લ્યો અને લેવરાવો; કારણ કે સવારમાં હું આ મીઠો મનખ્યો મુકી સર્ગમાં જઇશ. મતલબ કે કટારીના કારી જખમથી મારૂં ઘડી અધઘડીમાં મૃત્યુ થશે. આ સાંભળી લાખણુસી દિલગિર થયો અને પોતાના બેખબરથી પોતાનાજ કટારી પોતાના દીલજાનના દીલને ચીરી આરપાર નીકળી એ જાણીને તેને

પારવાર માઠું લાગ્યું ને કુંવરબાઇને નેનાનો આપે છે. જે રકજકના બોલથી કુટુંબી ચોકીઆત ચેત્યા ને લાખણસી આવ્યો એમ જાણી બાર ખુલવા કુંવરબાઇને ધમકી આપી કુંવરબાઇએ લાખણસીને કહ્યુ કે તમે જેમ બને તેમ જે રસ્તેથી આવ્યા તે રસ્તેથી પાછા જાવ નહીં તો મારા કુટુંબી તમને નડશે. લાખણસી રણ્ુસટક્ષત્રી હોનેથી અને પોતાની પ્રીય વસ્તુનો સદાને માટે વિયોગ થવાનો સમય નજીક છે તેથી છુપી રીતે નાશી જવા કરતા દરવાજો ઉઘાડી મેદાનમા પડી જવુ ઉત્તમ છે. એમ કહી હાથોહાથ દરવાજો ઉઘાડી ઉભેલા દુશ્મનની વચ્ચે પડી નીકળી ગયો દુશ્મનો પાછળ પડવા ઇન્તેજાર બન્યા છે જેથી તેને કુંવરબાઈ કહે છે કે—

( ૭૮ )

દાદા મ કર દાખડો, વિરા મકર વ્હાર.
જે નર નમુવો ઘર આંગણે, તે નહીં મરે ઝાંપાની બહાર.

અર્થ—બાપ, દાદા, કાકા, મામા ને સર્વ કુટુંબીઓ તમે હવે શા માટે પાછળ પડી મારવાની ઉમેદે દોડો છો? કારણ કે જે માણસને ઘરના અંધારમા નીકળતા તમે ન મારી શક્યા તેને હવે તમે ઝાંપા બહાર ( મેદાનમા પાછળ પડી ) નહીં મારી શકો માટે મિથ્યા મહેનત ન કરો તો પણ તે બધા લાખણસીની પાછળ પડયા ને પહોંચી વળવાની તૈયારીમા હતા તેવામાં છુપી રીતે લાખણસીની મદદમા રહેલા ઝાંપા બહાર લપાઇને ઉભો રહેલ લાખણસીનો મોટો ભાઈ પડકારી સામો થયો ને બને ભાઇએ તે બધાને હંકાવ્યા ને ચાલતા થયા તે વખતે લાખણસી બોલ્યો કે—

( ૭૯ )

**કડવી હોયે લિંબડી, પણ શિતળ તેની છાંય;**
**બંધુ હોય અબોલડે, તોય પોતાની બાંય.**

અર્થ:—લિંમડાનું ઝાડ કડવું છે પણ તે છાલ જવરની વ્યાધિને દુર કરે છે. એટલુંજ નહિ પણ તેને છાયે સુનાર માણસ નિરોગી રહે છે તેમ માનો જણ્યો ભાઈ દુશ્મન તરીકે ગણાતો હોય તો પણ તે જમણા હાથ તરીકે છેવટમાં કામ આવે છે મતલબ કે ભાઇ દુશ્મન લેખાતો હોય ને દુશ્મન ભાઇ તરીકે મનાતો હોય તો પણ દુશ્મન તે અંતે દુશ્મન અને ભાઇ તે અંતે ભાઈ. બંને ભાઈ ઘેર ગયા સુતા પણ લાખણશીને સુતાં સુખ થાય નહિ કે નિદ્રા આવે નહિં ને કુંવરબાઇને લાગેલ કટારિના વિચારમાં તેનું કેમ થયું હશે એ જાણવાની મમે ઉઠયો અને છુપી રીતે પાછો ચાલવા માંડયો. મસાણને રસ્તે થઇ ગામમાં જવા માટે ઉતાવળો ચાલે છે તેવામાં મસાણના અંદર બળતું મડદું, જોઇ ગાયો ચારનાર ગોવાળને પુછયું કે—

( ૮૦ )

**સોનાવરણી સ્હે બળે, રૂપા વરણો ધુંહ;**
**કહેને નણ ગોવાળિઆ, કયે ઘર માહુ મુવું.**

અર્થ:—સોના જેવી ચળકની જેની ચિતા બળે છે અને રૂપા જેનો ( કિમતી ) મંદ ધુમાડો નીકળે છે તો હે ગોવાળિઆ આ કયા નગિબદાર ઘરનું માણસ આજ મરણ પામિ બળે છે. તે સાંભળિ ગોવાળિઓ બોલ્યો કે—

( ૮૧ )

સોના જેવી ચે બળે; રૂપા જેવો ધું;
જે ઘર લાખણસી માણતો, એ માઢું મુવું.

અર્થ.—સોના જેવી જે ચે બળે છે ને રૂપા જેવો ધુમાડો નીકળે છે એ બળનાર અન્ય કોઈ નહિ પણ કુંવરબાઈ કે જે સાથે લાખણસી નામનો ઠાકોર માણતો. આ સાંભળી લાખણસી બોલ્યો કે—

( ૮૨ )

લીલી ઘરનાં લાકડ મંગાવું, પોહોળી કરાવું ચેહ;
લાજ લોકની પરહરી, બળીયે સાથે બે.

અર્થ—લીલા (ધાર) વન ઝાડીનાં લાકડાં નાખી મોટી ચેહ બનાવી સંસારનાં સુખ ને સગાંનો સંબંધ છોડી હું પણ તે ચેહમાં પડું એટલે અમો બંને એકજ ચેહમાં સાથે બળી પ્રેમને સફળ કરીએ એમ કહી એકાએક ઠઠી કાટી ચેહમાં પડી પોતે પણ કુંવરબાઈ સાથે બળી મુવો.

જેવો હતો. આ વખતે ઋતુ જેઠ માસ હતો, સાંજનો વખત હતો, વાદળાની ઘટા જામી હતી, વર્ષાદ ગાજતો હતો અને પરવતની તળેટીમાં વરસાદની ગર્જનાથી મોરલા ટહુકા કરી ગગડુ નાખતા હતા એ મોરલાના અવાજથી ઓઢાને પોતાનું રાજ, સ્ત્રી અને છોકરાં યાદ આવ્યા, પણ તેને શી રીતે મળવું ! એ વીચાર કોઇ રીતે ન સુજવાથી એટલો ગેતો હતો એવામાં હોથલ આવી અને પોતાના મનગમતા પ્યારાને અચાનક ઉદાસ જોઇ હોથલે પુછયું—કે રાજન ! આજ તમારી આંખોમાં પાણી આવ્યા ચહેરો ઉદાસ અને કહેર કરમાણિ થયું તેનું શું કારણ ? જે હોય તે મને વિદીત કરો

(૮૪)

મુજ તુજ મન છે એક, સજડ બાંધ્યા સ્નેહથી;
ભલે આવે દુઃખ અનેક, ઓઢા ઉદાસી જાય નહિ.

અર્થ—હે ઓઢા ! તમે ખાત્રી રાખો કે, મેં જે તમારાથી પ્યાર બાંધ્યો છે તે વિજળીના ચમકારા જેવો, ચડાવેના ટાંના

અર્થઃ—મોરે કોયલને કહ્યું કે, હે ! બાઇ હું પર્વતની તળેટીમાં રાજાની પેઠે સ્વતંત્રતાથી ફરનારો છું. કોઇ પણ માણસનો બગાડ કર્યા શિવાય તળેટીનાં બીન ઉપયોગની પડેલ ઝીણીઝીણી કાંકરીઓ ચણી પેટ ભરૂં છું શિવાય કેવળ ' નિર્દોષ રીતે રહી મારી રૂતુએ હું બોલું છું અને તેથી જો તારા આશકનું મન ઉદાસ થતું હોય ! તો હું શું કરૂં; કારણ કે, હું મારી રતે ના બોલુ તો મારૂં હૃદયું ફાટી જાય ને હું મરી જાઉં (એમ કહી ઉડી ગયો.).

નાજુક પુષ્પ તરીકે લેખી સહન કરીશ; પણ તારા વિયોગનું દુ:ખ મને એક મિનીટ પણ સહન નહિ થાય મતલબ કે, તારી જુદાઈમાં મારાં પ્રાણ નક્કી જશે.

( ૯૦ )

તે સાજન કેમ વીસરે, જેમું ઘણા સ્નેહ,
રાત દીવસ મનમાં વસે, જેમ બપઈયા મેહ;

અર્થ:—સાજણ એટલે સજન પુરૂષ કે જેની સાથે આપણને લીલવગી હોય અને અનેક જાતના ફાયદા અને અનેક પ્રકારના અનવના અવશ્ય લાભો મળતા હોય એવા પુરૂષથી કદાપી દૈવ ગતિથી જુદા થવા એટલે વિખુટા થવાનો વખત આવે તો પછી તે વિખુટાપણું આપણને પ્રતિદીન યાદ આવે છે અને જેમ બપૈયા જાતીનું પક્ષિ વરસાદ વિના વલખે છે તેમ આપણું પ્રેમિ હૃદય તે સજ્જન પુરૂષની જુદાઈમાં વલખ્યા કરે છે.

( ૯૧ )

આખડીયે આડંબર થયાં, નેણ ગુમાવ્યાં રોય;
તે સાજણ પરદે સદે, વડી વીમાસણ હોય.

અર્થ.—સ્નેહી જેવો સ્નેહી એટલે કે આપણું ભલુ થવામાં જ હમેશાં ખુશી રહેતો હોય અને કેવી રીતે સુખ મળે એ ચિન્તામ પોતે ફરતો હોય તેવા સ્નેહીના વિયોગનાં તેના એક મિત્રની એવી દશા થઈ કે તેની ચક્ષુઓ ઉપર પડળ ચડી ગયાં અને રોઇ રોઇને જોરથી પોતાની આખો ગુમાવી; મતલબ કે તે વિયોગ દુ:ખથી અશ્રુપાન કરીને આંધળો થયો.

( ૯૨ )

**જે દીઠે મન હુલસે, વીજોગે વડરાગ;**
**તે સાજણને સાખીએ, જેમ બ્રાહ્મણ ગળે તાંગ,**

અર્થ—જે સ્નેહીને જોતાંજ મન આનંદ સરોવરમાં રસમોજ થતુ હોય અને તેના વિયોગે એટલે જુદાઇમાં આપણને આ સંસાર વેરાન વગડા જેવો ઉજડ દેખાતો હોય એવા સ્નેહીને તો બુદ્ધિશાળી પુરૂષોએ એવી રીતે સાથે રાખવો જોઇએ કે જેમ બ્રાહ્મણ લોકો પોતાના ગળામાં જનોઇ રાખે છે.

( ૯૩ )

**સાજણ તારા સ્નેહુની, જડ જામી મનમાંય:**
**કાપું તોય મુકે નહીં, કરવો કોણ ઉપાય.**

અર્થ—મીત્રના જુદાઇ દુખથી રિબાતો અને તે દુખ ન સહન કરી શકતો મિત્ર પોતાના હૃદયના વીચાર એવી રીતે પ્રસિદ્ધ કરે છે કે હે મિત્ર! તારા હેતના મુળ મારા મન રૂપી ભુમિમાં એટલા બધાં તો ઉંડાં ગયાં છે અને જડ ઘાલી બેઠાં છે કે તેને હું કાપી નાખું છુ (યાદદાસ નથી કરતો) તો પણ તે મુકાતાં નથી (ઓછું થતુ નથી)

( ૯૪ )

**ઘરનારિ વહાલી નહી, પરદારાનો પ્યાર;**
**એને સાચો માનવો, મુરખનો સરદાર;**

અર્થ—પરણેલી સ્રી ઉપર અભાવો રાખે અને પારકી સ્રીના સાથે સ્નેહ ગમે એવા માણસને આ જગતમાં મુર્ખનો સરદાર જાણવો.

તેને ભુલી જાય છે એટલુંજ નહિ પણ તેની લાજ મર્યાદ આજ્ઞાને પણ પાળતો નથી એવા માણસને પણ આ જગતમાં મુરખનો સરદાર જાણવો.

( ૯૮ )

ઉદર પોષણ કારણે, જે અનનો દેનાર;
તેનું માથું વાઢશે, મુરખનો સરદાર.

અર્થઃ—પોતાના ઉદર પોષણ માટે હમેશાં અન આપે છે. એટલે કે જેના ઉપર પોતાની કમાણી અને ગુજરાનનું સાધન હોય છે એવાનું જે માથું વાઢે મતલબ કે એવાનું અહિત કરે એવા માણસને પણ આ જગતમાં મુરખનો સરદાર જાણવો.

( ૯૯ )

સ્ત્રીનાં ફંદ વિશે સદા, મસ્ત રીતે રહેનાર;
છાંડે કુળની લાજને, મુરખનો સરદાર.

" અર્થ —વ્યવહાર નિયમને અળગો કરાને તથા પોતાના ઉચ્ચ કુટુંબની આબરૂનો વિચાર નહિ કરીને જે માણસ હમેશાં સ્ત્રીની પ્રીતિ રૂપ પાસલામાં બંધાઇ કેવળ તેમાંજ આનંદ માના મસ્ત રહી અન્ય કાર્ય તરફ પોતાનું લક્ષ આપતો નથી એવા માણસને પણ આ જગતમાં મુરખનો સરદાર માનવો.

( ૧૦૦ )

સદગુણને અળગો કરી, દુર્ગુણને વરનાર;
સમજાવ્યો સમજે નહિ, મુરખનો સરદાર.

અર્થ —પોતાના પોઝીસન પ્રમાણે નહીં વર્તતા પોઝીશન પર પાણી ફરી વળે એવા વર્તન વની દરેક સદગુણનો ત્યાગ કરે એટલે મનુષ્યને છાજતા લક્ષણોને તજી દુર્ગુણને ગ્રહણ કરે એટલે માણસાઇને ન શોભે એવા અનિષ્ટ કૃત્યોના અધિકાર કરે અથવા તો નીતિ હિન પથને પ્યારો ગણે અને તેમ નહીં કરવા માટે કોઇ સજન પુરૂષ તેને ઉપદેશ યાતો શીખામણ આપે તો તે તરફ લેશ માત્ર પણ સુરત આપે નહીં આવા માણસને પણ આ જગતમા મુરખનો સરદાર જાણવો ,

( ૧૦૧ )

નવરો બેશી ન રહે, નખોદ કામ કરનાર;
સાજાનુ ભાગ્યું કરે, મુરખનો સરદાર.

અર્થ —સારા કામ કરી સંસારમા સુખ્યાતિ મેળવવા ઉપર તો જેને અરૂચિ છે, એવો બેવકુફ માણસ કામકાજ વીનાનો હોય છે તો તે નવરો એટલે નકામો બેસી નહી રહેતા પોતાની દુષ્ટતાને લીધે સાજાના ભાગ્યા કરવાનુ કામ કરશે મતલબ કે તે ન કરવાના કામ જેવા કે મિત્રને દગો દેશે વિશ્વાસઘાત કરશે ભોળાને છેતરશે મેસવાની કાળી લાગતો ધર્મને ધુળમા મેળવશે પતિવ્રતાઇને પછાડશે અને નીચ માણસ પણ જે કામ કરવા લાજ ખાશે એવા અનિષ્ટ કામો કરીને પોતાનો વખત કાઢે તો એવા માણસને પણ આ જગતમા મુરખનો સરદાર જાણવો

( ૧૦૨ )

જન્મિ ઉંચા કુળમાં, કુકર્મનો કરનાર,
નિચો તે અંતે ઠરે, મુરખનો સરદાર.

(૧૦૭)

ગરિબને દુબાવીને, ફાંસીના દેનાર;
લુચ્ચાથી ડરતો ફરે, મુરખનો સરદાર.

અર્થઃ—ગરિબો કે જે હમેશા પોતાની ભલમન સાઈથી અથવા તો પંઝી પોતાની ખાનદાનીથી હમેશાં ડરતાં ડરતાં દમાઇને રહેતાં હોય તેવાંઓ ઉપર દાબ બેસાડવામાં તથા તેને અનેક રીતે હેરાન કરવામાં બિચારાંઓના ઉપર એવા તો સંસ્કાર કરે કે તેને કોઇ પણ રીતે ફસાવી અંતે સરકાર દરબારે ચડાવે તો પણ મનમાં માલીકનો ડર ન ધરે અને લુચ્ચાઓ કે જેની છેડ કરવાથી તે જાનમમાં પહોંચાડી દે તેવા હોય તેનાથી આધિન રહે મતલબ કે હલકટથી ડરે અને ગરિબોને સતાવે એને પણ મુરખ સમજવો.

( ૧૦૮ ).

અણ ખપતું ખાતાં બધું, લેશ કરે ન વિચાર;
માન ગુમાવી દુઃખ લહે, મુરખનો સરદાર.

અર્થ—વર્ણાશ્રમના નિયમ મુજબ પોતાને જે વસ્તુ અણખપતી હની છે એટલે કે જે વસ્તુ ખાવાથી હામી થાય, અથવા તો જગમત્રીગીની ચર્ચામા વગોવાય તેવી વસ્તુને ખાતાં વીચાર ન કરે તથમ કે તેનાથી પોતાની નીંદા થશે એવો લેશમાત્ર પણ વીચાર કર્ય કરતા તેને પ્રેમથી ખાય અને તે ખાતા આખરે પોતે બ્યવહારે ભેગાવાય અને તેથી પંઝી તેવા વગોવવાથી ઉપરા માનહિણ લમ મને પણ મુરખનો સરદાર સમજવો.

અદવાઇ

(૧૦૯)

એકની વાતો સાંભળી, બીજાને કહેનારૂં
એને પણ સૌ માનજો મુરખનો સરદાર.

અર્થઃ—ઉભય પક્ષમાંથી એક પક્ષનો વિશ્વાસુ બની તેની ગુપ્ત વાતોને સાંભળી લઇને પછી તે વાતો બીજા પક્ષવાળાની પાસે કહવે એટલુજ નહીં પણ તેમાં મીઠું મરચું ભભરાવી વાત હોય ક્યા રૂપમા અને તેને ગણુઆરે બીજા રૂપમા અને તે પણ રજનું ગજ કરીને બનાવે મનલબ કે ચાડીચુગલી અને આઘા પાછી કરી વિશ્વાસુને દગો દઇ તેનું અહિત કરે તેને પણ મુરખ સમજવો.

(૧૧૦)

વિણ કારણ કજીયા કરી, ખટપટ રચે અપાર,
રાખી થાપણ ઓળવે, મુરખનો સરદાર.

અર્થ—ભોળાં મનનાં માણસની પાસેથી મનગમતું કામ કરાવી લેવા માટે લાંબી લાંબી વાતો કરે અને તેથી તે કામના બદલામાં તેને જે લવાજમ આપવા ઠરાવ્યુ હોય, તેમાથી થોડી રકમ તેને આપે અને બાકીની તેના નામ ખાતે ડીપાઝીટ લખી પોતાના કબજામાં રાખે અને જ્યારે તે રકમ માગશો ત્યારે હું ખીન હુજતે ખજાનશ તમને સોંપીશ એવી કબુલાત કરે એટલે ભોળાં માણસો તે કબુલાતથી તેના ઉપર વિશ્વાસ રાખી તેમ કરે, પણ કામ થઇ રહેતાં તે રકમ તેને પાછી આપવી પડશે, પણ તે કોઇ રીતે તેને પાછી આપવી નથી એવી ધારણાથી જ્યારે ખધું કામ કરાર પ્રમાણે પુરૂં થાય ત્યારે તેમા આડાઇ કરવાના હેતુથી બની શકે નહીં તેવી ખોડખાપણો કાઢી નાહકના કજીયા કરે અને અંતે રાખેલ ડીપાઝીટની

રહમ કે જે એ ખરેખર થાપણ તરીકે કહેવાય તે કોઇપણ પ્રકારે આપે નહીં તો એવાને પણ મુર્ખ સમજવો. (નં. ૭૪ થી નં. ૧૧૦ સુધીના દુહાઓ પાચ વરસ પહેલા તળ મુંબઈમાં તમાકુવાળા પાસેથી ૦-૦-૩ ની તમાકુ લેતા તેણે તે કાગળમાં બાંધી આપી અને તે તમાકુ ડબીમા નાખતા કાગળની અંદર લખેલું વાચતાં તેમાં તે દુહા જણાયા અને તે બોધ યુક્ત હોવાથી જાહેરમાં દાખલ કર્યા છે.)

(૧૧૧)

**માયા કે હું નત નવી, પુરી કરૂં ન આશ;**
**મરી ગયા ઝુરી ઘણા, ઘણા ગયા નિરાશ.**

અર્થ—માયા મનુષ્યને સુચવે છે કે, જગતમાં હું કોઇ મનુષ્યની પહેલી નથી થતી નથી અને થઇશ પણ નહીં અને તેથીજ હું કોઇની આશા પુરણ કરતી નથી વળી હું જેની પાસે નથી તેના પોતાનું જીવન મારૂ ભજન કરવામા ગાળી નાખે છે તોપણ તેને ત્યા જતી નથી અને જેની પાસે હોઉ છુ તેની પાસે અલ્પ વખત રહી ચાલી જાઉ છુ, એટલે મારી પાછળ બિચારા તેવાઓ ઝુરી ઝુરીને મરી જાય છે, તોપણ તેની દાઝ હુ મનમા લાવતી નથી તેમ કદાચ હું જેની પાસે કાયમ નિવાસ કરીને રહુ છુ તેની સાથે આખર વખતે જતી નથી અને તેની થતી નથી ત્યારે અને તેવાઓ પણ બિચારા

(૧૧૨)

કંઇક કરેછે કાસદાં, કંઇકિ કરે વ્યાપાર;
ચોરી કરવા ચોર જન, તુજ કારણ તૈયાર.

અર્થ—હે ! લક્ષ્મિ ? તને મેળવવા માટે કેટલાક અભાગીઆ લોકો હેલપાટી અને પારકી મજુરી કરે છે કેટલાક દુર દેશાવર જઇ સાચા ખોટા કતાવનારો અને પાપનો બોજો વધારનારો વ્યાપાર કરે છે અને ચોર લોકો ચોરીઓ કરે છે

(૧૧૩)

લાંચ ખાય છે લાંચીયા, સતીને કરે અસત્ય;
ધર્મિ કરે અધર્મને, તે સહુ તારૂં કૃત્ય.

અર્થ—હે લક્ષ્મિ ? તારી પ્રભાએ મોટા મોટા લાંચ લઇ લાચી-આની ગણનામા ગણાવા તૈયાર થાય છે કેટલીક અનાન સ્ત્રીઓ પોતાનો સ્ત્રી ધર્મ ત્યાગી નઠારે રસ્તે ચડી જાય છે અને ધર્માચાર્ય એટલે ધર્મને પાળનાર લોકો અધર્મ કરવા લોભાય છે તે સર્વ તારૂંજ કામ છે.

(૧૧૪)

પંડિતો પાછળ રહે, મુરખ પામે માન;
વખાણ પામે અવનવાં, વિધ વિધ વિદ્વાન.

અર્થ—શાસ્ત્રી, કવિ કે, વિદ્વાન લોકો નિર્ધનના એટલે પાસે પૈસા (લક્ષ્મિ) ના હોય તો તે અપમાન પામે છે. અને મુર્ખ લોકો પણ તે ધનવાન (લક્ષ્મિવાળો) હશે તો તે આ જગતમા અનેક જાતના આદરમાન પામે છે.

(૧૧૫)

તું તો તત્વ ત્રણ લોકનું, જબરૂં તારૂં જોર.
સહુ તુજથી કહેવાય'છે, સાહુકાર કે ચોર.

અર્થઃ—સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એમ ત્રણે લોકનું હે લક્ષ્મિ? તું સાર કહેવાય છે એવું તારૂં પ્રધાનપણું છે મતલબ કે તું જેની પાસે છે તે ઇન્સાન વગર પ્રયાસે તે ત્રણે લોકનાં સુખ મન માનતી રીતે ભોગવે છે વળી તારી હાજરીથી ઇન્સાન શ્રહસ્થ પદવિમાં ગણાય છે. તારી ગેરહાજરીથી એજ ઇન્સાન પાછો ચોર પદવિમાં પણ કદાચ બોલાય છે.

(૧૧૬)

ધરાઇ ના કો તુજ થકી, મળે લાખ કે કોડ;
જખ મારે જગમાં ઘણા, કરીને દોડા દોડ.

અર્થઃ—હે! લક્ષ્મિ? ગમે તેવો ગુણવાન જ્ઞાની કે ધર્મનો પ્રતિપાળ માણસ હોય તોપણ તે તારામાં તૃપ્ત થતાં નથી મતલબ કે સર્વ કોઇને એક મળે તો બેની બે વાળાને દસની દસવાળાને સોહની, સોહવાળાને હજારની હજારવાળાને લાખની, લાખવાળાને કોડની એમ અધિકાધિક આપેક્ષા વધતી જાય છે અને એ આપેક્ષામાં દરેક ઇન્સાન સંસારમાં જખ મારવા જેવાં અવનવાં કૃત્યો કરવા દોડમ દોડ હડીયો કાઢી રહ્યાં છે.

(૧૧૭)

ઓ લક્ષ્મી તું અવનવી, અદભુત એવી એક;
મોટા તુજ મહીમા થકી, ઉપજે ખપે અનેક.

અર્થ:—અરે હે ! લક્ષ્મી ? આ જગતમાં તારા જેવો બીજો એક બળવાન અને અજાયબ શક્તિવાળો નથી. મતલબ કે સર્વ સંસાર ઉપર તારી શક્તિની ચાદર છવાઇ રહી છે; ને ઇન્સાન તારી પ્રસાદી પામવાથીજ મોટા કહેવાય છે નહિં તો ઘણા થઇ ગયા ઘણા થાય છે અને ઘણા થશે તો પણ તારી કૃપા વિનાં તે એક ભવનાં ભટકનાં ભીખારી માફક ભટકી ભટકીને પોતાનું અમુલ્ય આયુષ્ય રંકીક દશામાં પુરૂ કરી જાય છે.

(૧૧૮)

જીવન જેવી જગતમાં, તું પ્રીય પ્રાણ આધાર;
તુજ અર્થે જનતન તજે, પામે કષ્ટ અપાર.

અર્થ—અરે હે ! લક્ષ્મી ? તું તો ખરેખર આ જગતમા પ્રાણ સમાન વ્હાલી અને આયુષ્યના આધાર જેવી છે મતલબ કે તારામાંજ સંસારનો સાર રહેલો છે જેથી કરીને જ્ઞાની કે મુર્ખ, જોગી કે ભોગી, વિદ્વાન કે પંડિત; હિન્દુ યા મુસલમીન, પુરૂષ યા સ્ત્રી, વૃદ્ધ યા બાળક, સર્વ ઇન્સાન આજકાલ તને મેળવવા માટે અનેક જાતની વિટંબણાએ વિટાઇ વિશ્વમાં તને ખોળ્યા કરે છે.

(૧૧૯)

તું તોડાવે સંપને, તું જોડાવે સંપ;
તુંજ કારણ ભમતા ભમે, જીવ ન પામે જંપ.

અર્થ—અરે હે ! લક્ષ્મી ? આ સંસારમાં સગાં સંબધિની સાથે સ્નેહ બાંધવામાં અગર તે સ્નેહ તોડાવવામાં તુંજ એક પ્રધાન કારણ છે, મતલબ કે ઇન્સાનની પાસે ઘણું દ્રવ્ય એકઠું થાય છે

ત્યારે સગાં સંબંધી કે સ્નેહી સ્વપ્નામાં પણ ન થતાં હોય તેવાં મ-ન્સાનો અસંખ્ય સગાં સંબંધી કે સ્નેહી થવાનો દાવો કરી વગર તેડે આવે છે પણ જ્યારે પાસેની લક્ષ્મી કાળે કરીને નાશ થાય છે ને ગરિબીની પ્રાપ્તિ થાય છે ત્યારે, કારણ સિવાય અનેક સગાં સ્નેહી કે મિત્ર સંબંધી નિકટનાં હોય છતાં તે તરછોડી કારણ કે કંકાસ વગર અલગ થાય છે. વળી તારા માટે એટલે કે તને મેળવવા માટે ઇન્સાન ઘરબાર સ્ત્રી સંતાન વિગેરેને છોડી દેશના એક છેડાથી બીજા છેડા સુધી હડકાયા કુતરા માફક રખડયાજ કરે છે ને એક ઘડી પણ શાન્તિ લેતાં નથી. અરે વાહ રે! લક્ષ્મી? તારા મહી-માને ધન્ય છે.

( ૧૨૦ )

પુત્ર પીતા સાથે લડે, પુત્રી સાથે માત;
લક્ષ્મી માટે લક્ષધા, લડે ભ્રાતને ભ્રાત.

અર્થઃ—હે, લક્ષ્મી? તારી મોહની એવી અજબ છે કે તારે માટે થઇને પુત્ર પોતાના બાપ સાથે કે જેના વડેજ તે જગતમાં ઉ-ત્પન્ન થયો છે તેની સાથે બાધે છે પુત્રી પોતાની જનેતા સાથે બાધે છે એટલુંજ નહિ પણ ભાઈ કે જે એકજ ઉદરેથી પેદા થયા છે જેના જેવી આ જગતમાં બીજી એકે ચીજ પ્યારા નથી તેઓ પણ લક્ષ્મી માટે માંહોમાંહી એક બીજાનાં શીર કાપવાને લેશ પણ અ-ચકાતા નથી.

( ૧૨૧ )

કમા અમને નવ કાઢ, અમે કાઢોડં કેવાશું;
પાર્લ અમારૂં પેટ, અધવાલી તું આલજે.

અર્થઃ—વીકઇ નામની સ્ત્રીની ચાલ માટે વ્હેમી બની તેનો પતિ કમા તેને છુટા છેડા કરી રજા આપવા મંડયો' પણ શુદ્ધ પતિના ધર્મ પાળનારી કુળવતી વીકઈ પતિને પગે પડી ખોળો પાથરી વિનવી કહેવા લાગી રે કમા તુ મને છુટાછેડા કરી કાઢી ન મુક કદાપી જો તારે મારૂ પેટ ભરવાની તેવડ નાં હોય તો તું અરધુ ખાઇને જ મને આપજે પણ આપણ દંપતી તરિકે ' સાથે હશું તેમ આપણી અને આપણા વડીલોની શોભા છે.

( ૧૨૨ )

વિકઇ વળામજાલ, ઇ વળે વાશીગણ નહીં;
જઇને હવે તું જુવાર, કોરે કાળા જાલને;

અર્થ—ઉપરના બોલ સાંભળી કમે વિકઇને કહ્યુ કે હે વિકઈ, હવે વળા ન પકડ એટલે કે મારા ઘરમાં તારૂં મન ના રોક, કારણ કે હવે આ ઘરમાં તારો વાસો સદાને માટે નથી એમ સમજી કાળા જાલને ત્યાં જા કે જે તને તારા અંતરમા તારા પ્રાણથી પણ વધારે વ્હાલો છે. એટલે હવે બનાવટી હેત હું કમા પ્રત્યે ના બનાવ ( કમો કાળા જાલના માટેજ વિકઈ તરફ વ્હેમી બન્યો હતો. )

( ૧૨૩ )

વીકઇ છેવટનું જ્ઞાન, હેત વીનાં હળગે નહીં;
દયુંમાં બેઠી દાઝ, મેલું મન મેલે નહીં.

અર્થ—ફરી વીકઇના કાલાવાલા સાંભળી કમે કહ્યુ કે હે વીકઈ હવે જે કંઇ સમજણની વાતો કરવી તે નકામી છે કેમકે બનાવટી સમજણની વાત સાવધ થયેલ મારા ચિતમાં લેશ માત્ર પણ અસર

નહિ ધરી શકે; તારાં વર્તનના અગાધથી મારા અન્તરમાં એવા તો ઘાના ડાઘ પડયા છે કે તે કોઈ રીતે મટે તેમ નથી મારે જા.

## ( ૬૨૪ )

**સગા લેને માપ, કઢામાં તેલ ઉનાં કરી;**
**પંડમાં હશે જો પાપ, તનમાં જ્વાળા જાગશે.**

અર્થઃ—છેવટ પતિવ્રતાને પરિપુર્ણ પાળનારી વિકઇએ કમાને કહ્યું કે કમા, મારી ચાલ માટે જો તને વ્હેમ રહેતો હોય તો ખાત્રી જ માટે તાવડામાં તેલ ઉકાળ અને હું તેમાં હાથ બોળું. જો મારામાં પાપ હશે તો મારું શરીર ઉકળતા તેલમાં તળાઇ જશે. આમ કહ્યા છતાં પણ કમાએ વિકઇને કાઢી મુકી એટલે વિકઈ દુર દેશાવરમાં કોઈ અજાણ્યા ગામમાં શુદ્ધ વર્તનથી એકલી રહી. અમુક વખત વિત્યા પછી દેશમાં ઘોમ દુકાળ પડયો અને માણસો રાંક થયાં તેમાં કમો પણ સતિ સ્ત્રીને સતાવવાના દોષથી ઘર બાર અને માલમિલકત વગરનો ( ખોટાં ખરચમાં ખરચી નાખવાથી ) થઈ ગયો અને બિમાર દુઃખી હાલતે હાથમાં કાચલી લઈ માગણ થઈ દેશાવર ફરવા માંડી ગુજરો કરવા લાગ્યો. પણ અહિં વિકઇતો પવિત્ર રહેણીથી જે કાંઈ મહેનત મજુરી થાય તે કરે ને ઇશ્વર કૃપાથી સતીપણાને સાચવી સુખી જીવન ગુજારે છે તેમાં અચાનક કમો વિકઈ એક દિવસે પોતાના ઘરના કમ્પાઉન્ડમાં સુન્દર કાંતની કાંતની કંઇ મનમાં ગાતી હતી તેવામાં તેની નજીક માગણ વેષે બિખારી દશાએ "પ્રભુ વાસ્તે કટકો રોટલો આપોને" એમ કહી ઉભો રહ્યો. કમાએ વિકઇને ન ઓળખી પણ વિકઇએ તો તરત પોતાનાં

પતિને ઓળખ્યો અને પ્રભુની માફક ખ્વાસ ટને પ્રેમથી ઓળખાણ આપી સ્વાગત કરવા અધિરી થઈ પણ એની દશા આવી શાથી ? તે જાણવા તેને પુછ્યુ કે

( ૧૨૫ )

**નહીં સાબુનો સંઘરો, ના નીર નવાણે નેહ;**

**ફાટલ મેલે લુગડે કમો ઉભો દેહ.**

અર્થ—હે મુસાફર ( કમા ) ! ધોયા વગરના મેલથી ભરી ગયેલ અને એ પણ જુનાં પુરાણાં થઈ ફાટીને લગભગ થઈ ગયેલ કપડાં પહેર્યાં છે તો શુ સાબુના કારખાના બંધ થયા કે જળાશયો માંથી જળ ખુટી ગયા વળી દુર્બળ કેમ દેખાવ છો ? માન અને સ્વમાન ક્યાં જતા રહ્યા ? છેલાણી ચટકુ ક્યાં ગયુ ? અને આ પગ કેમ સુજી ગયા છે કે જેના દુખથી તમે એક ડગલુ પણ ચાલવાને તદ્દન અશક્ત થઈ ગયા છો

( ૧૨૬ )

**સાબુ સત્યના દીલમાં, નીરનીતિને સ્થાન;**

**ઉજળાં દહ કોને દેખાડીએ, વીકઇ ગઇ સુજાન.**

અર્થ—હે સ્ત્રી ! દેશમાં ઘોર દુકાળ પડયો છે કે જે દુકાળ નાથી જેની સુરપર લીસુ લટકતા હતા તેવા મકાન માની પણ ભિખારી થઇ ભટકતા થયા તો પછી હુ કમોતે શા લેખામા ? વળી દુષ્કાળથી સાબુરૂપ સદ્દ્વૃત્તિ તો સત્યાગ્રહી કોઈ સજ્જનના હૃદયમા હશે અને પાણી (વટ—ટેક ) તો જે નીતિવાન હશે તેની આંખો-

માંજ હશે બાકી તો બધું ઠરેઠેકાણે થઇ ગયું છે વળી હવે ઉજળા રહી કોને શોભા બતાવવી ? કેમકે સ્વામિની શોભા જોવાને આતુર હતી તે વિરહને તો ધિકારી તજી દીધી એટલે આમ રખડતો થયો ને અંતે આ ઉઘાડા પગે ગણુવગડાની કાંકરા અને કાંટાવાળી જમીનમાં રખડતાં પગ છોલાઇ ગયા ને તળીઆમાં છાલાં પડયાં છે કે જેની રક્ષા માટે જોડા પણ ખરીદી પ્હેરી શકવાની ત્રેવડ રહી નથી.

( ૧૨૭ )

આ દેહની સગા, ત્વચાની શીવડાવું મોજડી;
તેમાં સુકાવું કમા, કાળજ સગતળીઉં કુમળી.

અર્થ—હે કમા ! તું મારો ખાવીંદ છે અને હું તારી તરફ દીલેથી સુખ દુઃખની ભાગીદાર સ્ત્રી થીકછું. તો તારૂં દુઃખ હું જોઇ શકતી નથી માટે શાન્ત થા. તારા માટે જો હું મારા મોંઘા ગણાતા આ માનવ દેહની ખાલ ઉતરાવી તેની મન ગમતી અને હલકા વજનની નાજુક મોજડી શિવડાવી તેની અંદર તારા પગનાં તળીયાને લેશ પણ કઠણ પદાર્થના આઘાતથી દરદ ન થાય તેની સંભાળ માટે એ મોજડીયુમાં હુ મારાં કુંણાં કાળજાના લોચાની ગાદીવાળી સગતલી (પડ) બનાવી તારા પગમાં પહેરાવીશ એમ કહી બને વીયોગી દંપતિ પુનઃ પ્રેમથી મળ્યાં અને સુખી જીવન ગાળ્યાં ! અસ્તુ.

( ૧૨૮ )

માથું મેદરડા તણું, ભાળે ભાયાણી;
ત્હારી બીકે રાણીંગના, બિવે જે તાણું બાવલા.

અર્થ—કાઠીઆવાડમાં કાઠી કોમની અંદર બાવાવાળા નાગે

એક વિરનર એવે તો જબરજસ્ત લડવૈયો થઇ ગયો છે કે તેના ત્રાસથી મેંદરડા ભાયાણી અને જેતપર ૫ણ ડરીને ચાલતા

( ૧૨૯ )

વિસાવદરની વાડીયે, દાઠ દસુબા દાય;
વેરાળા બાવલ વીનાં, વાડીશું ખાવા ધાય.

અર્થ—બાવોવાળો જોકે એક ગરિબ ઘેર અવતર્યો હતો એટલે કે તેના પીતા કાણુગવાળા પાસે માત્ર જુજ ગીરાસ હતો તોપણ બાવોવાળો જ્યારે ભર જુવાન થયો ત્યારે તેણે દિર સતાથી પોતાની તલવારની બહાદુરી વડે ઘણા ગામો ઘેર કર્યા હતા જેમા પોતે હાલ જે જુનાગઢનો મહાલ વીસાવદર છે ત્યાની નજીકમા એક "જમીનનો ઘડો" નામનો ટીંબો હતો એમ કહેવાય છે ત્યા રહેતો ને ત્યા અતિ દિવસ પોતે પોતાની સહાયકાર મંડળીની વચ્ચે રજવાડાને શોભે તેવી મિજલસનો આનંદ લેતો હતો

( ૧૩૦ )

બાવો ડગલાં બે, ભાલ્દમાં પાછાં ભરે નહીં;
ભરે તોતો મેં મલકમાં માંગાણી વસ્તુત નહીં.

અર્થ—વળી તે બાવોવાળો ધીંગાણાનો એવો તો સહ હતો કે તે કોઈ દીવસ પાછા પગે હઠ્યો નહોતો

( ૧૩૧ )

ટોપી ને તરવાર, નર બીજાને નમે નહીં;
સાહેબને મહીના ચાર, બંધીખાને રાખ્યો તેં બાવલા.

અર્થઃ—એ બાવાવાળાના માટે અગાઉના લોકોમાં ઉપરનો દુવો (સોરઠો) બોલાય છે અને સાંભળવા પ્રમાણે તેની મતલબ એવી છે કે અંગ્રેજ લોકોનું કાઠીઆવાડમાં કોઇ પણ જાતની રાજ્ય સતા યાતો અમલનું જોર જામ્યુ નહોતુ તે વખતમાં બાવાવાળો પુર જોરમાં હતો અને તેણે આસપાસનો ગીરાસ ઘેર કર્યો અને બહુ તોફાન કર્યું ત્યારે તેને સનાહ આપવાને યાતો દાબ દેવાને એક અંગ્રેજ તેને ત્યાં જઇ ચડયો પણ બાવાવાળો તેની સલાહ યાતો દાબને નહી ગણકારતાં પેલા અંગ્રેજને પકડી ચાર માસ સુધી નજર કેદ તરીકે રાખ્યો હતો, એમ કહેવાય છે.

નોટ૦—આ બાવાવાળાની સર્વસ્વ હકીકત "કાઠીયાવાડી ઝવાહીર"-ના બીજા ભાગમાં અન્યનાં જીવન ચરિત્રોની સાથે તેના પણ જીવન ચરિત્રમાં આવશે તોપણ તેણે એક અંગ્રેજ કેપટનને કેદ કરેલો તેની સાબિતીમાં નિચે પ્રમાણેનું બ્યાન કે જે મુંબઇના સુપ્રસિધ્ધ "સાંજ વર્તમાન" પેપરના તા. ૧ લી માર્ચ સને ૧૯૧૩ ને શનિવારના અંકમાં પ્રગટ થએલું તેનો ઉતારો પબ્લીકની જાણ ખાતર જોવાને તેવો અમે નિચે પ્રમાણે લખી જણાવીયે છીએ- (ભટ્ટાચાર્ય)

## "કાઠીયાવાડ" વીષે સરલી-વોરનરનું ભાષણ.

રોયલ સોસાઇટી ઓફ આર્ટસના હીંદી વીભાગ સમક્ષ "કાઠીયાવાડ" એ વીષે એક નીબંધ સર વીલ્યમ લી-વોરનરે મુંબઇનાં નવા નીમાએલા ગવરનર લોર્ડ વીલીંગડનના પ્રમુખપણાં નીચે ગઇ તા. ૧૩ મી ફેબરુઆરી દીને વાંચ્યો હતો સર વીલ્યમે તેમાં જણાવ્યું હતું કે, કાઠીયાવાડ ગેરબંદોબસ્તથી ભરેલો મુલક હતો અને કેટલાક સવાલોનો બીલકુલ નીવેડો થઈ નહી શકે એમ લાગતું હતું તે પ્રદેશ

પણ એવો હતો કે કુદરતીજ ગેબ્બંદોબસ્ત હોય. ગુજરાતના કીનારેથી જાણે કે અરબી સમુદ્રમા કપાયલી એક ગાસડી પડી હોય તેવી રીતે એ દેશ આવી રહેલો છે. એ દ્વીપકલ્પ સીલોનના જેટલોજ મોટો છે અને તેની વસ્તી ૨૫ લાખ જેટલી છે.

## કાઠી પ્રજા.

જે કાઠી પ્રજાએ એ મુલકનું નામ "કાઠીયાવાડ" પાડયુ તે મણે બીજા તમામ રજપુતો અને મુસલમાનો સેપાહો કરતા મરાઠાઓને વધારે વીતાડયુ હતું સને ૧૮૨૦ મા બાવાવાલા નામનો એક અખ્યાત કાઠી સરદાર હીંદી દરયાઇ કાફલાવાળા કેપટન ગ્રાન્ટને ગીરના જગલમા લઇ ગયો હતો કેપટન ગ્રાન્ટ તે જગાએ અગીઆર અઠવાડીયા સુધી સંકટ સહન કરીને રહ્યો અને તે વખતે ઘણા પ્રકારના જુલમ થતા જોયા હતા સને ૧૮૬૭ મા હીંદી સરકારે પેશ્વા પાસેથી કાઠીયાવાડનો ખંડણીનો તેનો ભાગ મેળવ્યો અને ૧૮૭૦ મા ગાયકવાડે એ પ્રાન્ત ખાતે પોતાનુ લશકર નહી મોકલવાની બંધણી કરી આ રીતે એ પ્રદેશને દેશને એકતડા કે પરદેશી હુમનામાથી તેમજ લડાઇમાથી બચાવ્યો ઓગણીશમી સદીની શરૂઆતમા દેશમા ગેરબંદોબસ્ત ચાલતો હતો પણ મુબઇ સરકારે દેશી રાજ્યોના અંદર ખાતેના કારોબારમા માથુ મારવાની ના પાડી હતી પહેલા તો તેઓ ગાયકવાડની ન્યારીમા સામેલ થઇ જઇ પ્રજા ઉપર જબરાઈ ગુજરતા હતા પણ જ્યારે ગાયકવાડના લસકરની જગલી રીતભાતનો તેઓને અનુભવ થયો ત્યારેજ તેમણે વડોદરાની સરકાર પાસેથી એવું લખત માગ્યુ કે ગાયકવાડ માટેની ખંડણી ઉઘરાવવાનુ કામ બ્રીટીશ સરકારને સ્વાધીન રાખવુ સને ૧૮૬૩ માં તમામ મુખ્ય

રાજકર્તાઓની સત્તા નક્કી કરવામાં આવી હતી અને તે પછી તુરતજ એમ સ્વીકારવામાં આવ્યું હતું કે, તે રાજકર્તાઓ પોતાની સત્તાને સારો ઉપયોગ કરે તે માટે તેમને કેળવણી આપવી જોઇએ તથા પી. રજપુત હોવાથી મગરૂરી પુત્રોને ઘરથી બહાર કહાડવા સામે કુટુંબનો મક્કમ વીરોધ વગેરે કારણોથી તેઓ મુબઈ ઇલાકાની શાળાઓ અને કોલેજોનો લાભ લેતા નહોતા અને તેના પરીણામે સને ૧૮૭૦ માં રાજકોટ ખાતેની રાજકુમાર કોલેજ ઉઘાડવામાં આવી જે રાજકર્તાઓનાં સંતાનો માટેની કોલેજ તરીકે પહેલીજ હતી. એ કોલેજ સ્થપાયા પછી ર૬૭ રાજકુમારોએ ત્યાં અભ્યાસ કર્યો છે. જમીન ખાલસા કરી લેવાની પધ્ધતીથી દૂર રહેવાથી, રાજકર્તાઓના હક્ક જેમ બને તેમ વધુ પ્રમાણમાં કાયમ રાખવાથી અને તેમની સહાનુભુતી સંપાદન કરવા માટે દરેક બની શકતો ઉપાય યોજવાથી કાઠીઆવાડ ખાતેનો કારોબાર ફતેહમંદ નીવડયો છે. સા. વા.

( ૧૩૨ )

નારી તો રંડાય સદાય, નર કોઇ દી રંડાય નહીં;
ઓખો રંડાણો આજ, માણેક જાતાં મુળવો.

અર્થ—સંસારમાં એવો નિયમ છે કે, ભરથારનું મૃત્યુ થતાં સ્રીને રંડાપો વિધવા દશા ) આવે છે. પણ સ્રીનું મૃત્યુ થતાં પુરૂષ કોઇ દિવસ રંડાતો નથી કારણ કે તે બીજી સ્રીને પરણવા હકદાર છે, છતાં પણ મુળુ માણેક મૃત્યુ પામતાં ઓખો રંડાયો એમ કહેલ છે. મતલબ કે કાઠિયાવાડમાં ઓખો મુલક છે અને તે ઓખા ઉપર વાઘેર જાતના લોકોનું વડપણું હતું. વાઘેરના વંશમાં મુળુ અને મા-

ભોક નામના શુરવિર નર ઉત્પન્ન થયા અને કારણસર તેને મા
વેરનુ પડ્યુ તેનું આ બારવટુ કાઠિઆવાડના સઘળા બારવટીઆ કરતા નામધારી અને નીતિપણાનું હતુ એવું બોલાય છે. કારણ કે મુળુ માણેકના તાબામાં સંખ્યાબંધ માણસો હતાં અને તે જે ગામને ભાગતાં તેજ ગામના પાદરમાં ડેરા તંબુ તાણી વિશ્રામ કરતા અને લુટેલા માલથી બ્રાહ્મણોને ચોરાશી જમાડી દક્ષણા આપતા. આવું બારવટું પબ્લીકમાં કરનાર મુળુ માણેક હિમતવાન ગણાતા પણ તેનું મૃત્યુ થતાં ઓખો (દેશનો એક ભાગ) રંડાઇ પડ્યો એમ વૃધ્ધ માણસોમા હેણી છે.

( ૧૩૩ )

**માણેક, સિંધોડા માંડિયો, મુળુએ ભરી (ભીડ;) ભાડ.**
**સોલજરની કરી સેરડી, વાઘેર ભરડે વાડ.**

અર્થ—મુળુ માણેક જ્યારે કોઈ રીતે મહાત ન થયા ત્યારે નામદાર બ્રિટીશ સરકારની મદદ માગવામાં આવી અને તે મદદમાં હેબર્ટ અને લટુસ નામના યુરોપીયનની સરદારી નિચે એક ટુકડી તેને મહાત કરવા પાછળ પડી જેમાં તે બંને પક્ષનો ભેટા થયો અને એવી તો ખુનખાર લડાઈ થઈ હતી કે તેનું વર્ણન કરતાં કોઇએ ઉપરના દુહો કહ્યો તેવોજ ચિતાર થયો હતો. જેનું વર્ણન પણ તેના જીવન ચારિત્રમાં બતાવવામાં આવશે

( ૧૩૪ )

**દાઢમાં ખટકે કાંકરો, કાણું ખટકે નેણ;**
**વચન ખટકે ઉરમાં, ગયાં ખટકે સેણ.**

અર્થ—બત્રીસ ભાતનાં રસમય અને સ્વાદિષ્ટ ભોજન જમતાં હોય પણ તેમાં શરત ચુકથી એક ગ્રાસ (નવાલા) માં ઝીણી સરખી પણ એકાદ કાંકરી મુખમાં આવી જાય તો તે દાદને ખરે છે એટલુંજ નહીં પણ તે આખો ગ્રાસ અપ્રીતી એટલે અરૂચીરૂપ થઈ પડે છે. નેત્રની અંદર રજમાત્ર પણ કણ પડી જાય છે તો નેત્રની સઘળી તેજ શક્તિને વિઘ્નરૂપ થઇ પડે છે. ગમે તેવું હેત હોય કે જે હેત અમૃત કરતાં પણ વધારે કિમતી ગણાતું હોય પણ જો તેમાં અન્યો અન્ય બોલાચાલી થઇ જાય અને તે બોલાચાલીના અંગે ભારે પડતો એટલે ન છાજતો એકાદ પણ બોલ સંભળાય તો તે બોલની અસરથી અમૃતરૂપ ગણાતા સ્નેહમાં હળાહળ ઝેરની પ્રભા ફેલાઈ જાય છે એટલુંજ નહી પણ તેની અસર જીંદગી સુધી હૃદયમાંથી ભુંસાતી નથી. તેમ સ્નેહી માણસ કે જેના વડે આપણું જીવન હોય એવું માણસ સરી જાય અર્થાત તેનો વિયોગ થાય તો પણ સમજુને બધી જાતની મજા આતસ વત દેખાય છે.

( ૧૩૫ )

મોતી ભાંગ્યું સારતાં, મન ભાંગ્યું કવેંણ;
ઘોડો ભાંગ્યો ફેરતાં, નહીં સાંધો કે રેંણ,

અર્થઃ—બજનસ મોતીની અંદર શાર પાંડનાં (વીંધ પાડતા) તે મોતી ભાંગી જાય તો તેને, કવેંણ એટલે ખરાબ શબ્દ (મેંણાં ટાણાં) થી મન ભાંગે (મનમાં તેની કડવાશના હેતા છવાઈ જાય તે) તેને; તથા સ્વારી કરતાં (ફેરવતાં) ઘોડાના પગ મરડાઇને ભાંગી જાય તે સઘળાં વાનાં પાછાં સુધારવા બેસે તો ગમે તેવો કારીગર અને સ્યાણો માણસ હોય તોપણ તેનાથી તેનો સાંધો મળતો નથી

(ફરી સુધરતું નથી) કે રેણુ લાગતું નથી (જેવુ ને તેવું અસલ) રૂપમાં) થઈ શકતું નથી.

(૧૩૬)

મોઢાં મોરિ જોગ, અને ચોકડ કાંઉ ચડાવીયે;
બોલી જણાવે જાત. એના પરિયા કાંઉ પુછાવીયે.

અર્થ.—મોરી-એ એક અંશ અથવા ગાયને બાંધવાનું દોરડું છે અને તેને કાઠિયાવાડમાં મોરી કહે છે-એટલે જેના મોઢા મોરીને લાયક છે તેને ચોકડું (વાઘ-લગામ) શું ચડાવીયે-મતલબ કે તેને લગામ શોભતી નથી એટલે જેવી સભા તેવી વાત-છાણની ટેવને કપાશીયાનીજ આખો હોય-છાણા વીણવાં જવા અને મેસુબનો નાસ્તો લઇ જવો તે શોભે નહીં-તેમ માણસ પોતાની બોલીમાજ વર્તાઇ રહે છે એટલે પછી તેના કોણ બાપદાદા કે તે કઇ ઓર્લાદનો છે તે પુછવા પણ રહેતું નથી·

(૧૩૭)

સંગત બીચારી શું કરે, જેનું હ્રદય કઠોર;
બાર પોર પાંણી ચડે. પથ્થર ન ભીંજે કોર

અર્થઃ—રાતને દિવસ કાળમીંઢ પથરને અખંડ પાણી રેડાતું હોય ને તેને પાણીમાંજ બોળી રાખવામાં આવે તો પણ તેને લેશ પણ પાણીની અસર જેમ લાગતી નથી તેમ કઠોર હ્રદયના એટલે કુકર્મી અને ન કરવાના કામો જેવા કે દગલબાજ, ચોરી, છીનાળી, જુઠું બોલવુ, મીત્ર વધ, આપસંગાતે છેહ વીગેરે નીચ કામ કરવાની જેને હમેશાં ટેવ પડી છે તેને ગમે તેવા સતસંગમા અને સારી ગો-

બનમાં રાખો તોપણ તેને લેશ પણ સારી સોબતની અસર લાગતી નથી.

(૧૩૮)

ઢાલા તુંથી ઢોર ભલાં; ચરે જંગલના ઘાસ;
સાંજ પડે દીઆથમે, કરે ઘરડાંની આશ.

અર્થ—પ્રિતી વશ થયેલી પ્રેમદાને પોતાના સ્નેહીથી દઇવ ઇચ્છાથી વિખુટાં પડવાનો સંજોગ આવ્યો ત્યારે તે પ્રેમદાએ પોતાના સ્નેહીને કહ્યું કે હવે તમે મને પાછા કયારે અને કયાં મળશો તેના જવાબમાં સ્નેહી પ્રેમદાને અમુક વખતે અમુક સ્થળે મળવાનું વચનઆપી ગયો. બાદ આપેલ મુદતે તે સ્નેહી પ્રીતીવશ થયેલી પ્રેમદાને મળી શકયો નહિ ત્યારે પ્રેમદા તેને ઠપકો આપે છે કે હે ઢાલા-(સ્નેહી) તારાથી તો બે શીંગડાં અને એક પુંછડાવાળાં ઢોરાં પણ સારાં કે તે બિચારાં આખો દિવસ વગડામાં વીણીવીણી ઘાસ ખાય છે તોપણ સાંજ પડે અને સુર્યાસ્ત થવાની વેળાએ પાછા વગર ભલામણે ઘેર આવી ઉભા રહે છે. મતલબ કે તું તો તે ઢોર (પશુ) માંથી પણ ગયો કે આપેલ બોલ અને કોલ ન પાળી શકયો.

(૧૩૯)

કોઇ પુરૂષ કોઇ ઘોડલો, કોઇ કુળવંતીનાર;
સરજનહારે સરજીયાં, ત્રણે રત્ન સંસાર,

અર્થ:—સરજન હાર.એટલે માલિક (ખુદા યા પરમેશ્વરે) આ જગત જ્યારે બનાવ્યું ત્યારે તેમાં મોંઘામાં મોંઘાં અને ઉમદામાં ઉ-

મદા ત્રણ જાતનાં રત્ન બનાવ્યાં છે. તેમાં ૧) રત્ન પુરૂષ—ને પણ કયો કે જેની વાણી સાર્વજનીકમાં ફુલ માફક ઝીલાતી હોય જેનું આવાગમન દેવ કરતાં પણ પ્રીય ગણાતું હોય જેની છાંયામાં (કમાણીમાં) હજારો ગરીબ તવંગર નભતાં હોય ( જેનીરોજીમાં અગણીત કુટુંબો પોતાનું ગુજરાન કરતા હોય ) અને જેની સુખ્યાતિ દેશના એક છેડાથી તે બીજા છેડા સુધી પ્રસરાઇ રહી હોય એવો ઉદારભાગી જે પુરૂષ હોય તે પુરૂષ રત્ન સમાન બલ્કે રત્નથી પણ કિમતી છે (૧) કુળવંતીનાર—એટલે જે સ્ત્રી લીલા પગલાંવાળી મતલબ કે તે જેના ઘરમાં હોય. તે મુફલીસમાણસ છતાંપણ તેના આવવાથી અખુટ લક્ષ્મી અને અનેક સુખનાસાધનવાળો બને તે તથા જેની રહેણીકરણી સતી સીતા, દ્રૌપદી, અને અનસુયાના સુનામલાને પહોંચી વળે તેવી હોય—પતી ઉપર ભાવ—કુટુંબના ઉપર સ્નેહ પારકું અને પોતાનુ સમાન ગણનારી દયાનો દરીયો, ઉદારની અવધી, અને હમેશાં હસમુખી રહી પવિત્રપણાને ધારણ કરી પ્રતીદિન પોતાના પતિના હુકમ પ્રમાણે વર્તવામાં ઉત્સુક રહે તે સ્ત્રી પણ સંસારમાં રત્ન સમાન છે. (૩) ઘોડો (અશ્વ) જે ઘોડો સ્વારની મરજી પ્રમાણે વર્તનારો અને સ્વારેની મુસાફરીમાં કનેકમંદ નિવડી મુકામ ઝટ પહોંચાડવામા તીક્ષુધા થાક અને તરશને વેઠનારો અને પોતાના સ્વારના સંકટ વખતે પોતાના સર્વ સુખનો ત્યાગ કરી ગમે તેવી વીટંબણા ભોગવીને પણ સ્વારને સારીથી આનંદ આપે એટલુંજ નહિ પણ પોતે થાકીપાકી ગયો હોય છતાં પણ પોતાના સ્વારની ઉપર દુશમન દળ તુટી પડયું હોય તો થાકપાકને બાજુ મુકી દુસ્મન દળમાંથી સ્વારને મુક્ત કરવામા પછાત ન રહે એવો ઘોડો પણ આ સંસારમાં રત્ન સમાન

સમાન ગણાય છે કે એવા ઘોડાથી પ્રતાપી પ્રતાપ, પ્રથુ અને શિવાજી પોતાની દરેક ફતેહ કરવાને શક્તિવાન નિવડયા હતા.

( ૧૯૦ )

ભલાં ભેવન વીસરે, નઘણાં ન ચડે ચીત;
કાળી ઉનને કમાંણસાં, દુજો ન ગારે રંગ.

અર્થ:—ભલાં એટલે જેનું જીવન જગતમાં પરોપકારી ગણાતું હોય એવા માણસને વિયોગ લેશ પણ ભુલાતો નથી વળી નગણાં એટલે જે માણસને અનેક જાતના ઉપકાર કરીએ તોપણ તે ઉપકારની લેશ પણ કિંમત કે કદર ન કરી જાણે તેવાં માણસ સ્વપ્નામાં પણ યાદ આવતો નથી.કે જેમ કાળાં રંગની ઉનને લીલો, રાતો, પીરોજી, ધોળો, ગુલાબી કે કેશરી કોઇપણ જાતનો રંગ (કલર) લાગતો નથી તેમ કમાણસ એટલે કુકર્મ કરનાર માણસને પણ સત્સંગ કોઇ દિવસ લાગતો નથી.

( ૧૯૧ )

ભલાં તો ભવો જીવો, નગણાંને પણજી;
જો નગણાં નહોત જગતમાં તો ભલાં સાંભરતકી.

અર્થ:—આ જગતમાં સારાં કર્મ કરનાર માણસો ઘણા વર્ષ સુધી જીવે તેમ કુકર્મ કરનારાં અધમ માણસ પણ ઘણા વર્ષ સુધી જીવે એમ બુદ્ધિશાળી પુરૂષ ઇચ્છે છે કારણ કે જો કુકર્મ અને અધમ કામો કરનાર માણસો જગતમાં ન હોય તો પછી સારા કામ કરનારની પીછાન પડત નહીં.

( ૧૪૨ )

થોરે કેળાં થાય, કળજગના વારા વીશે;
મીઠપ નહીં મનભાય, સાચું સોરઠીયો ભણે.

અર્થ—થોરના ઝાડે કોઈ દીવસ કેળાં પાકે નહીં પણ સોરઠીઓ કહે છે કે કળજુગના પ્રભાવે કદાચ થોરે કેળાં થાય પણ તે દેખાવમાં કેળાં પણ તેનામાં કેળાંના જેવી મીઠાશ હોયજ નહીં. થોરના ઝાડે કેળાં ફળે એ અસંભીત છે છતાં તેવી ઉપમા આપી છે તેની મતલબ એવી છે કે કમજાત માણસ કેળવણીના બહોળા સાધનથી કોઇનો ઓથ લઇને જમાનામાં પુજનીક વીધ્યા સંપાદન કરી ડીગ્રી મેળવી મોટા હોદાની જગ્યા લેવાને ફતેહમંદ થાય અને તેથી તે કમજાત હોય છતાં પાંચ પચીસના ઉપર હુકમ કરનારો અને હુદાની રૂયે સાર્વજનીકમાં સરસાઇ લેનારો બને તોપણ જાતવંત માણસના જેવી તેનામાં કદર, નરમાશ, ભલમનસાઈ આ। સાદાઈ આવેજ નહીં કારણ કે એરંડો તે એરંડો અને આંબો તે આંબો.

( ૧૪૩ )

મનુષ્યમાં નાપીક જુવો, કાગ પંખી નીરધાર;
પશુ માંહી જાણુંક જુવો, ઠગ ચંગાળ સરદાર.

અર્થ—મનુષ્ય જાતીમાં નાપીક એટલે હજામ, પક્ષી જાતમાં કાગડો અને પશુ જાતીમાં જમ્બક એટલે શીયાળીયું આટલા ત્રણ લુચ્ચામાં લુચ્ચા ગણાય છે.

## ( ૧૪૪ )

### ભાટીયા તું ભટકમાં, બેસી રહે તારા બારમાં
### તું જા રેલ ગાડીમાં, તો હું જાઉશ તારમાં.

અર્થ—એક ગામડીયો ભાટીયો ઘણીજ મુશ્કેલ સ્થિતિમાં આવી પડ્યો હતો. તે ભાટીયાના ઘરમાં આઠ દસ માણસ હતાં અને તે સઘળા માણસનું ગુજરાન કરવાનું ભાટીયાના ઉપર ફરજ હતી. પણ ભાટીયો અનેક જાતનો વણજ વેપાર અને ધંધો રોજગાર કરે પરંતુ કમનસીબ હોવાથી તેને કોઇ રીતે લાભ મળે નહીં પણ ઉલટું દરેક કામમાં તેને નુકશાન પહોંચે. આવા સંજોગથી ભાટીયો કંટાળી ગયો અને વૃદ્ધ પાડોશીની સલાહ લેવા ગયો કે હવે મારે શું ઉપાય કરવો ? આ જવાબમાં વૃધે જણાવ્યું કે ભાઇ કરમ બે ડગલાં આગળ ચાલે છે માટે એ નિયમને વિચારી સબુરી પકડી બેશી જા. ભાટીયે પણ વિચાર કર્યો કે જે જે ધંધારોજગારમાં જાઉં

છું ત્યારે પગવાળો (પ્યાદળ) જાઉં છું અને તેથી મારૂં કરમ મારી આગળ બે ડગલાં ચાલતું હશે એ નકી છે. આવામાં તે ભાટીયે સાંભળ્યું કે કાઠિયાવાડમાં રેલ ગાડી આવી તે પવન વેગે ચાલે છે અને આખ મીંચીને ઉઘાડીયે એટલી વારમાં તો ક્યાંની ક્યાં ચાલી જાય છે. આવી વાત સાંભળી ભાટીયે હીંમતમાં આવી કહ્યું કે હવે કરમ જખ મારે છે કેમકે આવી પવન વેગી રેલ ગાડીમાં બેસી હું મુંબઇ જાઉં તો કરમ ઝોલાં ખાતું ક્યાંઇ પાછળ પડ્યું રહેશે એમ ધારી ભાતું બાંધી પોતે પોતાનાં ગામથી પાંચ છ માઈલ દુરના સ્ટેશને રેલ ગાડીમાં બેસવા માટે રવાના થયો ને સીમાડે

આવ્યો ત્યાં તે ભાટીયાનું કરમ આગળ બેઠેલું તેણે તેને કહ્યું કે હે! ભાટીયા તું કયાં જાય છે ? ત્યારે તેણે કહ્યું હુ કરમની બીકે રેલમા બેસી મુબઇ જાઉં છું અને રેલ પવન વેગે ચાલે છે એટલે મારૂં કરમ મારી પછવાડે રહી જાશે. આવું સાંભળી પેલું કરમ બોલ્યું કે " તું જા રેલ ગાડીમાં તો હું જાઇશ તારમાં " પણ હું તારી અગાડીજ છું માટે મફતનો ભટક મા અને તારૂં ઘર ઝાવી બેશી રહે.

( ૧૪૫ )

વિમળ, વિખ્યાતિ, વિરલા, વિનય, વિશ્વપતિ, માન;
જે ઘર પાંચ વવા નહીં, તે ઘર સદા મશાન.

અર્થ—આ સંસારમા જે કુટુંબમાં (૧) વિમળ ( એટલે મલીનતા કે કોઇ પણ જાતના છળ દગા કે ઢોંગાય નહીં તે, (૨) વિખ્યાતિ (એટલે નિતીમય કામ કરીને લોક પ્રસિદ્ધ થવુ તે ) (૩) વિરલા ( એટલે નગરોળની માફક મેણાં ટોણા નહી ખાતાં સત્ય અર્થે સદાય શુ રવિરપણું બતાવવું તે ) (૪) વિનય ( અટલે ફળવા આંબાની પેઠે સદાય નમ્ર રહેવું તે ગરિબથી તે તવંગર સુધી નાં દરેક માણસોને સરખી રીતે આપ્તન દ્રષ્ટિથી નિહાળી શુધ્ધ હૃદયથી આદર સત્કાર કરવું તે ) (૫) વિશ્વપતિમાન (એટલે પેદા કરનાર માલીકની ભક્તીનું હ્રદયમાં અહોનિશ માન હોય તે) એ પાંચ પ્રકારના વવાનુ વસતુ હોય તે જીવન સફળના કહેવાય છે એટલુંજ નહીં પણ તે કુટુંબનો ગ્રહસ્થાશ્રમ વાસ્તવિક અને મંગળકારક ગણાય છે પણ જે કુટુંબમાં એ પાંચ વવાની ગેર હાજરી ગણાય છે તે કુટુંબનું સ્થાન સ્મશાન જેવું એટલે મુડદાં બાળવાના સ્થળ જેવું છે.

( ૧૪૬ )

સદા ન જોબન સ્થિર રહે, સદા ન લક્ષ્મી નેહ;

જોબન ચળ, સંસાર ચળ, ચળ વઇભવ ચળ દેહ.

અર્થ—યુવા અવસ્થા, દ્રવ્ય, વઇભવ, અને આ દેહ કાયમને માટે આબાદ રહેતા નથી પણ તે ચળ એટલે નષ્ટ યાતો ફનાં થાય છે એટલુંજ નહી પણ આ સંસાર કે જેમાં વસી આપણે અનેક જાતના મનસુબા અને આશાના હવા કીલા બાંધીએ છીએ તે પણ ચળ છે એટલે એક દીવસે વિનાશ થશે.

( ૧૪૭ )

માયાથી માયા મળે, કર કર લંબા હાથ;

ગરિબ નિગાથી જોઇને, ન બોલે તે સાથ.

અર્થ—સંસારમાં એક એવી રીત જોવામાં આવે છે કે ગમે તેવો પઇસાવાળો પુરૂષ હશે તોપણ તે જ્યારે બીજા પઇસાવાળાને દેખશે તો સામાની ઇચ્છા નહી હોય છતાં પણ તેને લાંબા હાથ કરીને પરાણે મળને એટલુંજ નહીં પણ વગર માગ્યે કીમની રકમ ખર્ચીને તેનો લવેપતો કરશે કે જે લવેપતાની સામાને અસર થની નથી. પણ એવો વીરલો જવલેજ મળે છે કે જે ગરીબને જોતાં મોટા પૈસાવાળાના જેટલો આદર સત્કાર કરે.

અર્થઃ- ઇશ્વરનું રટણ કરવાની ઉમેદે માણસ માળા (તસ્બી-જપમાળ) હાથમાં લઇ ફેરવવા બેસે છે. પણ વ્યાધીની પ્રબળતાયે તેનું ચિત સ્થિર નહીં હોવાથી માળા ક્યાં ફરે છે (હાથમાં) જીભ ક્યાં ફરે છે (મુખમાં) અને મન ક્યાં ફરે છે (ચારે દીશાએ) એનું એને ભાન થતું નથી, માટે વિદ્વાને કહ્યું છે કે એવા સંજોગોમાં માળા ફેરવવી નહીં પણ જો નિવૃત્તિ હોય તોજ ફેરવવી કે જેનાથી કાંઇક ભજન રટન જમા થાય,

( ૧૪૯ )

ચતુરને ચિંતા ઘણી, નહિ મુરખને લાજ;
સરઅવસર જાણે નહિં, પેટ સાધતું કાજ.

અર્થ—બુદ્ધિશાળી માણસ સંસારની અનેક આધિવ્યાધિથી ઘેરાયો હશે, અને પોતાની લાજ આબરૂ સાચવવા દ્રવ્યહિન થયો હશે તોપણ તે કોઇની પાસે પોતાનો રદયો ખોલી શકશે નહીં. એટલુંજ નહીં પણ સ્નેહી વર્ગ તેમ કરવા તેને આગ્રહ કરશે તો પણ તે પોતાનો ચર્મપટ ખુલ્લો થશે એવી બીકની ચિન્તાથી કંઈ કહી શક્તો નથી, પણ બાધી મુઠી રાખવા અવર વાર્તા કરી વિરામ પામે છે પણ મુરખ તો અનુકુળ કે પ્રતીકુળ વખત જોયા વીના અને કોઈની ઇચ્છા વિના પણ ભમવા મંડી જાય છે અને તે સામા માણસને રૂચીકર છે કે નહીં તેની તુલના કર્યા વીના અને કોઇકે વખત તો અપમાન વચનરૂપ ચાબુકના માર સહન કરાને પણ ઉદર જેટલું મેળવવાનાજ અભીલાશા રાખે છે તે કેવળ ભુલ ભરેલું છે. કારણ કે દરેક માણસે પોતાનું પાણી જાળવી માનમાં બાંધી મુઠીએ રહેવું એજ શ્રમ છે.

( ૧૫૦ )

ઉંચું ઉંચું સઉ વહે, નિચુ વહે ન કોઇ;
નિચું નિચું જો વહે, ધરૂવધી ઉંચું હોય.

અર્થ—દરેક માણસ ઉંચાં ઉંચા થવાને ચાહે છે એટલે કે એ પરમાર્થપણે મહાધ થાય છે અને પોતાના મનમા ધારે છે કે આ પણે કોઇના બાપની પરવાહ નથી એમ સમજી ( અકડ ) રહે છે પણ દિર્ઘદ્રષ્ટિથી વિચાર કરી નિચા ( વિનયવાળ ) થતા નથી પણ જો તે નિચા ( વિનયવાળા ) રહે તો પરિણામે ઉચા ( સૌથી સરસ) થાય એ નિર્વિવાદ છે

( ૧૫૧ )

નેહ કરી નિચા કરી, કુશળ ગણે અફશોશ;
નુરહિન નિધિ બન્યો રાવણ કરી પરોશ.

અર્થઃ—સંસારમા નિચ વૃત્તિવાળા માણસથી પ્રિત કરીને કે પનાર પાડીને પછી માણસ પોતાનું કલ્યાણ ચાહે છે એ ઘણા અફસોસની વાત છે. કારણ નિચ માણસના સહવાસથી ત્રણ કાળમાં પણ સારૂં થતું નથી જેને માટે વિદ્વાન દાખલો આપે છે કે મહાન સમુદ્ર જેવા એ જો રાવણ જેવા નિચને પોતાના સહવાસમાં એટલે પાડોસમા રાખ્યો તો પોતે માનહિણ બન્યો મતલબ કે સમુદ્રના ઉપર પાજ ( પુલ ) બંધાણી.

( ૧૫૨ )

કેસરના કયારા કરી, અંદર વાવો પાજ;
પોષો જળ શેલાબથી, આખરે પ્યાજ તે પ્યાજ.

અર્થ:—કેશરના ક્યારા બાંધી અદર કસ્તુરામા'ખાતર'ના' .. પછી તેમાં ડુંગરી વાવો અને તેને ગુલાબજળથી સીંચી ઉછેરો પણ તે જેમ દુર્ગંધ તજતી નથી તેમ નીચ માણસને ગમે તેવી રીતે વખાણી સદાય સતસંગમાં માનપાનથી રાખી તેને ઉંચો અધિકાર આપો તો પણ તે પોતાની નિચતા છોડી ઉંચપણું ગ્રહણ કરતો નથી.

( ૧૫૩ )

ભોજન ભુખ ગયે મળે, ઠંડી ગયે ડ્બાવ;
સુવા ગયે યવતિ મળે, એને આગ લગાવ.

અર્થ:—ભુખ મટયા પછી જમવાનું મળે અને જોબન વિતિ બુઢાપો આવે ત્યારે સોળ વરસની સુંદરી મળે એ અગન જેવું બ્હાલું લાગે છે. મતલબ કે સમા પ્રમાણે જે મળે તે અમૃત સમાન છે અને સમો વિતી ગયા પછી જે મળે છે તે ઝેર સમાન છે જેમકે વર્ષા ૠતુમાં નાજુક અનાજના રોપા સુકાય ત્યારે મેઘ વૃષ્ટિ થાય તો વાસ્તવિક અને પ્રિય થઇ પડે છે પણ તે વખતે નહિ થતાં પોષ માસમાં જો વૃષ્ટિ થાય તો તે નકામી છે, એટલુંજ નહિ પણ તે અપ્રિય નિવડે છે.

( ૧૫૪ )

એકપતણા ગુણ ઓર છે, જડ પણ એકયજ ચહાય;
દુધ તણા સતસંગમાં, પાણી ઉજવળ થાય.

અર્થ:—આ સંસારમાં તદ્દન એકલાપણાપણે રહેવા કરતાં અનેકની સાથે મળીને રહેવાથી ઘણાજ ફાયદા છે. વળી જડ પદાર્થ પણ બહોળા સમુદાયને વધારે પસંદ કરે છે; એવું આપણે નજરે

જોઇએ છીએ. નિર્ણય થઈ ચુકયો છે કે, એકલે હાથે તાળી પડતી નથી તેમ કેવળ એકલા માણસથી કોઇથી કાર્ય થઈ શકતું નથી, માટે જેમ બને તેમ માણસોએ બહોળા સમુદાયને ઇચ્છવું એ સ્તુતિપાત્ર છે. એક્યતાપણે રહેવાથી કોઈ રીતે પરાજય થતો નથી પણ ઉલટી વૃદ્ધિ થાય છે, એટલુંજ નહિ પણ બહોળા સમુદાયમા રહેવાથી હમેશા સારા ગુણ અને ઉંચપણે રહેવાની પદ્ધતિ શીખાય છે અને તેથી ઉત્તમ પંકતિમાં ગણાય છે જેવી રીતે કે પાણી જેવો પદાર્થ દુધ સાથે ભળવાથી તે પાણીપણ નહી પણ પયરૂપ થઇને પયના ભાવમાં વે છે.

## ( ૧૫૫ )

બહુ નિર્બળ મળી બળ કરે; કરે જો ગાહે સોય;
સુત સગુંઠ મિલાવતાં, હાથી બંધન હોય.

અર્થ:—માણસ ગમે તેવો બળવાન હોય તો પણ તે માત્ર એકલો હોય તો તે કોઇ પણ જાતની ફતેહ મારી શકતો નથી અને ગમે તેવા નિર્બળ હોય પણ તે નાના જથામાં જોઇન્ટ થઇ જો કાંઈ કરવા ધારે તો તે ધારેલાં કાર્ય ગમે તેટલાં વિકટ હોય તો પણ તે પરિપૂર્ણ કરી શકે છે. તે કેવી રીતે કે કાચા સુતરના અનેક તાંતણા ભેગા કરી તેનાથી હાથી જેવા બળવાન પશુને બાંધવા ધાર્યે તો બંધાઇ શકાય છે પણ એકજ તાંતણાથી હાથીને બાંધશું તો તે હાથી બંધાવાનો નથી એટલુંજ નહિ પણ એકજ તાંતણો તુટી જઈ તેનો પત્તો પણ લાગતો નથી; માટે ગમે તે રીતે દરેકે સંપ અને સંઘાતી થવું એમાંજ સઘળા ફાયદા સમાયા છે.

(૧૫૬)

વગર વિચાર્યાં કાર્યથી, પાયે છે બહુ હાણ
રાવણ સીતા લાવતાં, આપે ખોયાં પ્રાણ.

અર્થ.—નાનું અથવા મોટું કામ કરવાનો આદર કર્યા પહેલાં દરેક માણસે તેના સારાસારનું અનુમાન કરવાની જરૂર છે અને એવા વિચારના અંતે જે કામનો આદર થાય છે તે પરિપુર્ણ થાય છે, એટલું નહિ પણ તે કાર્ય દેશના એક છેડાથી તે બીજા છેડા સુધી અસંશાપાત્ર નિવડે છે; પણ જો કોઇ ધનમદથી વા સુનામદથી કે ગમે તેવા મદના જોસ્સાથી વિચાર કર્યા વિનાનું કામ કરી બેસે છે તો તેને તે કાર્યમાં ફતેહ મળતી નથી અને આખરે જગજાહેરીમાં વગોવાય છે, જેવી રીતે કે રાવણ જેવા સમર્થ રાજાએ સીતાજીને હરી લાવવામાં કાંઈ પણ જાતનો વિચાર ન કર્યો તો અંતે સીતાજી તો તેની પાસે ન રહ્યા પણ ઉલટું પોતાનુ લંકા જેવું રાજ્ય ખોવાયું અને જીવ ગુમાવ્યો.

(૧૫૭)

ભામાની ભ્રમણા તજો, ભામા ભય ભંડાર,
ભામા જેને ભોળવે, તે નર નહિ તરનાર.

અર્થ—અનુભવી અને સમર્થ પુરૂષોએ ઘણે પ્રસંગે દરેક માણસને ભલામણ કરેલી છે કે મગજની અંદર સ્ત્રી વાસ નાની જે કાઇ આશા રહી હોય તેનો ત્યાગ કરવો કારણ કે સ્ત્રી સંસારમા એક આફતનો મોટો ભંડાર છે વળી સ્ત્રી જે પુરૂષને ભોળવે છે. અર્થાત જે સ્ત્રીને વશ થઈ તેની આજ્ઞા પ્રમાણે વર્તે છે

તે આ સંસાર રૂપી સમુદ્રને સહીસલામતે તરી શકતો નથી એટલુંજ નહિ પણ તે આ લોકમાં અને પરલોકમાં કોઇ રીતે માન્યવંત થઇ શકતો નથી.

(૧૫૮)

**નારી નગણી જાત છે, નારી નરકની ખાણ;**
**નારીને વશ જે થયો, તે નરને ખર જાણ.**

અર્થ:—શુધ્ધ સતીની રહેણીથી રહેનારી અને સદ્દગુણને ધારણ કરનારી ગ્રહણીને સંસારી સઘળા હક કે જે સ્ત્રીની હદને શોભે અને પોસાય તેવા હોય તે સુપ્રત કરવા અને જરૂર જોઇતા પ્રસંગમાં તેની સાથે પ્રીતિભાવથી વર્તવું તે સ્તુતિપાત્ર છે, પરન્તુ અભિમાની આપમતી પ્રમાણે ચાલનારી કુળ મર્યાદાને ઓળંગી જનારી અને પતિના ઉપર હુકમ ચલાવી ધારેલો હદ પાર પાડનારી સ્ત્રીને આધિન રહેવું એ પુરૂષનું કામ નથી એ નિર્વિવાદ છે. કારણ એવી સ્ત્રી સદાય નગણી એટલે કોઇ પણ જાતના ગુણને અથવા તો સારા સારને સમજનારી નથી. તે નગણી જાતની કહેવાય છે અને તે ખરેખર નરકના કુંડ જેવી ગણાય છે તો એવી ભાવઠ સ્ત્રીની પ્રિત પાસમાં જે નર પર વશ થાય છે તે નર ન કહેવાય પણ નર રૂપે તે ખર= ગધેડો છે એમ સમજવું.

(૧૫૯)

**અંકુશ સહુના ઉપરે, અંકુશ વશ સહુ થાય;**
**ગજ અંકુશે પાંશરો, બેલ નાકમાં નાથ.**

અર્થ:—નાનાથી તે મોટા સુધી સહુએ પોતા ઉપર અંકુશ (બીક) રાખવો એ સ્તુતિપાત્ર છે, કારણ કે અંકુશ વિના કોઈ

પણ સુધરી શકતું નથી અથવા તો સાર્વજનીક વંદનીય થઇ શકતું નથી. જેવું કે હાથી જેવું જબરૂં જાનવર જો અંકુશથી વશ થાય છે તો તે વનવગડામાં રહેનારૂં છે છતાં તે રાજ્ય દરબારને દીપાવે છે અને પોતે કીમતીમાં કીમતી જવાહીરોનાં ઘરેણા પહેરનારૂં ભાગ્યશાળી બને છે. વળી બળદ જેવું જાનવર પણ જો અંકુશ નાથને વશ થાય છે તો તે માન્યવંત ગણાય છે એટલુંજ નહિ પણ તેની મહેનતના પરિણામે અનેક જાતની ખેતીનાં અનાજ નીપજાવી લોકો પોતાનું જીવન નભાવે છે માટે કોઇ એ સ્વતંત્રતાનો ફાંકો નહિ રાખતાં સર્વદા અંકુશમા રહેવું એજ શ્રેય અને શ્રેષ્ટ છે.

( ૧૬૦ )

દંતશા દીન સંભાર, શીરી ચીજો ચખાડીયું;
લાજયો નહિ લગાર, હાડં આગે હલીયો.

એક માણસ વૃદ્ધાવયમાં આવી ગયો અને તેથી વયના પ્રમાણમાં તેના મોઢામાથી એક પછી એક દાંત પડવા લાગ્યા અને છેવટે જ્યારે બધા દાંત પડી રહ્યા ત્યારે પડેલા બત્રીશ દાંતને હાથમાં લઈ તેને પેલો માણસ કહેવા લાગ્યો કે હે દાંત ! શરીરના અધળા અવયવોની અંદર જેવા નાના મોટા દરેક હાડકાઓને મેં જે જે ચીજો ચખાડી નથી એવી અનેક અને વળી કીમતી ચીજો મે પ્રથમ દરજજે તનેજ ચખાડી ચવરાવી તો પણ તને લેશ માત્ર પણ શરમ ન આવી કે અંદરના હાડકાં ઠેકાણે છતાં તું સર્વ સમુદાય સહિત ઓખો કરી ચાલી નીકળ્યો.

મતલબ કે કોણુના તરફથી પરિણામે લાભ યા હાનિ મળશે

એ કાંઇ અટકળ બંધાતી નથી છતાં તેવી અટકળ બાંધે છે એ મોટા સુરખના જામ કહેવાય છે, કારણ કે જેને મન ગમતાં સુખ આપી નભાવતાં હોઇએ એવાં માણસો માથું કાપવા તૈયાર થાય છે અને જેની ઉપર સ્વપ્નમાં પણ ઉપકાર કર્યો નથી યા તેને ધન આપી નવાજી શક્યા નથી એવો અંજાણ્યો માણસ એક વચને માથું આ-પવાને તૈયાર થાય છે.

( ૬૬૧ )

ડુંગરિયા હરિયા હુવા, વન ઝીંઝારે મોર;
એ રુતે ત્રણ સંચરે, ચાકર માગણ ને ચોર.

અર્થ:—ગીરના ડુંગરા લીલોતરીથી ભરપુર થાય અને જંગલો મોર પક્ષીના પ્રતિ ધ્વનીથી ગાજી ઉઠે એવી રીતે એટલે રુતુએ ચાકર. માગણ અને ચોર ચાલી નીકળે છે. મતલબ કે ચોમાસાની સુંદર રુતુમાં દરેક કુટુંબ પોતાના ઘર આગળ એકઠું મળી આનંદ લેતું હોય એ સ્વાભાવીક છે અને ચોમાસામાં કોઈ પણ માણસને ઘર-બાર તજી (વીદેશ) માં જવું સારૂં લાગતું નથી એવી સુખમય ચોમા-સાની રુતુનો આનંદ મુકીને પોતાનાં વ્હાલાં બાળ બચ્ચાં અને સ્ત્રીને મુકીને (૧) નોકરી કરનારો (૨) ચોરી કરનારો અને (૩) માગણ એવી ત્રણ જાતનો ધંધો કરનારો કે જેની આજીવીકા કાંતો ભીખ માગવા ઉપર હોય કાંતો ચોરી કરવા ઉપર હોય. અને કાંતો નોકરી કરવાપર હોય એવા પુરૂષો સદાય વાટ માર્ગ પણાની દશા ભોગવે છે. માટે જેમ બને તેમ ભીક્ષા, ચોરી, અને નોકરી કરવાની લાલસા નહિ રાખતાં આપ મહેનતથી સ્વતંત્ર ધંધો શોધી જે કાંઇ મળે તેમાં સંતોષ

આની સ્વકુટુંબ સહીત સંસારી સુખ ભોગવી નીતીમાં જીંદગી ગુજારવી એજ ઉત્તમ અને જીવન સાફલ્ય છે.

( ૧૬૨ )

વિદ્યા વિન જય અમલ સમા, દાન સહિત ધનવંત;
ભુમિ ભુષણ ત્રણ છે, ઉપજે ખપે અનંત

અર્થઃ—સમર્થ પુરૂષોએ નીર્માણ કર્યું છે કે, આ સંસારમાં જેણે વીદ્યા સંપાદન કરી છે, તેના અંગમાં વીનય પૂર્વક તથા જેને અમલ—ઓધો—સત્તા મળી છે. અને અંગમાં ક્ષમા હોય તે અથવા જેની પાસે અસંખ્ય પૈસો છે અને વરતી ઉદાર ( કોઇને આપવું ) છે એવી ત્રણ સંજ્ઞાવાળાઓનું જીવન પ્રસંશા પાત્ર, અને જગપ્રખ્યાત છે એટલુંજ નહિ પણ તે પૃથ્વીના શણગાર રૂપ કહીએ તોપણ ચાલે બાકી તો બીજા અનેક માણસો ઉત્પન્ન થાય છે જન્મે છે અને ખપે છે મરણ પામે છે કે જેનુ નામ નીશાન પણ રહેતુ નથી માટે વિદ્યાને વીનય રાખવો, સત્તાધીશે ક્ષમા રાખવી અને ધનવંતે ઉદાર વરતી રાખવી એ પરીણામે ફાયદાકારક છે.

( ૧૬૩ )

આયા હેસો જાયગા, રાજા રંક ફકીર;
કોઇ સીંહાસન ચઢ ગયે, કોઇ પેરે જંઝીર;

અર્થઃ—આ અવનીમાં જે આવ્યો છે તે એક વખત અવશ્ય જવાનોજ છે. પછી ભલે તે રાજા હોય, વા રાંક કે ફકીર હોય, અથવા તો હમેશાં હીરા માણેક અને નિલમ જડેલાં સુવર્ણના સિં-

હાસનપર બેસી અનેક જાતનાં સુખ ભોગવતો હોય, અથવા તો પગમાં લોઢાની બેડી પહેરી કેદી દશા ભોગવતો હોય, પણ જાતું છે એ ચોક્કસ છે.

(૧૬૪)

જર લુંટે છે જંગલે, અભણ એકલા ભીલ;
ભર વસ્તીમાં લુંટતાં, વેશ્યા, વૈદ વકીલ,

અર્થ—જર એટલે લક્ષ્મી યા માયા, ધન કે પૈસો, ઉજડ વગડામાં અભણ ( જેને કોઇ પણ જાતના સારા સારનું ભાન નથી કે પાપ પુન્યનું સાન નથી ) એવાં ભીલ (ચોર) લોકો લુંટી લે છે એટલે પડાવી લે છે, પણ ભર વસ્તીની વચમાં તો ભણેલા ગણેલા અને ચૌદ વિદ્યાને જાણનારાં એવાં વૈદ, વેશ્યા, અને વકીલ લોકો-પૈસા લુટે છે એટલે પડાવી લે છે એમ વિદ્વાન કહે છે.

(૧૬૫)

ઉળ બતાવી દાખલે આણે ઘેર અસીલ;
ધન લુંટી ધકો દીયે, વેશ્યા વૈદ્ય વકીલ;

અર્થ:—પોતાની પ્રત્યે ઉલ્લાસાથી મન ખેંચાઇ એવી જાતના સલચાવનારા અનેક ઊળ ઘાલુ ( પ્રસંસા વધારનારા (દાખલા સંભળાવી પોતાને ત્યાં અસીલ (ગર જાડુ) ને તેડી લાવે છે અને પછી તેને રૂચે તેવા રસ્તામાં વહન કરાવી ધાર્યા પ્રમાણે તેની પાસેનું ધન હરી લે છે એટલે પડાવી લે છે અને પછી અસીલ (ગર જાડુ) ને ધકો દે છે (ભાવ પણ પુછતા નથી.) એવાં કૃત્ય આ સંસારમાં તો વેશ્યા વૈદ, અને વકીલજ કરે છે એમ સમર્થ વદે છે.

(૧૬૬)

શુરવીર કે વંશમેં, શુરવીર સુત હોય;
જયું સિંહન કે ગર્ભમે, હિરણ ન નીપજે કોઈ.

અર્થ—હમેંશાં કુદરતની કૃતિનો એવોજ નિયમ હોય છે કે જે કુળમાં જેવા નર પેદા થતા આવ્યા છે તે કુળમાં ભવિષ્ય વખતમા પણ તેવાજ નર પેદા થવાના એ નીસંદેહ છે, કેની પેંઠે કે જેમ સિંહણના ગર્ભમાંથી તો સિંહજ પેદા થાય નહિ કે ચંચળ (ખખડાટ) સાભળી ભડકી જઈ ભાગી જનારૂં હરણ

(૧૬૭)

રહો અમારા નગ્રમાં, બીનાં હુકમ મત જાવ;
કરો અમારિ ચાકરી, ભીખ માંગ કે ખાવ.

અર્થ—ચડતી પડતીના નીયમ પ્રમાણે કોઇ ગુણવાન અને જાનવંત માણસના ઉપર કમબખ્તીનો વખત પડયો અને તેથી પોતાનો નિર્વાહ કરવા તથા પોતાની સ્થિતિ બાંધી મુઠી રાખવા અર્થે તે ગુણવાનને સ્વદેશનો ત્યાગ કરી પરદેશ જવુ પડયુ પરદેશમા જઈ ગોને કયે સ્થળે સ્રી સલામતે નભી શકશે? એવા સ્થળની ગોત કરવા માંડયો અને ગોતને પરિણામે તેના સાભળવામા અમુક ભાગના અધિપતીનું નામ આવ્યુ. અને તેથી તે ગુણવાન તે અધિપતી (રાજા) ની આગળ આવ્યો અને નોકરીના માટે ઘણી આજીજી કરી ત્યારે પેલા અક્ષરના ખાં અધિપતી (રાજા) એ પોતાની ઉદાર વૃત્તિથી ગુણવાને કહ્યું કે—તમે જ્યારે આજીજી કરો છો ત્યારે તમારા પર મારૂ મન દયા ખાય છે અને તેથીજ હુ તમને એવી

શરતે આશરો આપી નોકર રાખું છું કે તમારે તમારી જીંદગી સુધી અમારા શહેરમાં રહેવું પણ અમારી લખી પરવાનગી શીવાય તમારે કોઇ દિવસ અમારું નગ્ર છોડવું નહિ તેમ તમારે હમેશાં દિવસને રાત ચોવીસ કલાક સુધી અમારી તહેનાતમાં રહી હુકમ ઉઠાવી અમારી નોકરી કરવી અને તેના બદલામાં અમે તમને ખુશી થઇને નવાજીએ છીએ કે તમારે અમારા શહેરમાં ભીખ માગી તમારો ગુજારો કરવો. આ અધિપતી (રાજા)ની આવી હદ ઉપરાંત ઉદારતા સાંભળી પેલો ગુણવાન તો અજાબ થઈ ગયો અને વિચારવા લાગ્યો કે હે માલીક! જે રાજ્યમાં એવો અધિપતી છે તે પ્રજાને રવે દુખનો સ્યો ટોટો રહ્યો હશે. મતલબ કે એવા મખીચુસની પાસેથી ગુણવાન વા બિખારી બીજી શી આશા રાખી શકે? કાંઇજ નહિ.

(૧૬૮)

મેં રાચી પીયુનીજ મહિ, નગણ્યો તેથી સુજાન;
પઠ નિવાજ વય સબ ગઇ, નહિ રાચ્યો રહેમાન.

અર્થ—પોતાના પરમ સ્નેહી (પુરૂષ) ને મળવા અમુક વખતની મુદત આપેલી અને તે મુદત ભરાય જવાની અણીપર આવી હોવાથી વચનની સત્ય ભરેલી પ્રેમદા અનુકુળ વખત લઇ ઉજડ વાટે ઉતાવળી પસાર થતી જતી હતી, અને તેની સર્વ ઇંદ્રિઓ તેના સ્નેહીનેજ મળવાને અધીરી થઇ રહી હતી, મતલબ કે તે પ્રેમદાનું ધ્યાન પોતાના પ્રેમી સ્નેહીમાંજ ગુંથાયુ હતું અને તેથી રસ્તામાં પોતાને આડી કઈ વસ્તુ આવે છે તેની પણ સાન નથી એટલુંજ નહિ પણ તેને પ્રેમની એવી તો ધુન લાગી ગઇ છે કે રસ્તામાં ખાડા

ખાબોચીયાં કે કાંકરા કાંટા આવે છે તેનું પણ તેને ભાન રહેતું નથી ને ચાલી જાય છે. એમાં કાજી સાહેબ નવાજ પઢતા હતા અને નવાજને અંગે જેવો કાજી જમીન સાથે નમ્યો કે તુરત પેલી પ્રેમદા કાજીની પીઠપાર પગ મુકી ચાલતી થઇ. આ બનાવથી કાજી સાહેબ ખીજવાયા અને ઉભા થઇ પેલી પ્રેમદાને પકડી બાદશાહ અદાલતમાં લાવ્યા અને નવાજ પઢતાં દરમ્યાનગિરી કરી એવી ફરિયાદ નોંધાવી ફરિયાદના અને પ્રેમદા ગુન્હેગાર ઠરી પણ તેનો શુ બચાવ છે ? તે રજુ કરવા બાદશાહે ફરમાવ્યુ. બચાવમાં પેલી પ્રેમદા એટલુજ બોલી કે માફક સુખવામના પુરી કરનાર મિથ્યા કલેવરવાળા પામર પુરૂષની સાથે મારો પ્રેમ લાગ્યો તો અને એ પ્રેમની ધુન મારા આશક મગજમાં એટલી બધી જોરથી વધી હતી કે તે જોરના પ્રભાવે હુ આ કાજી સાહેબની પીઠપર પગ મુકી પગાર થઇ ગઇ તો પણ મને તેનુ ભાન ન રહ્યુ. ત્યારે આ કાજી સાહેબ કે જેનું માલીકમાંજ ધ્યાન હતું છતાં તે ધ્યાન વિસરી હુ તેના પરથી પસાર થઇ ચાલી ગઈ એ ગમ તેને ક્યાથીજ પડી અને જો તેવી ગમ તેને પડી તો માલિકની સાથે તેનુ ધ્યાન (નવાજ) કેવી જાતનું એ દરિયાફ્ત કરો. આ જવાબ ઉપરથી બાદશાહ ખુશી થયો અને પ્રેમદાને (નવાજેશ) કરી છોડી મુકી અને કાજીભાઇને પાણીચું પકડાવ્યું. મતલબ કે હાલના સમયમા પેલા કાજીભાઇની માફક ધુતારાનાં ટોળેટોળાં ફુટી નીકળ્યાં છે છે અને તેથી તેવા ઠગી ધુતા ફુતાની માફક ભોળા અને ભાવિક માણસોને ફોલી ખાવાને કે છેતરવાને પેદા કરનાર માલિકની લેશ પણ ધાક

રાખતા નથી તો તેવા ધુતારાથી સદા દુર રાખે એવી માલિક પાસે દુવા માગવી.

( ૧૬૯ )

સજન વનવેલી ભલી, કરે ઝાડસું પ્રીત;
સુકે પણ મુકે નહિ, એ સજનની રીત.

અર્થ.—હે સજ્જન ! ( માણસ ) તમે માણસથી પ્રિત કરો છો તો ભલે કરો પણ તે પ્રિતને તમે કટોકટ વખતે ( સ્નેહીની પડતી દશા આવે છે ત્યારે ) પડતી મુકો છો એ કોઈ પણ રીતે તમારી સજ્જનતાઈ ( માણસાઇ ) સ્તુતિપાત્ર ન કહેવાય કેમકે તમોને પેદા કરનારે બુદ્ધિ અને અનેક જાતનાં સાધન આપ્યાં છે છતાં પણ સ્નેહને તમે આખર સુધી નિભાવી સકતાં નથી તો તમે સજ્જન (માણસ)થી તો બિચારી વનવગડાની વેલી કે જે એક જડવત વનસ્પતિનો રોપો છે તે પણ વખાણવા લાયક છે અને તમે તો જડ કરતાં પણ ભ્રષ્ટ નિવડો છો ( વનવેલી જે ઝાડની સાથે પ્રિત કરે છે એટલે લપેટાઈ છે તે સુકાઇ જાય છે અર્થાત નિર્જીવ થઇ જાય છે છતાં પણ તે પોતાનો લપેટ સંકેલી નહિ લેતાં આખર સુધી એટલે નાશ પામે ત્યાં સુધી ઝાડ સાથે જોઇન્ટ રહે છે.

( ૧૭૦ )

ખાતાં ભોજન ભાવતાં, રાતામાતા રૂપ,
જોતાં જોયા જમપુરે, ભાતા વિણ કંઇ ભુપ.

અર્થ.—મનપસંદ અનેક જાતનાં કીંમતી અને મોઝાં ઘીના બનેલાં ભિન્ન ભિન્ન મિષ્ટાનો હંમેશાં ખાતાં અને દેખાવમાં પુરતા

થઇ ટાપરીપમાં મદોનમસ્તપણે ફરતા એવા અનેક રાજા મહારાજાઓ પણ અંતે ભાતા વિના જમના શહેરમાં જઈ પુગ્યા છે અને પુગે છે મતલબ કે સંસારના દરેક સુખ વૈભવમાં જીંદગી ગાળનાં સાધન હોય છતાં પણ પુન્યનાં કામ કરી પુન્ય રૂપ ભાતું કે અંતે જે સાથે આવે છે તે બાંધતા નથી તેની શાયબી અને રાજપાટ ધુળધાણી અને વા પાણી છે એમ વિદ્વાનો કહી ગયા છે માટે સહુ કોઇએ પુન્ય રૂપનું ભાતુ અને માલિકનું ભજન કરવું એજ પરિણામે હિતરૂપ છે શિવાય બધું ખોટું.

(૧૭૨)

સરખા દિન રહે નહિ, ચતુર વિચારો ચિત;

વર્ષા, ગ્રીષ્મ, ને ઠંડ દીન, આવે ફરતી રીત.

અર્થ—ચતુર એટલે વિચાર કરનારા ડાહ્યા માણસોએ અવશ્ય યાદ રાખવાનું છે કે હંમેશાં સરખો દિવસ નભતો નથી મતલબ કે ચઢતી પડતી, સુખ પછી દુ:ખ, અને છાયાં પછી ધુપ, આવે જાય છે માટે સુખમાં મલકાવું નહિ અને દુ:ખમાં દિલગીર બનવું નહિ પણ માલિક જેનો વખત આપે તેને આવકાર આપી નીતિની રાહે વર્તી સર્વદા માણસાઈ વાપરી માલિકથી ડરતાં રહેવુ છતાં કેટલાંક માયાના મદમાં મસ્ત બની બે પરવાઈ અને નિચીંત ફરે છે પણ એ અક્કલનાં આંધળાં સમજતાં નથી કે કુદરત પણ ફરે છે એટલે કે ચોમાસા પછી શિયાળો અને શિયાળા પછી ઉનાળો એમ બદલાય છે તો પછી મનુષ્યોનો દીવસ કાયમ તે ક્યાંથીજ રહેશે.

વારીની ખુબસુરતી કણસલાં પાકી માથે આવે ત્યારે દેખાય છે; સબબ કે દુરથી તે કણસલાંમાં ભરેલા દાણા મોતી માફક જણાય છે. ને પવનના ઝુલાથી તેનો છોડ ડોલે છે અને તેનાપર સુર્યની કે ચંદ્રની કીરણ પડે છે તે વખતે તે કણની કાન્તી મોતીથી-પણ અધિક દેખાય છે.

(૧૮૧)

અલી કલીમેં છુપ રહે, લકડ પાડે શાઃ
કઠણ સંગ કઠણ બને, કોમળથી લાચાર.

અર્થઃ—આ જગતમાં વ્યવહાર કુશળ સજ્જન અને પરાગભોગી ભમર અર્થાત ભમરો એકજ સંજ્ઞામાં મુકવા યોગ અને તે બંને ખરેખર લાયક છે. સબબ કે પરાગભોગી ભમરો કોમળ અને સુંવાળી લેખાતી કમળ પાંખડીને ભેદી શકતો નથી અને તેમાં બંધાઇ કેદ પડી રહે છે. પણ એજ ભમરો ખેર અગર તો બાવળનું સુકું અને કઠણ થઇ ગયેલું કાષ્ટ હોય છે તેને ત્વરીત ભેદિ ચાર પાડી પાર જાય છે. એટલે કે કોમળ સાથે ભમર કોમળ થઇ રહે છે અને તેમાં બંધાઇ કેદ પડી રહે છે. અને કઠણને કોરે છે તેમ સજ્જન પણ સાધુ પુરૂષની સાથે સદા નમ્ર અને વિવેકની રીતે વર્તે છે, જ્યારે દગાખોર અને દુષ્ટ મનીનાં મુરખ સાથે તે તેવી ભાવનાથી વર્તે છે. અને તે પ્રમાણે વર્તવું એજ ઉત્તમ છે. મતલબ કે ભલા સાથે ભલા થઈ ભલાઈ લેવી દેવી; ભુંડા સાથે ભુંડા થઈ ભુંડાઇ લેવી દેવી.પણ જો ભુંડા સાથે ભલાઇ વાપરીએ તો નીર્માલ્યપણામાં ગણાઇએ, લોકમાં હાંસીપાત્ર થઇ પડીયે, ઉપરાંત ભુંડાઇથી

નડતી ભુડાઇમા નુક્શાની પામીએ માટે જેવુ સામેનુ પાત્ર તના થઇ રહેવામાજ ફાયદો છે

(૧૮૨)

અન ભુડી અધવાલ, ઉભાં ધડ આલુ નહિ,
મુના પછી માલ, ગોલણ ભલે ગાડાં ભરે

અર્થ—પોતાના પીત્રાઇએ શીરજોરીથી લઇ લીધેલી જમીન અને માલ મીલકત પાછી આપી દેવા સમજાવવા પીત્રાઈ પક્ષના પચ ગયા લીધેલી જમીન તથા મીલ ત પાછી સોપવા સમજા વો પરતુ નહિ સમજતા પચને કે છે કે, જ્યા સુધી મારા પીંડમા પ્રાણ છે ત્યા સુધી તો લાખની એક પણ જમીનમા બકરીની ,ખરી મુકાય તેટની પણ જમીન કે મીલ તમા અરધા વાલની કિમતની મીલકત આપ વાનો નથી પણ જ્યારે મારો કાળ થાય ત્યારે પછી તે જોઇએ તેટની જમીન કે મીલમ્ત ભલે લઇ જાય પણ જીવતા તો દેવાનોજ નથી તે નરી આ એક જાતની અજ્ઞાનતાને દુર કરી સત્ય જ્ઞાનનું ભાન પામવા અને મારા તાગને તદ્દન ત્યાગી દેવા આજકાલમા ઘણા પુરૂષોએ મહાત્મામા ગણાઇ તત્વજ્ઞાની બની વાતવાતમા સીદ્ધા તો અને દાખલાઓના ઉદાહરણોની વાણી બોલી સામાના હૃદયમા પોતે ત્યાગી હોવાનુ પુરવાર કરે છે પણ વણુખરૂ તે જ્ઞાન માત્ર પોપટીયા જ્ઞાન છે કારણ કે પોતે તો માત્ર જાણવા શીખ્યા એટલુજ પણ તે જાણેલુ અમલમા મુકવુ એ તો ભાગ્યેજ જુવે છે તો તેવી રીતિના અનેક પુરૂષોનો મને ઘણો સહવાસ થયો છે એથીજ અને જ ણાવુ છુ કે, કહેનાર અને સમજનારાઓનો પાર નથી જ્યારે તેને અમલમા મુકનાર કરોડોમા એકાદજ વીરલો હશે

(૧૮૩)

આશા પાશા નિર્મળા, ઠગ ઠાકોર સોનાર,
એતાં જન નહિ આપણાં, સિંહ સર્પ ને નાર.

અર્થ—અનેક જાતના તર્કવીતર્ક ઘડાય પણ તે પાર પડવા કે નહિ તે મનુષ્યકાણુમાં નથી. ચોપટના પાસા પણ ધાર્યા દાવ આપશે એવું દૃઢ નથી એટલે આશા પાશા પાણી, ઠગારો માણસ રાજા, સોનું ઘડનાર, સોનાર, વનરાજ, બોરીંગ અને સ્ત્રી એટલી સંજ્ઞા જગતમા સદા સ્વતંત્ર છે, અર્થાત કે તે કોઇની પરતંત્ર થતી નથી. છતા જો કોઈ મુર્ખ તેને પરતંત્ર છે એવું ગણી તેનાપર કાબુ મેળવાય છે તેવું ધારી હરખાતો હોય તો તે કેવળ જખ મારે છે.

(૧૮૪)

શુમ શીઓ ને કાચબો, પરઘર પોળા થાય;
આપ ઘર આવે તયે, ગાટ સંકેલી જાય.

અર્થ.—મખીચુસ અર્થાત લોભીવૃત્તીનો માણસ, શીઓ અને કાચબો એ ત્રણે સંજ્ઞા સદા પારકાને ઘેરજ પોળા થઈ માલે છે પણ પોતાને ઘેર તો સાંકડાજ રહે છે. મતલબ કે લોભી પોતાને ત્યા વગે આવે ત્યારે વાપરી શકતો નથી. તેમ શીઓ (એક જાતનું જાનવર) અને કાચબો પણ જ્યારે પોતાનાં રહેઠાણને છોડી બહાર જાય છે ત્યારે પગ પહોળા કરી ચાલે છે ને જ્યારે રહેઠાણે આવે છે ત્યારે શરીર અવયવને સંકેલી જાય છે.

( ૧૯૫ )

સજ્જન પર ઘર જાઇને, 'દુઃખ તનનું' નવ રોય;
ભરમ ગુમાવે ગાંડલા, બાંટ ન લેવે કોઈ—

અર્થઃ—હે સમજુ માણસ? તારા ઉપર પ્રતિકુળ સંજોગને લઇને કદાપિ દુઃખનાં વાદળ તુટી પડે ત્યારે તું તે અસહ્ય દુઃખની વેદના અન્યરની આગળ નહિ કહેતાં સદા માન્ય વૃત્તિથી માલીકની ઇચ્છાને આધીન થઇ સહન કરજે અને તેમાંજ તારા મનુષ્યપણાનું પાણી આબાદ ગણાશે છતાં પણ વ્યાકુળ થઈ વેવલો બની અન્યરને જણાવીશ ને રાડો પાડીશ તો તારો ભરમ અને સહન શીળતાની હદ દુનિયાને દેખાઇ આવશે તારી કાયરતાપર લોક હાંસી કરશે. તારા દુશ્મનો રાજી થસે, સ્નેહીઓ સંતાપ પામશે; પણ તારૂં દુઃખ કોઈ વહેંચી લઇ ઓછું નહિ કરે એ ખાત્રી રાખજે.

( ૧૯૬ )

આતા "દી"નુ પારખું નીત આવે મેમાન;
પાતા, દીને પારખો, આગણ ન આવે શ્વાન;

અર્થઃ—આ જગતમાં જ્યારે ઇનસાનની ચડતી દશા અને દમામદાર દોર હોય છે. ત્યારે તેના આશ્રે અસંખ્ય લોકો ગરજાઉ બની આવે જાય છે, અસંખ્ય તેના આશ્રે પડી રહે છે. અને અસંખ્ય આશ્રો લેવાની અભિલાષા ધરે છે. મતલબ કે અધ ઘડી પણ મનુષ્યમંડળની ગેરહાજરી રહેતી નથી પણ જ્યારે ઇન્સાનની પડતી દશા આવે છે ત્યારે એજ અસંખ્ય લોકો મધ ચુસી ઉડી જનાર

માખો ખાલી ખોખા રૂપ થયેલા મધના પુડા તરફ જતી નથી એમ તે કદી સ્વપ્નામાં પણ દિદાર આપતા નથી ને કદાચ તે લોકોનું કામ પડે ને પોતાને ત્યા આવવા વીનવે, પગે લાગે તોપણ તે આવનાં નથી. મતલબ કે પડતા દિવસના સમયમાં ઇન્શાન તો નથી આવતું પણ કુતરૂં પણ નથી આવતું; સબબ કે કુતરૂં પણ પામી જાય છે કે પડતી દશાવાળાને ત્યાં રોટલાનું ઠેકાણું હોતું નથી. તો તે મને કટકો ક્યાંથી આપશે. માટે કોકટનો ધકો ખાવા કોણ જાય.

* જગત સર્વ (પઇસા) વાળાનેજ જી કહે છે ને પરાણે ખીજમત કરે છે. એ ઉપરથી જણાય છે કે જગત આપ સ્વાર્થી છે.

(૧૮૭)

બેસી કરિ ન વાત, અરસ પરસ આનંદની.
રૂસણે વિતાવી રાત, ખાલી અણ સમજમાં,

અર્થ:—પતિ સમાગમમાં આવેલી મુગ્ધા શરમ અને હૃદય પ્રીતિથી પતિના આગ્રહ અને પટાવત છતાં પણ તે પ્રેમ રસ ચાખી શકી નહિ પરંતુ તે સમાગમ કેવળ અજ્ઞાનપણે જેવોને તેવો બજનસ પસાર કર્યો પ્રભાત થયે પતિ વિદેશ ગયો. મુગ્ધાએ રાત્રીની બીના સખી સનમુખ રજુ કરી અને પોતાની મુર્ખતા માટે મલાન બની હવે પુનઃ પ્રેમરસ પીવાના ધખારામાં પતી સમાગમ સત્વર થાય તેવું સતત ચીવટથી ચાહવા લાગી.

આ ઉદગાર ઉપરથી આપણ દરેકે એજ સમજવાનું છે કે પ્રાણીએ પતી ( પ્રભુ-ખુદા-માલીક ) પ્રત્યેનો પ્રેમરસ ચાખવો અને તેના નીકટના સહવાસમાં આવવું એજ શ્રેયકાર છે એટલુંજ નહિ

પણ, ખાસ તે અર્થેજ આ મનુષ્યપણુ પ્રાપ્ત થયુ છે ઝના પણ ઘેલી મુગ્ધાની અજ્ઞાન અર્થાત અણ સમજ અજ્ઞાન વરતી મીસાલે તે તકનો લાભ નહિ લેતા કેવળ માઇક પદાર્થ મેળવવામા અને વ્યવહાર ઉપાધિમા રચ્યા મચ્યા રૂપ સર્મથ પતિના સહવાસમા નહિ આવતા દુર દુર રહેવામા વીતાવ શુ તો પરિણામે અનહદ ક્ષેદ થશે અને માલીકના પ્રેમરસ (ભક્તિ) વગર અંતે ચોરાશીના ચકાવામા ફરશુ અધોગતીમા અટવાશુ એ નિર્વિવાદ છે

( ૧૮૮ )

પ્રીત પિછે પીળાં પડે, લોક વદે કે દુઃખ;
સાયબા વિના સેહજમાં, સુતા નાવે સુખ;

અર્થ—પતી વિયોગી પ્રેમદા પોતાના અનુભવ ઉદગારની વરેહ વરાળ દરા જણાવે છે કે, પ્રાણીમાત્રને પ્રીત કરવાનો ધપારો કુદરતી રીતે થાય છે પ્રીતનુ સ્વરૂપએક ભયકર અને ન કળી શકાય કે ન જગતની ઔષધીથી દુર થાય તેવુ છે એટલે પ્રીત કર્યા પછી તે રોગ સ્વાભાવીક રીતે હૃદયમા ઘર કરી રહે છે કે જે પીડાયે શરીર પીળુ પડે છે એટલુંજ નહિ પણ સમાગમમા રાત્રીએ સુતી વખતે સેજ—પલગમા જે અનમ્ય લહાવો કે જેનુ વાણીથી અગર લેખથી વર્ણન ન નથઇ શકે તેવો સુખદમય ગણાતો, તે વિયોગમા સુના સેજ પલગ શુળી સમાન દુખ રૂપ જણાય છે

સજ્જનો! આ એક પ્રેમનુ શુદ્ધ સ્વરૂપ કહો કે પરીણામ કહો તે એજ છે પણ તે બીજા સ્વાર્થે લેશપણ શકા કર્યા વીનાવ તન મન અને ધનથી દૈનિ રીન ભાતથી પાળવામા આવે છે તો

તેજ પ્રેમ (પ્રીતિ) મોક્ષનું દ્વાર ઉઘાડવાને એક મજબુત (કુંચી-ચાવી) સાધન થઇ પડે છે.

(૧૮૯)

ચડતા દિનનું પારખું, નિત્ય આવે મેમાન;
પડતા દિનનું પારખું, આંગણ નાવે સ્વાન,

અર્થઃ—પ્રતિદીન પોતાને ઘેર સગાં સ્નેહી અને દેશ વિદેશના જાણ્યા અજાણ્યા અસંખ્ય મુસાફરો લેશપણ શંકા સિવાય આનંદ પ્રસન્ન મુખે અતિથી થઇ (મિજમાન થઈ) આવે અને તેનું પુત્ર વત કે આત્મવત પણ શુદ્ધ પ્રેમની લાગણીથી ઘટતું આતિથ્ય (આશ્વસન) થતું હોય તે આવતા દિવસની નિશાની છે પણ પડતી દશાની એજ નીશાની કે વિદેશી તો ઠીક પણ માનો જણ્યો ભાઇ ન ચાલતાં આંગણે આવે છતાં તેને એક કુતરાને પણ ન છાજે તેવી રીતે તોછડાઇથી હડ-કરી હાંકી કાઢવામાં આવે.

(૧૯૦)

કરેણ પુષ્પ સુગંધ, ડોલર કોઇ ચાહે નહિ,
સાવકી આપે સુખ, ઓરમાન કોઇ કહે નહિ.

અર્થ—કરણના ફુલની સુગંધ (બાસ) સુવાસ કહેવાતી હોય અર્થાત તે તન મન અને આનંદ કારક હોય તો પછી મોગરાનાં ફુલને કોઇ હાથ પણ ન ધરત અર્થાત કે મોગરાનાં ફુલ મેળવવાની સરજનો અપેક્ષા ન રાખતે તેવીજ રીતે અપર-બીજી (નવી) માતાથી સંતાનોને દુઃખ થાય તો પછી તેનું નામ ઓરમાન સાવકી

(નવી) માતા પડતે નહિ કે તે ઓરમાન તરીકે જગતમાં ઓળખાતે નહિ ને સગી માતા (જનેતા) ને યાદ રાખવાનો કોઇ સંતાનને અસંગ આવતે નહીં.

( ૧૯૨ )

ભાદરવે ભેંશ પુંછડે નહિં, પુંછડે તો મરે;
મરદ વેણુ બોલે નહિ, બોલે તો પળે.

અર્થ:—ભર ચોમાસાના ભાદરવા માસમાં ભેંશ કોઇ દી પુંછડે નહિ પણ તે માસમાં તો અસક્ત હોય છતાં તે પુર જોશમાં આવે છે. સબબ કે, ભાદરવા માસમાં લીલું ઘાસ પુષ્કળ હોય છે (વરસાદ સારો હોય તો) પરન્તુ ઘાસ પુષ્કળ હોયછતાં તે અશક્ત બનેનો નકી મરે છે તેવીજ રીતે મરદ લક્ષણો માણસ કોઇ મનુષ્યને કોલ દઇ બંધાતો નથી ને જો કદાચ તે બંધાય તો તે આગલ પાછલના સર્વ સંજોગનો પુરતો વિચાર કરીનેજ બંધાય છે કે જે બોલ પાલવા માટે પછી પોતે પોતાના સંસારી સુખની કે પ્રાણની પણ દરકાર કર્યા સિવાય અને મુશ્કેલી ઉઠાવીને પણ બોલેલો પોતાનો બોલ પાળવામાં પછાત રહેતો નથીજ પણ મરદના લીબાશમાં રાંડી રાંડો (તીખાલય) વીરતાળા પુરૂષોને બોલની કિંમત હોતી નથી કારણ કે જે લમ્બોડશંખ દાક્તરની પેઠે દિવસમાં એક લાખ બોલ આપે છે ને એક લાખ વખતે પોતાનાજ બોલનું ને પોતેજ ખુન કરે છે કે જે તેમ કરવા મુદલ શરમ કે હોપણનો નથી ......પ્રભુ એવા મરદથી સદાય અલગ રાખે.

( ૧૯૨ )

**દિન ગણતાં માસ ગયા, વર્ષે આંતરીયાં;**
**સુરત ભુલી શાયબા, નામે વિસરીયાં.**

અર્થ—આ સસારના સંસારીનો સંબંધ આપણી સાથે કેવો છે તે સમજાવામાં કોઇ અનુભવીએ પોતાના ઉદગારો ઉપરના દોહામાં બતાવ્યા છે.

તે જણાવે છે કે જ્યારે આપણો પ્રાણ પીંડથી અલગ થઇ આ ફાની દુનીયાને ત્યાગી ચાલ્યો જાય છે ત્યારે પળ મીનીટ કલાક પહોર દીવસ રાત્રી અઠવાડયું પખવાડયું માસ ત્રીમાસ છ માસ વરસ એક બે પાંચ પચીશ પચાશ એમ ઉતરોતર અને હયાતીમાં આપણાથી એક પળનો પણ વીયોગ નથી સહન કરી શકવાનાં એવો ડોળ બનાવી રહેનાર વ્હાલાં—વાલેસરીઓ આપણું નામ આપણી સુરત વીગેરે ભુલી જાય છે......વાહારે સંસારીઓ તમારો સંબંધ ! ધન્ય છે તમને તમારા સ્નેહનું આવું રૂપાંતર અમે અનેક રીતે અસંખ્ય વખતે અનુભવ્યું છતાં તે પરથી અમારા સ્નેહને અત્રે કાબુમાં રાખી શકતા નથી

( ૧૯૩ )

**રાજ તાજ તારાજ, આજ કર્યાં અણોસરાં;**
**ધન્ય ગતી ગરીબનીવાજ, મોસાળ વર્તે મોંઘાતના.**

અર્થ—કોઇ એક વીધવા રાણીનો પતી દુસ્મનની તલવારનો ભોગ થયો અને તે દુસ્મનોએ રાજસહીત તાજ પોતાને સ્વાધીન કર્યાં. મહેલ લુટી લીધા અને વીધવા રાણીને દેશપાર કરી ત્યારે તે

રાણી પોતાના છ માસના ધાવણા (ભવીષ્યના રાજ્યવારસ) છોકરાને તથા એક ત્રણ વરસની (કુંવરી) છોકરીને લઈ નીરક્ષપણે એટલે તદન એકાએક પગે ચાલતી અને બીખારણપણે ગામેગામ કટકો રોટલો માગી ઉદર પુર્ણ કરી પોતાને પીયેર જતી હતી (આવી દશામાં તે મૃત્યુજ પ્રીય ગણે તે સ્વભાવીક છે પરંતુ ભવીષ્યના રાજ્ય વારસની જવાબદારી લંબાવાજ તેણી જીવી રહી હતી) પીયેર ગયા પછી અભીમાની ભાઇ ભોજ્જાઈના આશ્રા નીચે રહી પણ લેશ પણ માણસાઇ અને સાલસાઇને હૃદયમાંથી તદન ઉખેડી નાખનારાં ભાઇ ભોજાઈ તેને ઘણીજ તીરસ્કાર રીતે તોછડાઇથી રાખતાં ખાવાને તથા પોષાકને માટે પેલા કુંવર–કુંવરી અને વીધવા રાણીને (પોતાની બેન તથા ભાણેજને) એક બીખારીને પણ ન ઘટે તેવી વસ્તુઓ આપતાં ઉપરાન્ત તેના પ્રત્યે હમેશના ધખારા કરતા તેને કુવચનથી મેણાં મારતા એ સઘળા સંજોગને અનુભવીને વીધવા રાણી પોતાના ઉદગાર ઉપરના દુહા મારફતે કહે કે જે ઉપરથી આપણે એજ સમજવાનું છે કે આ બધો સંસાર સારો છે પણ તે કયા લગી? જ્યા સુધી કોઇનું કામ ન પડે ત્યાં સુધી જેના માટે તુલસીદાસે કહ્યુ છે કે,

**"તુલસી સબ જગ સરસ હે, જબ લગ પડયો ન કામ;**
**"હેમ હુતાસન પારખું, પીતળ નીકસે સ્યામ.**

મતલબ કે ચડતી દશામાં વગર બોલાવે સઉ કોઇ ખમા ખમાં કરી ખીજમત ઉઠાવે છે પણ પડતી દશામાં એજ ખીજમતદાર સામુ પણ જોતા નથી વળી ગરીબીમાથી વયભવી થવું ઉત્તમ છે પણ વૈભવીમાંથી ગરીબ થવું ઘણું નેષ્ટ છે પણ લાઇલાજ એ સઘળા શુભ

અશુભના પરીણામનું મુળ આપણા પુર્વ કર્મનું છે મોટેજ આ સંસારમાં પુર્વના ખરાબ અગર સારાં કર્મ ખપાવવાં અને નવાં કોઇ પણ રીતે ન બાંધવાં દરેક વ્યક્તીએ ખસુસ લક્ષમાં રાખવાનું છે.

( ૧૯૪ )

કંથા તું કુંજર ગાડયો, હેમ કટોરો હથ;
માગ્યાં મુક્તા ફળ મળે, (પણ) ભીખને માથે ભઠ.

અર્થઃ—ગલી ગલીમાં હાથમાં કાચલી લેઇ કાચલીયાપણું અદણુ કરી રાકદશાએ "અરે બાઇ કોઇ આલોને" એવા દયાહીન શબ્દોના સાધનવડે ભીખ માગવામાં ઉતરેલું અને કોકાઈ ગયેલું અનાજ મળતુ હોય તેના કરતાં કદાચ ભલેને હાથી પર બેશી કાચલીના બદલે હાથમાં રત્નજડીત કંચનનો કટોરો લઇ ભીખ માગતો હોય અને તેવી પોઝીશનપણાની ભીખની રીતમાં તેને મોતી મળતા હોય તો પણ તે નેષ્ટ છે મતલબ કે ભીખ કરતાં કદાચ હેમકારી કરી ઉદરપુર્ણા કરવી પણ નેષ્ટ રૂપ ગણાઇ ચુકેલી ભીખથી આ છીકા કોઇ પણ મનુષ્યે ન ઇચ્છવી.

* * આવી નેષ્ટ ગણાતી ભીખને આપણા કેટલાક જુવેવો ક્યારે તજી દેશો ?

( ૧૯૫ )

જોબન પુછે જરાને, પ્રીત કેટલામાં હોય;
લાગે જબ લેખું નહીં, તુટે ટાંક ન હોય.

અર્થઃ—જરા નામનો માણસ કે જે પ્રેમના કીડા તરીકે આગળ ઓળખાતો હતો મતલબ કે તે પ્રેમનો પ્રમુખ થઇ પડયો હતો

ત્યારે તેને યુવાની અવસ્થાએ એટલે કે પ્રીતના ઉમેદવાર યુવકે પુછયુ કે હે જરા ! પ્રીતનું માપ (સ્વરૂપ) કેવું, કેટલુ છે તે કહે ત્યારે જરા કહે છે કે જ્યારે પ્રીત લાગે છે તે વખતે તેનું માપ ન થઇ શકે તેવી તે અમાપ (અગાધ છે) પણ જ્યારે તે તરટે છે (પલટે છે, પક્ષી એમ છે કે પ્રતીકુળ થાય છે.) તે વખતે તેનું વજન એક ટાંક કરતા પણ ઓછું થાય છે.

" * પ્રીત આવી બેરંગી છે.

(૧૯૬)

ગોલાં હુંદી ગોઠડી, ખાખર હુંદી વાડ;
ધીરે ધીરે છાંડીયે, સરોવર છાંડે પાળ.

અર્થઃ—જાણયે અજાણયે નીચ માણુસની સોબત થઇ હોય તે ક્રમે ક્રમે ઓછી કરી તેને જયુક માટે છોડી દેવી, ખેતરની અંદરના પાકના રક્ષણ અર્થે ખાખરની વાડ કરી હોય તો તે વાડને પણ ધીરે ધીરે ઉખેડી તેના બદલે હાથલા થોરની વાડ કરવી કારણ કે નીચની સોબતથી મનુષ્યનું શ્રેય થતું નથી તેમ ખાખરાની વાડથી પાકનું રક્ષણ થતું નથી.

જાય છે? ત્યારે સજ્જન જવાબ આપે છે કે ગુણવાન માણસ પોતાની ચતુરાઇ અમુક કાર્ય પ્રસંગે ત્યારેજ ભુલે છે કે જ્યારે તેની ચડતીની પડતી થવાની હોય છે.

( ૧૯૮ )

દી ફેરવે દીકરા, કાં વહુને કાંક વશ;
કાં તો નાર કભારજા, કાં અફીણ તો ખરા.

અર્થ:—ગમે તેવો બાહોશ અને ઉધમી નર હોય કે જેના મુકાનથી તે દર માસે લાખોની કમાણી થતી હોય ને અસંખ્ય સુખ વઇભવમાં સ્થીતી ઝાહોજ લાલી વાળી હોય તો પણ તે સર્વને ટુંક મુદતમાંજ ફનાં કરનાર અને ભીખારી દશામાં લાવી મુકનાર આ જગતમાં પાંચ મજબુત કારણો છે અને તે એકે (૧) કપુત એટલે વ્યસની જુગારી અને રંડીબાજ છોકરાઓ (૨) બીભીત્સ પોશાકની શોખીન ખોટાં લાડમાં ઉછરેલી સ્વતંત્ર અને સ્વચ્છંદપણે રહેનારી છોકરી કે છોકરાઓની સ્ત્રી (૩) કુલક્ષણાઇ પર્ચાણ શકલી (૪) વ્યભીચારી સ્ત્રી (૫) અફીણ અર્થાત દુરવ્યસન.

( ૧૯૯ )

જે મારગ કેશરી ગયો, રજ લાગી તરણાં;
એખડ ઉભાં સુકશે, નહિ ગાખે હરણાં

અર્થ:—જેની હાકથી પરવતના ગાળા ગાજી રહે છે એવો વનરાજ જે રસ્તો પસાર કરે છે ત્યારે તેના પગની ઝપટથી તે રસ્તાની ધુળ ઉડીને રસ્તાની નજીક ઉગેલા ઘાસપર પડે છે તે ઘાસને ખા-

ચાની મૃગ હિંમત કરી શકતા નથી કારણકે પડેની ધુળમા વનરાજ
ની ગંભીરતાના રજકણ પ્રસરાઈ રહ્યા હોય છે અને તેથી ખાતી
ચખત મૃગને સિંહનો–વનરાજનો ત્રાસ તાજો યાદ આવે છે જેથી
ખાઈ શકતા નથી–એટલે તે ઘાસ લીલા સુકાઈ જાય છે

( ૨૦૦ )

પ્રીત કરવી સ્હેલ છે, નીભાવવી મુશ્કેલ;
ખાતાં કેફ પડે મઝા, જીરવવો નહિ સહેલ.

. અર્થ —કેફી વસ્તુને સ્વપ્નામાં પણ ન જોઈ હોય તેવા માણસો
અવરને કેફી વસ્તુ ખાતા પીતા જોવે છે તો પોતે પણ તે પીવા
માટે લોભાય છે અને પીયે છે પણ પીધા પછી તેને પચાવી શકતા
નથી ને બેવકુફ બને છે તેમ આગળના શહેરીઓના દામન દાખ
લા અવનોખી હાવના માણસો પ્રેમ કરવાને દોરાતા તો બને છે
પણ તે જીદગી સુધી નીભાવી શકતા નથી સબબ કે સ્નેહ સાચ
વવાની પરેજી બહુજ આકરી હોય છે એટલે તે પરેજી પાળી શકતા
નથી સબબ તે સ્નેહીની મઝા ચાખી શકતા નથી એટલે તે સ્નેહ,
સ્નેહી અને સ્નેહ જોડનાર એ સર્વની ભ્રષ્ટ સ્થિતિ થાય છે.

( ૨૦૧ )

ગાતન ગડવા ચતુર નર, નીશ દિનરહે ઉદાસ;
ખર કુંવડને મુરખ નર, સુખે સુવે નિજવાસ,

અર્થ —બપૈયાઓ, ચકોર અને બુદ્ધિશાળી માણસ એ ત્રણે
વ્યક્તિ ગમાર વૃત્તિથી નહિ રહેતા સદા સચેત રહે છે અને ગધેડો
કુતરા અને મુરખ માણસ ગમારની માફક ઉધ્યાજ કરે છે.

અર્થઃ—સ્નેહ છે તે કાચા સુતરના તંતુ જેવો છે એટલે કે તે તુરતમાંજ તુટી જાય તેવો છે માટે તેનું જુક્તિ પુર્વક જતન કરવું, નહિ તો તુટી જશે; જે તુટયા પછી તેને પાછો સાંધશો તો વચમાંજ ગાંઠ પડી જશે અને પેસ્તરના જેવી મજા નહિ આવે.

(૨૦૮)

ગાલવો ભલો ન કોસકો, દુહીતા ભલી ન એક;
માગવો ભલો ન સગા બાપથી, જો પ્રભુ રાખે ટેક.

અર્થઃ—એકાદ કોસ સુધી પ્યાદલ ચાલવું પડે તોપણ તે સારૂં નથી તેમ એકાદી પુત્રી પણ સારી નથી. અને શ્રીહરી જો ટેક નીભાવે તો પોતાના બાપની પાસે પણ યાચના કરવી સારી નથી.

(૨૦૯)

કહા નહીં પાવક બાળી શકે, કહા નહી સીંધુ સમાય;
કહા ન કરે અબળા પ્રબળા, કાળ કોને નવ ખાય?

અર્થ.—અગની કોને બાળી શકતો નથી? સમુદ્રમાં શું સમાતું નથી સ્ત્રી જાત શુ નવી કરી શકતી? અને કાળ આ જગતમાં કોને ખાઇ શકતો નથી? આ પ્રશ્નનો પ્રતી ઉતર નીચે મુજબ છેઃ—

(૨૧૦)

પાવક કીર્તી ન બાળી શકે, સુયશ સમુદ્ર ન સમાય;
સ્ત્રી, પુત્ર ન પ્રસવી શકે, નામ કાળ નવ ખાય.

અર્થઃ—અગની, કીર્તિને બાળી શકતો નથી. સુજશ સમુદ્રમાં

સમાતો નથી. સ્ત્રી પોતાની મેળે એકલી સંતાન ઉત્પન્ન કરી શકતી નથી. અને કાળ જગતમાં નાસને ખાઈ શકતો નથી.

(૨૧૧)

ગઇ સંપતી ફીર સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગઇ કીર્તી આવે નહીં, ગયાં ન આવે પ્રાણ.

અર્થ—એક વખત હાથમાથી ચાલી ગઇ લક્ષ્મી કાળે કરીને પાછી આવે છે. ભરસમુદ્રમાં લાધી ગયેલા વહાણ પુન પ્રાપ્ત થવાની વધાઈ મળે છે. પરંતુ આ જગતમા ગુમાવેલી કીર્તી અને કાયામાથી નીકળી ગયેલો જીવ અનેક ઉપાય કર્યા છતા પણ પાછાં આવતાં નથી.

(૨૧૨)

જેને બોલે બંધ નહીં, મર્મ નહીં મનમાંય;
તાકા સંગન કીજીએ, છોડી ચાલે વનમાંય.

અર્થ—જગતમા જે માણસ બોલીથી બંધાતો નથી એટલે વારંવાર વચન આપીને ફરી બેસે તથા જેના મનમાં મર્મ એટલે આશાસાગનો વીચાર નથી એવાની સોબત કરવામા ફાયદો નથી કારણ કે એના માણસ વનમાં મુકીને ચાલ્યા જાય છે એટલે આખરની વખતે તરછોડી નાખે છે.

(૨૧૩)

નહિ આદર નહિં આવકાર નહિ. નેણમાં નેહ
એ ઘેર કદી ન જાઇએ, ભલે કંચન વરસે મેહ

અર્થ—જેને ઘેર જતાં આદરસત્કાર કે પુરો આવકાર

નથી જેનાં નેત્રમાં પ્રેમ નથી. એવાને ઘેર ભલે સુવર્ણનો વરસાદ એટલે મનગમતું ધન મળતું હોય તોપણ સજ્જન પુરૂષોએ ત્યાં કોઇ દિવસ પણ જવું નહિ કારણ એવા અભિમાના પાસે જવાથી પોતાનું વજન હમેશાં ઓછુ થાય છે.

(૨૧૩)

જાજા આદર જાજા આવકાર જાજા નેંણમાં નેહ;
એ ઘેર તો નીત નીતજાયે, ભાલે ભલાના વરસે મેહ

અર્થઃ—જેને ઘેર જતાં અધીકાધીક આદરસતકાર થતા હોય અને દેખી। જેતાં નેત્રમાં આનંદ ઉપજતો હોય એવાને ઘેર જતાં ભલે અનેક દુઃખનાં આવરણો સહન કરવાં પડે તોપણ સજ્જન પુરૂષોએ હમેશાં જવું.

(૨૧૫)

હળદી જરદી ના તજે, ખટરસ તજે ન આમ
ઉતમ ગુણને ના તજે, ગુણ તજે ગુલામ.

અર્થઃ—હળદર પોતાની પીળાપ કોઇ દીવસ છોડતી નથી. તેમ આંબલી પણ પોતાની ખટાશ તજતી નથી અને ઉતમ એટલે કુળવાન માણસ પણ પોતાની ખાનદાની મુકતો નથી. મતલબ કે તેના ઉપર જે જે ગુણ કર્યા હોય તે ભુલતો નથી પરંતુ આ જગતમાં ગુલામ એટલે નિચ કુળના બેવકુફ માણસને ગમે તેવો ગુણ કરીએ તોપણ તે ભુલી જાય છે,

(૨૧૬)

નાના સાથે સ્નેહ-કાલાં કોઇ દી કરીએ નહિ;
...દીયે એ છે—રારવાળો સાંધે નહિં.

અર્થઃ—નાના એટલે અજ્ઞાન માણસ સાથે કોઈ દિવસ ઉમ્ગ-રની દોસ્તી કરવી નહિ, કારણકે એવાં અજ્ઞાન માણસ આખર સુધી નહિ નિભાવતાં વાત વાતમાં દોસ્તીના દોર ઉપર કાપ મુકી દે છે.

( ૨૧૭ )

ફળ ખાધાને પાન બગાડયાં બેઠાં શીતળ છાંય
આજ તમે બળો ને અમે ઉડીયે—એજ જીવનકો ફળ નાંહી

અર્થઃ—વનમાં દા લાગેલો જોઇ એક વૃક્ષ પોતાની ઉપર બેઠેલાં પક્ષીનાં જોડાંને કહે છે કે હે પક્ષી ! દા બળતો આવે છે માટે તમે ઉડી જાવ નહિ તો બળી મરશો. તેના જવાબમાં પક્ષીએ કહ્યું કે—આજ દિવસ સુધી અમે તમારાં ફળ ખાધાં, હુંઆરથી તમારાં પાન બગડયાં અને શીતળ સુખમય છાયા લીધી. એવાં હે ઝાડ ! આજ તમે દવમાં બળી જાવ અને અમે જીવવાની આશાએ તમને મુકીને ઉડી જાયે તો અમારા એ જીવનને ધીકાર છે, મતલબ કે જેના આધારે આપણે અનેક વૈભવ ભોગવ્યા હોય તેની પડતી આવે ત્યારે તેને તજી દેવું નહિ પણ તેને મદદગાર થવું.

( ૨૧૮ )

નારી કદી ન વંદવી—નારી નર્કની ખાંણ
નારીથી નર હિન થયા, ભલા ભલા જન જાણ.

અર્થઃ—જગતમાં સ્ત્રીને કોઈ દિવસ માનવંતી કરવી એટલે તેમાં આસક્ત થવું નહિ. કેમકે તે ખરે નરકની ખાણરૂપ છે. વળી સ્ત્રીમાં આસક્ત રહેનારા ભલભલા નામાંકિત નરવરને પણ નીચું જોવાનો વખત આવ્યો છે. એના જવાબમાં કોઈ એક કહે છે કે—

( ૨૧૯ )

**નારી કદી ન નીંદીયે, નારી રત્નકી ખાણ;**
**નારીથી નર નીપજ્યા, ધ્રુવ પ્રલ્હાદ સમાન.**

અર્થઃ—સ્ત્રીને કોઇ દિવસ નિંદવી એટલે તરછોડવી નહિ અથવા તેનું અપમાન કરવું નહિ, કારણ કે સ્ત્રી તો આ જગતમાં ખરેખર રત્નની ખાણરૂપ છે કે જે ખાણમાંથી ધ્રુવ અને પ્રહલ્લાદ જેવા પ્રતાપી પુરૂષોરૂપ રત્ન ઉત્પન્ન થયાં છે.

( ૨૨૦ )

મણીધર લડે તો ભલે લડે, પણ તું કાં લડે ઘો,
પડી રહેને પાપણી, સુખ નીદરા કાં ખો.

અર્થઃ—મણીધર એટલે સર્પ લડે એટલે ગમે તેમ માણે તો ભલે માણે પણ હે ઘો! નકામી શું કરવા લડે છે? કેમકે તારામાં અને સર્પમાં જમીન અસમાનનો તફાવત છે માટે લડવાનું મુકી દે અને છાનીમાની સુઇ જા.

( ૨૨૧ )

બાબા તારિ બકરી, કોઇ ન ઝાલે કાન,
ખરી સમેત ખાઇ ગયો, ભડલીવાળો ભાણ.

અર્થઃ—થોડા વરસ અગાઉ એક બાબા નામનો માણસ એવો તો જબરો હતો કે તેની બકરીનો કાન પણ કોઇ ઝાલી શકતું નહિ. પણ ભડલી ગામમાં એક ભાણ એવો ઉત્પન્ન થયો કે એ બાબાની બકરીને આખીને આખી ખાઈ ગયો હતો કે જેની ખરીયુનો પણ પતો નહોતો લાગ્યો. મતલબ કે શેરને માથે સવાશેર થાય છે,

( ૨૨૨ )

૧ માનું ને માન, દિલ કોઇ ભરીને દિધાં નહીં;
એઠી નહીં મસાણ, સાચું શેરડીએ ભણ.

અર્થ—વ્યવહાર રીતીમાં ગ્રહસ્થાશ્રમને વર્તનારો સજ્જન ભલે ધનવાનની સંજ્ઞામાં ગણાતો હોય તે સાથ બાગ બગીચાવાળા બંગલામાં નીતીથી વૈભવમાં વખત વીતાવતો હોય પણ પોતાને ત્યાં ઇચ્છા કરી આવેલ મીજમાન (અતિથી) ને પ્રેમયુક્ત આદર સત્કાર ન થાય તો તે સર્વ શાયબી સંસારમાં સ્મસાન જેવી ગણાય છે. કારણ કે આશા કરી આશ્રે આવેલ અતિથીનો યથા શક્તિ પ્રમાણે સત્કાર કરવો એ ગ્રહસ્થાશ્રમનો ધર્મ છે ગ્રહસ્થાશ્રમનો ધર્મ કેવો છે તેના માટે એક નીચેની બીના છે કે—એક મુસાફર ફરતો ફરતો અઘોર જંગલમાં ગયો તેવામાં સુર્યાસ્ત થયો અને રાત પડી. રૂતુ ભર શીઆળાની હતી. પેલા મુસાફરની પાસે કોઇ પણ જાતની વધારેની વસ્તુ કે ઉદર પુર્ણા માટે ભાતુ પણ નહોતું. અઘોર જંગલમાં રાત્રીના વખતે મુસાફરી ચાલુ રાખવી એ તેને જોખમ ભરેલું જણાતા એક પુરાણા વડનો આશ્રો લઇ બેઠો. અર્ધી રાત્રી થઈ ત્યારે તેને કકડીને ભુખ લાગી. સાથે ઠંડીનું પણ જોર વધ્યું. વડ ઉપર પોતાનાં બે બચ્ચાં સહીત એક પક્ષી જોડું પોતાના માળામાં હતું તે પક્ષી જોડાંએ વીચાર કર્યો કે આપણે ગ્રહસ્થાશ્રમ માડયા છે અને આપણે આશ્રે આજ આ મુસાફર આવ્યો છે તે ભુખથી અને ઠંડીથી પીડાતો જણાય છે, જો જાણ્યા છતા પણ જો તેનો આપણે યથાસ્થિત રીતે આદરસત્કાર નહીં કરી શકીશું તો ગ્રહસ્થાશ્રમ ધર્મની વિરૂધ્ધ કરશું એમ જાણી થોડા દૂર બળતા દવ આગળ જઇ સળગતા લાક-

ડાનો કટકો પોતાની ચાંચમાં ઘાલી લાવ્યો અને વડ ઉપર રહી પેલા મુસાફરની આગળ પડતો મુકયો. ઠંડીને લીધે ધ્રુજતા મુસાફરે અચાનક અગ્નિનુ આગમન જોઇ આસપાસમાં પડેલાં સુકા ઝાડનાં લાકડાં ભેગાં કરી તેમાં અગ્ની મુકી તાપણી બનાવી ઠંડીના દુઃખથી મુક્ત થયો તાપણીનો ભડો, (દેવતાનો ભાડો) બરાબર થયો એટલે તેની ક્ષુધા ટાળવા માટે પોતાનાજ પીંડનો ભક્ષ આપવો એવો વીચાર કરી પેલો પક્ષી તે ભડામાં પડયો. પક્ષીને પડયો જોઈ મુસાફર તેને અગ્નિમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરે છે તેમ તેમ પક્ષી આપ જોરથી ઓઓ બની જઈ. ખોરાક તરીકે ઉપયોગી થઇ પડે તેવા હેતુથી ભડા અંદર ધુસી મરણ પામ્યો. પતીને મરતા જોઈ પક્ષી પક્ષીણી પડી તેમ બની. માબાપને તેમ થતાં જોઇ બંને બચ્ચાંએ પણ તેમ કર્યું. ચારના પીંડના માસમાંથી પેલો મુસાફર ક્ષુધાને પણ ટાળી શક્યો.

ધન્ય છે, પક્ષીઓ જે કે ગ્રહસ્થાશ્રમ ધર્મ નીભાવવા માટે આતીથ્યનુ આતીથ્ય કરવા પોતાનાં પ્રાણને સમર્પ્યાં તો નરજાતી ગ્રહસ્થાશ્રમ ધર્મને પાળે તેમાં નવાઇ નથી માટે દરેકે યથાસ્થિત રીતે ગ્રહસ્થાશ્રમના ધર્મ પાળવા એજ સુફળતા છે.

એક કોડી પણ નહીં વાવરમાં જો મખીચુસ બને અને તે દ્રવ્યથી માત્ર પોતાનુંજ પેટ ભરી જાણે તો તે દ્રવ્ય શું કામનું છે ?

( ૨૨૪ )

ન કરે કરથી કાજ, પાંચ આંગળાં એકઠાં;
તો લાખ દામની લાજ, રાખ બરાબર જાણવી.

અર્થ—લખેશરી થયા છતાં આગળ આવીને આશા કરનાર અનિથીને હાથે કરી ગજા પ્રમાણે જો કાંઇ ન આપી શકાયું તો તેની લખેશરી આગર જગતમાં રાખોની માફક ગણાય છે.

( ૨૨૫ )

પુજાવે નિજ પાય, પોતે પુજી જાણે નહિ
નિચી ડોક ન થાય, તે પથ્થરનાં પુતળાં.

અર્થ—લક્ષ્મીપતી થયા પછી અનેક માણસની સલામો મેળવે અને અગણીત કંગાળ પાસે સેવા કરાવે પણ તેના બદલામાં પોતે કોઇની સેવા કરી જાણે નહીં કે નીચી ડોક કરી સલામો ઝીલી શકે નહીં ને કેવળ મોટાઇના વળમાં તુંડ મિજાજથી ગર્વિષ્ટપણામાં મસ્ત રહે તો તે માણસ નહીં પણ વ્યવહારમાં એક કાળમીંઢ પથરના પુતળા સમાન લેખાય છે

( ૨૨૬ )

ખટરસ ખાંતે ખાય, ખનસાવી જાણે નહીં;
દીઠે સીંહ ધરાય, તે દુર્જનશું કામનો.

અર્થ—લક્ષ્મીપતી થવાથી પોતે કોઇ સગાંવ્હાલા કે મિત્ર ના મેમાન તરીકે જાય છે તો તે બિચારાં તે લક્ષ્મીપતાની અગનવી પ-

રોણાગત ગજા ઉપરાંત કરે છે, અને તે લક્ષ્મીપતી પણ તેવાઓની' પરોણાગત અનેક ચાગલાઇ સ્વભાવે ચાખી મનમાં સમજે છે કે આ લોકો હું લક્ષ્મીપતી છુ તેથીજ ખીજમત ભરેલી મ્હારી પરોણાગત કરે છે. એમ સમજી તે સર્વ જ્યારે પોતાને ઘેર આવે છે, ત્યારે તેનો ભાવ પણ પુછતો નથી તો તેવો લક્ષ્મીપતીલક્ષ્મીપતીના દરજાને બીલકુલ લાયક નથી.

( ૨૨૭ )

પહેરે પોતે હાર, દોરો દઇ શકતા નથી;
કહે કોણ અમીર, ? એ તેઓ તાણુતને.

અર્થ—દ્રવ્ય સાધનથી શરીર ઉપર અવનવા ઘાટનાં અનેક ઘરેણા આભુષણો ધારણ કરી પોતાનાથી ગરીબ માણસોના સમુદાયમાં શેખી બનાવી ફરે છે પણ બીજાને એક દોરો પણ આપી શક્તો નથી. તો તેવા શેખી ખોરનું જીવન અને દ્રવ્ય જગતમા કાંઇ પણ ઉપયોગી નથી.

( ૨૨૮ )

કરમાં પહેરે કડાં, કોડી કોઇને આલે નહિં;
એ માનવ નહિં પણ મડાં, કામ ન આવે કોકને;

અથ—દ્રવ્ય સાધનથી હાથમાં નીલમ માણેક જડીન હેમની પહોંચી કે કડાં સાકળાં પહેરે છે, પણ કોઇ ગરીબને એક દમડી આપતા મોત પડે છે, એવા દ્રવ્યવાન માણસો તે માણસ નહીં પણ આત્માવીહીન મુડદાં સમાન છે.

( ૨૨૯ )

વેતાં એકજ વાંણ, બેઠાં બીજી કરે;
બીજક બીજું જાણ, સાચું સોરઠીયા ભણે

અર્થ—વેતાં એટલે ચાલતાં અથવા જતાં એક વાત કરે અને બેસતાં બીજી વાત કરે મતલબ કે બોલે કાંઈ અને કરે કાંઇ, હૃદયમાં ઝેર રાખે અને મુખથી મીઠાં બોલે એવા માણસનુ બી એક નહી પણ બીજું ગણાય; એટલે કે એવું વર્તન ચલાવનાર માણસ તેના બાપથી નહી પણ અન્ય કોઇથી ઉત્પન્ન થયેલો હોય એમ સોરઠીયો કહે છે

( ૨૩૦ )

જે તે ભેળાં જાય, પોતાનીપ્રજ મેલીને
ઇ ભેંસલા ભણાય, સાચું સોરઠીયો કહે

અર્થ—પોતાનું કુટુંબ એટલે માબાપ, કાકા, ભાઇ, ભાંડરૂ આદિ અનેક સગાં વ્હાલાંનો ત્યાગ કરી જે માણસ પારકું પ્યારૂ ગણી અવર સાથે ભળવાને જાય છે તે મનુષ્ય જાતીમાં જન્મેલો છે તોય તે પશુ જાતીમા ગણાય છે.

( ૨૩૧ )

બારે બળતર હોય, ઓષડ કરી ઓલવીએ
કાળજ બળતર કોયકી ઓલાયે કાળીયા

.અર્થ—શરીરના અન્ય કોઇ ઉપર જે કાઇ રોગની વેદના હોય તો તેનું અઉશધ કરવાથી મટે છે પરતુ જેને હૃદયની વેદના છે તે અઉશધથી પણ અળગી થતી નથી મતલબ કે જગત દુખના આવરણ આવે તેને નીવારવાના ઉપાય મેળવી શકાય પરંતુ ખાનગી આવરણના ઉપાય કેથે મળતા નથી કે તે ઠીગાવવા કોઇનો પુરૂષાર્થ

કામ આવતો નથી પણ ને મુશ્કેલી તો એક શ્રી હરી એટલે માલીક દુર છે કરે તોજ થાય, શીવાય તો વ્યર્થ છે.

( ૨૩૨ )

લાવરતે તલવાર હરકોઇ હોકારા કરે
સાવજ ના શીકાર રમવા મુશકેલ રાજીયા

અર્થ—લાવર-લાવરીયાં કુતરાને તરવાર વતી ગરદન મારવામાં સઉ કોઈ હોહોકાર કરી શુરવીરપણુ બતાવે છે એ નવાઈ નથી, તેમ મરદાનગી નથી પણ ખરેખરી મરદાનગી અને શુરવીરપણું તો એજ કહેવાય કે સામે પગે સિંહનો શિકાર કરવો.

આધુનિક સમયમાં રાજા મહારાજા અને અનેક શુરવીર શીકારીઓ પોતાની મરદાનગી જગજાહેર કરાવવા અર્થે સિંહના શીકાર કરે છે. પણ તે શીકાર કોઇ પણ રીતે સ્તુતિપાત્ર ગણાય તેવા નથી, તેનું કારણ એજ કે સિંહના રહેઠાણની આસપાસ બકરું અથવા તો પાડાને બાંધવામાં આવે છે અને ત્યાં ઉંચા ઝાડ ઉપર માંચડા (સીકાર કરનાર શુરવીરોને બેસવાની જગ્યા) ગોઠવવામાં આવે છે ( આ માંચડા એટલા બધા ઉંચા હોય છે કે સિંહ કોઈ રીતે શિકારીને જોઇ શકે નહીં તેમ ત્યાં પહોંચી પણ શકે નહીં પછી તે માંચડા ઉપર શિકારીઓ દારૂગોળાના જથ્થા સાથે બેસે છે અને જેવો સિંહ પાડા યા બકરાને ખાવા બહાર આવે છે કે તુરતજ માચડા ઉપર છુપાઈ બેઠેલા શુરવીર શીકારી માંચડા પરથી બંદુકના બકારથી સિંહને ઘાયલ કરી પોતાની મરદાનગી બતાવે છે તે કોઇ રીતે સ્તુતિપાત્ર નથી. સમજ એટલુંજ કહેવાનું કે સીંહનો શિકાર કરી કોઇને મરદાનગીને ચાન્સ મેળવવો

હોય તો કોઇ પણ જાતના સાધન વગર માત્ર એકાએકપણે હાથમાં હથીયાર તરીકે ફક્ત એક તલવાર રાખી સિંહના ઠેકાણે જવું અને ત્યાં સિંહને સાવધ કરી સામે પગલે તરવારથી સિંહને ઠાર કરવો જોઇએ અને એ પ્રમાણેનો શિકાર મરદાનગી અપાવનારો નીવડે એમ જગતનું માનવું છે. માટે તેમ કરવું, પણ માચડા ઉપર લપાઇને મારવો એ દગલબાજી જેવું ગણાય.

( ૨૩૩ )

ગાડું ભાગ્યું અને ગોરી વીયા, રણ આથમ્યો સુર;
તસ્કર આવ્યા લુંટવા, પંથે ચાલ્યાં પુર.

અર્થ—કોઇ એક મુસાફર પોતાના સ્ત્રી સાથે ગાડામાં બેસી મુસાફરી કરતો હતો. તેમાં એક દિવસે તેના ઉપર એવી વીટંબણા આવી પડી કે—તેનુ ગાડું રણ વગડાની મધ્ય વચમાં આવ્યું એટલે તે ગાડું ભાંગી ગયુ. દિવસ અસ્ત થયો અને મેઘલી મચી. એકાએક વાદળ ઘેરાઇ આવી અનરાધાર પાણી પાડવા માંડયા કે, વાટે ઘાટે બધું જળમય થઇ ગયુ. આવે વખતે પોતાની સ્ત્રીએ બાળકને જન્મ આપ્યો અને ઓછામાં પુરૂં એ વખતે લુંટારા તેને લુંટવા આવ્યા. આ સઘળી દુઃખી સંજોગે જોઇ મુસાફર એક નજીકના ગઢડા પર ચડી લાંબો હાથ કરી મોટેથી બુમ પાડી બોલવા લાગ્યો કે, હવે જેટલાં દુઃખ હોય તેટલાં બધા આવી પહોંચ જો બાકીમાં રહી જશો તો પસ્તાશો.

મતલબકે ઇનસાનની જ્યારે ચડતી દશા હોય છે, ત્યારે મનમાં ન ઇચ્છેલ અનેનવાં સુખનો સરુઆત મળતો જાય છે. ને જ્યારે પ-

ડતી દશા થાય છે ત્યારે વગર માગ્યાં અનેક દુઃખના સંજોગ કે જે સંજોગનું શ્રવણ કરતાં ઇનસાનનાં હૃદય રોવા લાગે એવાં દુઃખો આવી પડે છે પણ કર્તવ્ય એજ કે દુઃખમાં દબાઇ રહેવુ નહિ, સુખમાં ફુલાઈ જવું નહિ; પણ માલીક જે વખત આપે તેને શાંતીથી અને નીની પણે રહી પસાર કરવો.

( ૨૩૪ )

ખાવ પીવો સુવાસ લયો, મનમાં રાખો હેતા;
મરી જાવું છે માનવી, છાતીએ હાથ દેતાં.

અર્થ.—આ સંસારમાં જ્નમીને નીતિની રાહે વર્તતાં જે રોજીનો માલીક આપે તેમાં સંતોષ માની સહકુટુંબની સાથે સુંપથી વર્તી સુખેથી ખાવું અને અન્યને ખવરાવી ખુશી થાવું એજ સાર્થક છે. શિવાય તો પછી અધિક લાભની પ્રાપ્તી માટે અનેક જાતનાં અનીષ્ટ કામો કરી લાલમાં તો સુન્ય ને નાહક પાપનાં પોટલાં બાંધી છાતી કુટનાં મરી જવું પડે છે. માટે સહુએ સર્વમાં સંતોષ માનવો એજ ઉત્તમ છે,

( ૨૩૫ )

શસ્ત્ર સુંદરી રત્નહય, નોકર ન જુવો મુલ;
ધરણીમાં ધારી જુવો, ધણીનેમુલે મુલ.

અર્થ —હથિયાર, સ્ત્રી, જવાહીર ઘોડો અને નોકર એ પાંચનું મુલ કેટલું છે એનું નકી પ્રમાણ કહેવાતું નથી, કારણ કે. એ વસ્તુની ખરી કિંમત તેના ધણી ના મુખમાંજ રહી છે. મતલબ કે એ એ પાંચ પૈકીની એક પણ ચીજ જેટલી કીમતના ( શક્તિવાળા )

આસીક પાસે હશે તેટલીજ કિંમત તેની અંકા
તેના માલીકના હાથમાંજ છે.

( ૨૩૬ )

વિદ્યા સાથે દ્રવ્ય મળી, રહે ન એકે ઠામે;
સોનાની કિંમત ઘણી, નહિ સુગંધી નામ.

અર્થ—જેની પાસે વિદ્યા હશે તેની પાસે પૈસા નહિ હોય, અને જેની પાસે પૈસા હશે તેની પાસે સદ્‌વિદ્યા નહી હોય એટલે એક એકની ખામીથી એકલું મનુષ્ય વિસ્તાર પામતું નથી, પણ બને સાધન જો એક સ્થળે ભેગા મળે તો તે દૈવિ પ્રભાને પ્રગટાવે એ નીર્વીવાદ છે, પણ જેમ સોનું કિંમતી અને દેખાવમા સુંદર છે તેમ તેનામા સુગંધી નથી એ મોટી ખામી દેખાય છે. એવી રીતે એકલી વિદ્યા પૈસા વીના ખામીવાળી થાય છે.

( ૨૩૭ )

પકડયો પૃથીરાજને સમરે સોંપયું શરીર;
એક નારી નીમીત પણ, દિવસ તણી તકદીર,

અર્થ—જગ બત્રીશીમા એવું કહેવાયુ કે હિંદ દેશમા રજપુતાનાનુ નુર કમી થયુ અને તરકાણાનુ જોર જામ્યુ એનુ સઘળું કારણ સ્ત્રી છે.

એ સ્ત્રી અન્ય કોઇ નહિ પણ માત્ર એક સંયોગના છે એમ જગત માને છે.

સંયોગતાને લાવ્યા પછી પ્રથુરાજ મોજ વિનામા પડયો અને રજપુતમા અંદર અંદર કલહ થયો અને એથી આખરે હિંદ દેશનો હીરો અને રજપુતોનું કિંમત રત્ન પ્રથુરાજ બાદશાહના હાથથી પ-

કડાયો અને સમરસિંહ જેવા શૂરવીરે શરીર સોંપયું એ સઘળાનું મુળ સંયોગતાજ હતી એમ નથી પણ ખરૂં કારણ અસ્ત ઉદયનુંજ છે.

(૨૩૮)

હુર કહ્યા વરેચે લખ્યા, છઠી રેનકા અંક;
તલ ઘટે ન જવ વધે, રે રે જીવ નચંત.

અર્થ—કેટલાક માણસો હરાયા ઢોર માફક દુ:ખને ટાળવા અને સુખને એકઠું કરવાની હોંશે એક સ્થાનેથી બીજે અને બીજેથી ત્રીજે એમ હડીઓ કાઢે છે પણ તેને ખબર નથી કે માલીકે કહ્યું તેમ વિધાત્રાએ છઠીને દિવસે બંદાના લલાટમાં સુખ દુ:ખના લેખ અંતલગીના લખી દીધા છે અને તેમાં બંદો ગમે તેવી હુશીયારી કે ફીશીયારી કરે તોપણ તેમાં જવ ભાર વધુ થવાનું નથી, કે તલભાર ઘટી જવાનું નથી. માટે ડાહ્યા માણસે દરેક સંજોગમાં શાંતિ રાખી નીતિથી રહેવુ.

(૨૩૯)

લાખ વિમાણસ ક્રોડમત, કર દેખો સબ કોય;
હોણી અણ હોણી નહિ, હોણી હોય સો હોય.

અર્થ.—ગમે તેવી ચતુરાઈ રાખીને લાખો ભાતના મનમાં વિચાર કરે અથવા તો કરોડો રસ્તે મતિને દોડાવે પણ જે બનાવ બનવાનું નિર્માણ થયેલું છે તે કોઇ કાળે મટવાનું નથી.

(૨૪૦)

ભણેલ તોપણ ભામની, અજવાળી પણ રાત
ડાહ્યો પણ દારૂડીઓ, અંતે જાત કજાત.

અર્થઃ—ગમે તેટલી ભણેલી સ્ત્રી, તે પોતાના મનમાં પોતે ભણેલી છે એટલે નર જાતીથી સવાઈ રહી શકવાનો ફાંકો રાખે તો તે નકામું છે, કેમકે સ્ત્રીની મતી હમેસ્યાં પાનીયે હોય એમ વિદ્વાનો એ કહ્યું છે, વળી અજવાળી રાત ગમે તેવી ઉજાશ ધરશે તોપણ તે રાત કહેવાશે મતલબ કે તે સુર્યની ઉજાશમાં લેખાય નહિ. ગમે તેનો ડાહ્યો હોય અને તે દારૂડીયો હોય તો તે ડાહ્યો નહિ, પણ મુર્ખ સમજવો અને નીચ જાતીનો માણસ ધુનીક કેળવણીથી અથવા તો વગવસીલાનાં સાધનથી ઉંચ એસણે બેસવાને શક્તિવાન થયો હોય, તો પણ તે નીચ જાતી તે ઉંચ જાતીમાં ખપી શકે નહિં ને જો ખપવા જાય તો ઉંચ જાતની કુદરતી ગૌરવતા અને નીર્મળતા તેનાથી જળવાશે નહિં અને કદાપી જળવાય એમ ઘડીભર મનાય તો તે દીપાવાશે નહિં કે નભાવશે નહિ.

( ૨૪૨ )

ઘરડો તો પણ બળધીયો, તોફાની પણ ગાય;
વકરેલો પણ વાણીયો, રૂઠેલી પણ માય

અર્થ—બળદ વૃદ્ધ થઈ ગયો હશે તો પણ તેઓરાઇ ગયલું બોજાવાળું ગાડું બહાર કાઢશે. ગમે તેટલી તોફાન કરતી હશે તોપણ તે ગામ કહેવાશે ( તેનામાંથી પવિત્રતા ઓછી નહિં થાય ) વાણીઓ ગમે તેવો વકરી ગયો હશે એટલે મદમાં બ્હેકી ગયો હશે તોપણ તે જાતે વાણીયો મતલબ કે વકરી ગયો હશે તોપણ વાણીયાથી મઝહુર રીતે ડાકાયટી, લુંટ કે ધાડ પડશે નહિ અને માતા—જનેતા ગમે તેવી ચીડાઈ હશે તોપણ તે માતા કહેવાય; તલબ કે માતાથી પુત્રનું માયું હપાવાતુ નથી.

(૨૪૨.)

મોળો તોપણ મહીપતી, શઠ પણ સનાધીશ;
સુતેલો પણ કેશરી, જપતો તોય ફનીશ.

અર્થ—રાજા ગમે તેવો નમાલો ગણાતો હશે તોપણ તે રાજા, ધારે તો નખોદ કાઢી નાખે; અમલદાર ગમે તેવો મુર્ખ ગણાતો હોય તો પણ તે અમલદાર મનમા ધારે તો પક્ષકારનું અથવા તો અરજદારનું યા તાબેદારનુ સત્યનાશ કાઢી નાખે. ગમે તેવી નિદ્રાને પરવશ થયેલો સીંહ તોપણ તે સીંહ તેનાથી ૫૦ કદમ ડરીને ચાલવું પડે અને દરમાં છુપાઇ ગયો હોય તોપણ સરપ તે સર્પ. તેની ધાક ૨૪ કલાક સુધી નજરમાથી જતી નથી.

પણ ના મરદ એટલે બેશહુરની મોહબત કરવા કરતાં ઇન્સાને વગર દોસ્તથી રહેવું એ વધારે ઉત્તમ છે.

( ૨૪૩ )

છેટેથી લાગે સવાય, પાસે જાયે તો પાણકા;
ગુણ જન મુખ ગવાય, પરિચયથી પરખાય ૭.

અર્થ—દુરથી નજર કરતાં ડુંગરા ઘણાજ રળિયામણા અને નેત્રને આનદ ઉપજાવનારા જણાય છે, પણ છેક તેની પાસે જઇને જોઇએ તો મોટા મોટા કાળ મીઢ પાણાં અને ચોધારાં ખડકોથી તે ડુંગર બનેલા છે. તેવી રીતે કોઇ એક માણસના ગુણનાં અને તેની ઉદારતાનાં અનેક માણસ મોઢેથી વખાણ કરે છે, ને તેથી આપણે પણ તેનાં વખાણ કરી તેનામાં ગુણ અને ઉદાર વૃત્તિ છે. એમ માની લેવું એ ભુલ ભરેલુ છે. પણ ખરૂં માનવુ તો ત્યારેજ કે જ્યારે

તેના પરિચયમાં આવીએ ત્યારે. પરિચયમાં આવ્યા વિના ઇન્સાનનો અનુભવ થતો નથી.

( ૨૪૪ )

ફીકર જગતનો પીર છે, ફીકર જગતને ખાય;
ફીકરની ફાકી કરે, ફકીર સહુજન ગાય.

અર્થ—આ મિથ્યા જગત ફીકર તત્વથી ભરપુર ભર્યું છે. એટલુંજ નહિ પણ એ ફીકર ( ચીંતા ) જગતના પીર રૂપ એટલે આધાન રૂપ છે અને તે દરેકના ઉપર કે, જેણે આ જગતમાં નિવાસ કર્યો છે. તેના ઉપર તે અજબ કાબુ ધરાવે છે એવી મલીન ફીકરની જેણે ફાકી કરી એટલે કે ચીંતાને જે નર ગળી જાય તે ફકીર સમજવો ને એવાનેજ ફકીર કહેવા સપ્રમાણ છે પણ ખાલી કફની ઓઢનાર ફકીર નહિ, પણ ફકીર એટલે પોતાનો અને ફકીરપણાનો ભોગી છે.

( ૨૪૫ )

ગોલાં નગર ન નિપજે, ગોલાંની ખાણ ન હોય;
કાંતો બોલીથી પારખો, નહિ તો બોલાવી જોય.

અર્થ—ગોલા એટલે કમ જાત માણસ કોઇ દેશાવર કે શહેર પાટણમાં ઉત્પન્ન થાય છે એવું નથી તેમ તે ખનીજની માફક જમીનની અંદરની કોઇ પ્રદેશની ખાણોમાંથી નીપજે છે એવું પણ નથી તેમ તે કમ જાત (ગોલા છે ) એની તેના ઉપર જાહેર નિશાની પણ નથી એટલે તે કેવી રીતે પરખાય એ સ્વાભાવિક સવાલ છે, તો તેને પારખવા માટે અન્ય કાંઇ કસોટી હોતી નથી, પણ

કતિ તેની વાણી સાંભળવાથીજ પરખાય છે અને તેમ નહિ તો તેને ચાહીને બોલાવી જોવાથી તરત પરખાય છે.

( ૨૪૬ )

વેળા વળે ને વિત્ત વળે, વળે વિદેશે વહાણ;
વ્હેરી વહાલાં વધુ વળે, ન વળે વિખ્યાતિ જાણ.

અર્થ :—ઈન્સાનને આ સંસારમાં પોતાની હયાતી દરમ્યાન એક વખત જે સમય, વસ્તુ, અને સ્થિતિ બતાવે છે તે પાછી બીજી વખત જતી રહે છે ને પાછી કાળે કરીને પુનપ્રાપ્ત થાય છે. જેવાં કે રાજ્ય, વૈભવ, લક્ષ્મી, માન, સગાં, મિત્ર, વસ્ત્ર લંકાર, સુખ વાહનો બાગ બગીચા અને રંગ બેરંગી ભવ્ય મહેલ મેલાતો એ હોય છે તે પ્રના થાય છે અને પાછાં આવે છે, પરંતુ મહા મેહેનતે મેળવેલી વિખ્યાતી એટલે આબરૂ વારંવાર સઘળાં માફક પદાર્થોની પેઠે મળતી નથી તેમ કરોડો કે અબજો રૂપીયા ખર્ચતાં વેપારીની દુકાનેથી વેચાતી મળતી નથી. માટે દરેક મનુષ્યનું એજ કર્તવ્ય છે કે વ્યવહાર નીતિની રાહે વર્તિ પ્રમાણિકપણે વિખ્યાતી મેળવવી અને તે મેળવ્યા પછી અણીને વખતે પોતાના પ્રાણને સાટે પણ એ વિખ્યાતીને આબાદ રાખવી ( નિભાવવી ) એજ જીવન સાફલ્ય છે.

( ૨૪૭ )

મહીનાં મલશે માન, સુખ સંપત પણ સામટી;
ભાઈ રાખોને ભાન, મોંઘી મુક્તિ ન મળે.

અર્થઃ—આ જગતના રચનારે અનેક જાતની અજાયબ અને

બે મુલ વસ્તુ બનાવેલી સર્વ કોઇની દ્રષ્ટિયે દેખાઇ નેત્રને શાન્તિ ઉત્પન્ન કરાવે છે, અક્કલનું ભાન ભુલાવે છે, અને અભિમાનનું ગુમાન ઉતરાવે છે. આવી વસ્તુની સાથે માલીકે અસંખ્ય પ્રાણીઓની જાતી નિપજાવી છે, તેમાં મનુષ્ય જાતિ સઘળી પ્રાણી જાતિમાં શ્રેષ્ટ અને પ્રથમ દરજ્જે માન ભર્યા પદ ઉપર મુકી છે. વળી મનુષ્યમાં માલિકે એવી અગાધ શક્તિ આપી છે કે તે જો ધારે તો પોતાની શક્તિથી નહિ સાંભળેલું બનાવી શકે છે, ન જોયેલું સન્મુખ ધરે છે અને કલ્પેલું તાદ્દશ્ય કરે છે પણ તે બધો અક્કલ ઉપર આધાર છે.

મનુષ્ય જાતિને માલિકે જ્યારે અક્કલ એનાયત કરવાનું ધાર્યું હશે ત્યારે અનુમાન પ્રમાણે દરેકને સરખે ભાગે વેંચી નહિ હોય પણ અક્કલ ભરેલુ પાત્ર એકી વખત ફેંક્યું છે અને તેથી શક્તિ અને વય જેટલી જે લઇ શક્યું તેટલી તેની પાસે આવી.

આ અક્કલથી મનુષ્ય સંસારમા દરેક સરસાઇ ભર્યાં સુખ ભોગવી શકે છે. પૃથ્વી અંદરનાં પ્રશંશાપાત્ર માન અકરાંમ જેવા કે જે. પી. સર કે બેરાનેટ આદિ લાગવગથી યાતો દ્રવ્ય સાધનથી મેળવી શકે છે પરંતુ હે ભાઈ! (મનુષ્યો) તે બધું તમારા પોતાથી તેનું લક્ષ્મી સાધનથી કદાચ મેળવી શકશો પરંતુ મોક્ષપદને આપનાર ને ચોરાશીનો ફેરો નષ્ટ કરનાર મુક્તિ નહિ મેળવી શકો માટેમાન ઇલકાબ કે ખીતાબ યાતો બાગ બગીચા કે લાડી ગાડી સઘળાં સુખ સાથે મોંઘી મુક્તિ મળવા માટે માલિકનું નમ્રપણે નિશ દિન ધ્યાન ધરવા ચુકશો નહિ કારણ કે મનુષ્ય અવતાર અન્ય અર્થે નહિ પણ ખાસ માલિકની બંદગી કરી મુક્તિ મળવા માટેજ મળેલો છે.

( ૨૪૮ )

કર કંપે લેખણુ ડગે, રોમ રોમ થથરાય,
શુધ આવે છાતી ફુટે, ચિઠ્ઠી લખી ન જાય.

અર્થ—પતિ વિયોગે પ્રેમદા પોતાના પતિને એક દિવસ પત્ર લખવા બેઠી. લખતાં પતિની પવિત્ર પ્રતિમા અને તેનો અપુર્વ અગાધ શુદ્ધ સ્નેહ વીગેરે તેની દ્રષ્ટિ આગળ ઉભા થતા પ્રેમદાનો કાગળ લખતો હાથ ધ્રુજવા લાગ્યો, કલમ ડગ મગવા લાગી, અને શરીરના રૂવાટાં સઘળા ઉભાં થયા, કલેવર કંપવા લાગ્યુ એટલુંજ નહિ પણ સંયોગ વખતે પતિને આપેલુ આલીંગન, ચુંબન અને ચુશેલો અધર અમૃત યાદ આવતાં તેના હૃદયના બંધ વીંખાવા લાગ્યા, છાતી ફાટવા લાગી, અંતે મુર્ચ્છા આવી એટલે ચીઠી લખવી બંધ રહી.

હે આર્ય ભુમિ ! તારી ઉપર ફરી દરેક આર્ય મહિલાઓના હૃદયમાં પતિપ્રત્યે આવો શુદ્ધ ભાવ રાખનાર સુંદરિયોનો સઘળો સમુદાય ક્યારે ઉત્પન્ન થશે ? ખાત્રી છે આમ દૈવિ સ્નેહ સાચવનાર દરેક સ્ત્રી નહિ થાય ત્યા સુધી ફરી આર્યોનો ઉદ્ધાર નહિ થાય એમ અનુમાની શકાય છે.

( ૨૪૯ )

લીખીત કલમ સુકત હરફ, એહી પ્રેમનું મુળ,
જે વીર્જુત સુકત નહીં તેના મુખમાં ધુળ.

અર્થઃ—એ પ્રેમીણી પોતાની મુર્ચ્છામાથી વિરક્ત થતાં પાછી પતિને પત્ર લખવા બેઠી. લખતાં લખતા લખાઇને આગળ ચાલતી કલમ તરફ એક નજરે બે મિનિટ જોઇ રહી. જોતાં તેને જણાયુ કે

એક અક્ષર લખી કલમ તે અક્ષરેથી જુદી પડી' એમ જેમ આગળ ચાલતી થાય છે તેમ તેમ લખાયેલ અક્ષર કલમની જુદાઇ થતી જાણી સુગાઇ જાય છે એમ સમજી ગુન. તે મુર્છામા પડી, પડતા પડતા બેભાનીમાં બોલવા લાગી કે

કલમ જેવુ જડ પદાર્થ છે છતા તેનો વિયોગ થતા અક્ષર લીલો ( રૂષ્ટ પુષ્ટ નહિ રહેતા તદન સુગાઈ જતો (શુશ્ક થતો ) આકંગ પડે છે તો જડવતમા પણ આવો પ્રેમ છે તો મનુષ્ય કે જે સર્વ જાતિમા એક ઉત્તમ તરીકે લેખાય છે તેમા તેવો દૈવી પ્રેમ કેટલેક સ્થળે નથી જોવાતો એ મનુષ્ય જાતિને કેટલુ બધુ હિણુપત લગાડનારૂ છે ?

દાખલા તરીકે એજ કે વેદ શાસ્ત્રના નિયમ પ્રમાણે જે સ્ત્રી જે પુરૂષ સાથે લગ્ન વિધિથી જોડાઈ હોય છતા કર્મ યોગે એક બીજાને જુદા પાડવાનો સમય આવે છે ત્યારે એક બીજાની ગેરહાજરીમા તેઓને જુદાઈ દુખની પીડ નહિ થતા મદોન્મત થઇ ફરે હરે આરે ચેરે ને વૈભવ ભોગવે તો એ બધુ ધિક્કારને પાત્ર છે ને મનુષ્યોને શરમ ઉપજાવનારૂ છે તેની તુલના કરી દરેકે પોતાના પ્રેમીના પ્રેમ આજ ધ્યાન રાખવુ એ શ્રેષ્ટ છે અને એનુ નામ તે શુદ્ધ સ્નેહ, ગણાય છે કે આ જગ નો બનાવનાર પણ એવાજ શુદ્ધ સ્નેહને આધિન છે—

( ૨૫૦ )

હાય કરૂં તો જગ બળે, જંગલ પણ બળી જાય;
પાપી જીવડો ન બળે, જેમા હાય સમાય.

અર્થ—ક્રમ ગતિથી અને ઉદય અસ્તના નિયમ પ્રમાણે જ્યારે

માણસના ઉપર વિપતી આવે છે ત્યારે પાછું વળીને નહિ જોતાં સૃષ્ટિ ઉપરનાં સઘળાં દુઃખ એક પછી એક વગર બોલાવે આવી પડે છે. આવાં દુઃખથી ઘેરાયેલો માણસ સહેવાય ત્યાં સુધી સહે છે પણ આખરે કાયર થાય છે ત્યારે હૃદય રૂપી ભઠીમાં બળતી દુઃખરૂપ જ્વાળાની વરાળ બહાર નીકળે છે, આ વરાળ સર્વે દુઃખોનું સત્વ હોવાથી તે જગતને અને લીલાં છમ જેવાં જંગલોને પણ બાળી ચકવા જેટલો પાવર-સ્પીરીટ ધરાવે છે. પણ એ જ્વાળા જે હૃદયમાંથી ઉત્પન્ન થાય છે તેને તે બાળી શક્તી નથી. એનું સબળ કારણ એટલુંજ કે નીશ દિન દુઃખના વેગવાળા ઠેલા ખમીને હૃદય કાળમીંઢ પથ્થર જેવું કઠણ થાય છે.

( ૨૫૧ )

બેશી ગાદી ઉપરે, કરતાતા ઈનસાફ;
સાહેબ તેડાં મોકલે, ઘડી ન કરશે માફ.

એવા મદાંધોએ હમેશા કાળની ધાક રાખવી કે જે કાળે રાવણ અને માનધાતા જેવા મહાન મહીપતિયોને ખાધા, વિદુર અને પ્રહ્લાદ જેવા ભક્ત ખાધા, અર્જુન અને પૃથ્વીરાજ જેવા બાણાવળીને ખાધા, અનસુયા, દ્રૌપદી અને કુન્તા જેવી સતિઓને ખાધી, પચાવી ગયો છ તો મગતરાની પેઠે ફુલાઈ મોટાઈ માનનાર ફુલણજી માણસ તે શુ વિસાતમા છે? કાઇંજ નહિ માટે ઉત્તમ અને હિતકર એજ કે પ્રમાણિક કમાણીથી મળની રોજી ઉપર ગુજારો કરી નીતિ વ્યવહાર કુશળ બની નીર અભિમાન પ્રમાણે રહી સદાય શ્રી જગ નિયતાના ગુણ ગાનમા ધ્યાન લગાવી જીવન વિતાવવુ એ પરિણામે શ્રેય છે

(૨૫૨)

સહુજન દેખે ચંદ્રને, હું દેખું મુખ તોય,
તુ હમારો ચદ્ર છે, મુખ દેખું શુભ હોય.

અર્થ—અશાડ મહિનાની શુદ ૨ બીજનો ચદ્રમા જોવા સમી સાંજે સઘળા નગ્ર નિવાસી લોકવૃદ અધીરા બની ચદ્રમાના દર્શન કરે છે (આ ચદ્ર જોવાથી બાર મહિના સુધી શુભ સમયમા દિન નિર્ગમન થાય છે એવુ કેટનાક મનુષ્યો માને છે) એ વખતે પ્રીતમ વિયોગી પ્રેમદા પોતાના ઓરડામા ટાંગેલી પતિની પ્રતિમા (છબી ફોટો) જોવા લાગી ને અથાગ સ્નેહ ઉર્મિથી અધીમાધીક આલીંગન કરી વારવાર મુખપર ચુબીઓ લઈ પ્રતીમા પ્રત્યે કહેવા લાગી કે, સઘળા મનુષ્યો શુભ થવાની ઈચ્છાયે આકાશના ચદ્રને નીરખે છે તો હુ પ્રેમ પાસમા બધાયેલ વિજોગી અબળા માન તારા કલ્યાણમરી

મુખનાંજ દર્શન કરૂં છું. (સતી સ્ત્રી સમજે છે કે પતિનાં દર્શન એજ સ્ત્રીઓને કલ્યાણ કરનાર છે, અવર તો બધાં હવાઇ માળીયાં યાતો ધુમાડાના બાચકાં છે.) સબબ કે તુંજ મારો અમૃત ઝરતો ચંદ્રમા છો અને તારૂં મુખ જોવાથીજ મારૂં શુભ થશે.

આ ઉપરથી સમજવુ અને સદ્ગુણી મહિલાઓએ એટલોજ ધડો લેવાનો છે કે, સ્ત્રીઓ તપ, ઉપવાસ, કે તિર્થ ન કરે, દેવદેરાનાં દર્શન ન કરે, પ્રભુ આરાધના કે ધર્મ દાન ન કરે છતાં શુદ્ધ મનથી કેવળ એક પોતાના પતિની આજ્ઞામાં રહી તેની તનમનથી સેવા કરે છે તો તેનો સેજે મોક્ષ અને કલ્યાણ થાય છે માટે જેમ બને તેમ સર્વ બ્હેનોએ મોક્ષ લેવા માટે હવેલી કે ડેરે દેવળ હડીયું નહિ કાઢતાં પતી આજ્ઞા અને પતી સેવામાં દ્રઢ મન કરવા કોશેષ કરવી એ પરિણામ શ્રેષ્ટ છે.

( ૨૫૩ )

પ્રીત ત્યાં પડદા નહી, પડદા ત્યાં નહી પ્રીત;

પડદા સહુ પ્રીતી કરે, એ વેરાની રીત;

અર્થઃ—મનુષ્યોએ બનતાં સુધી કોઇ સાથે સ્નેહ ન કરવો એ વધારે સારૂં છે છતાં પણ સ્નેહ કરવાને મન લોભાય તો જેની સાથે સ્નેહ કર્યો હોય તેની સાથે પડદો (બેવફા) રાખવો નહી. અને જો પડદો રાખવાની ટેવ રહેતી હોય તો પછી સ્નેહથી તુર્તજ મુક્ત થવું એ ઉતમ છે પણ અંતરમાં પડદો રાખવો ને ઉપરથી સ્નેહ કરવો એ સ્નેહીની સંજ્ઞા નથી પણ એક કટા દુશ્મનની સંજ્ઞા છે

તો એવા પડદા રાખનાર સ્નેહીઓનો ઘાત કરતાં પણ પાપ ન લાગે. એમ શાસ્ત્રો કહી ગયાં છે.

( ૨૫૪ )

કહેવું શું કિરતારને, મોટી એમાં ભુલ;
મોર વૃક્ષ આંબે મુક્યો, ગુલાબ કંટક ફુલ

અર્થઃ—એક દુઃખી અને અનુભવિ માણસ પોતાના ઉદગારથી કહે છે કે હે ! જગતના બનાવર માલીક ! તારી રચના જોતાં તારી કૃતિમાં ન રહેવી જોઇતી જબરી ભુલો રહી ગઇ છે તો તે ચીજો બનાવતી વખત કાંતો તેં ભાંગ પીધી હોવી જોઇએ ને કાંતો તું કામથી કંટાળી ગયો હોવો જોઇએ. નહી તો મનુષ્ય કૃતિમાં તો ભુલ આવે પણ તું સર્વેશ્વરની કૃતિમાં ભુલ ન હોય પણ નકી કેઇ કરેલ. જો આંબા જેવું સુંદર વૃક્ષ તેને તેં લજામણાં પુષ્પો લગાડયાં, અને ગુલાબ કે જેને ડાળીયે ડાળીયે તીક્ષણ કાંટા તેને તેં મનમોહક પુષ્પ આપ્યું કે જે ખરેખર તે પુષ્પ આંબાના વૃક્ષનેજ લાગવું વ્યાજબી હતું.

( ૨૫૫ )

રંજન સાજન ન મળ્યાં, હામ રહી ગઇ હૃદયાં;
સાચાં મોતી મેરામણે, કંચન સાજણ કીયાં ?

અર્થઃ—દુઃખમાં દીલાસો આપી, ક્ષીશાંતિ દેનાર, સુખમાં સુમતિ આપી સનમાર્ગે ચલાવી ધર્મ, નીતિનું, સતત્ ભાન બતાવનાર અને હયાતી ખતમ થયાં બાદ કુટુંબની આબાદી, અને કુળની ગારવતા નભાવવા ખાંતર તનથી મનથી કે ધનથી પણ સહાયક

રહે તેવા સજ્જનથી સ્નેહ બાંધવા ઉત્સુક બની જગતના ચારે ખુણા જોયા તોપણ સર્વ ગુણ સંપન કે જેને સ્નેહીનું દૈવિ વિશેષણ આપીએ તેવો સજ્જન કેથે પણ ન મળ્યો અને જે જે મળ્યા તે દગલબાજ, પ્રપંચી, આપ સ્વાર્થી, અને કોઇ પણ જાતના આગાધ સહન કરવામાં બીલકુલ અશકત એટલુંજ નહીં પણ .પ્રસંગ આવે અન્ય વ્યક્તિયોમાં પોતાનો લાભ દેખે તો તે લાભની આશામાં તે વ્યક્તિ ગમે તેવી કમ આવડતની હોય છતાં પણ તેને ચાહવાને તથા તેનું મંડન કરવામાં અમારાં શુદ્ધ સ્નેહીના ભક્તિભાવનું ખુંન કરી તે બદલામાં અમારા કર્તવ્યને ઉતારી પાડી અમને ઉતરતી નજરે જોવાને વ્યવહાર રીતિની, સ્નેહીના ધર્મની કે ખુદ ખુદાની પણ હૃદયમાં ધાક ધરતા નથી. આ ઉપરથી એમ તો ખુલ્લું દેખાઈ આવે છે કે, સુવર્ણની માફક ખુંદ્યું ખમે અને સાચા મોતીની માફક કિમતી એવા સ્નેહીઓ લાખો બલ્કે કરોડોમાં જવલેજ કયાંઈ હશે. તો જો કે સ્નેહ શબ્દ પ્રત્યે હવે અમને સપનમાં સખત ધિક્કાર છે તો પણ તેવો સ્નેહી કે જેનું હૃદય સર્વદા સર્વગુણ સંપન અને જવાહીરથી પણ જ્યાદે કિમતી હોય તેનો સ્નેહ બાંધવાને અમે હજુ પણ તૈયાર છીયે.

( ૨૫૬ )

સાચાં સ્નેહીને નોતર્યા, હું શેની મેમાની કરૂં;
કાળજ બુકોને રેકેબીમાં, તેની આગળ ધરૂ.

અર્થઃ—એવા સત્ય સ્નેહીને અમે અમારાં ગરીબ ઝુંપડે પધારવા આમંત્રણ કર્યું કે જે આમંત્રણને સ્વિકારી પોતાનાં પનોતાં

પગલાં અમારે ગરીબ ઝુંપડે દૈવિ પ્રેમ આનંદની પ્રબળતાએ કર્યા એટલે તેનો આદર સત્કાર તથા તેને મહેમાની આપવા માટે અમારી પાસે સંસારી વસ્તુનો તો અભાવો હતો પણ અમારી જીંદગીનું મોંઘામાં મોંઘું સાધન કે જે એકતો અમારૂં કલેજું અને બીજું શ્વાસને લેતું હતું દેહરૂં તે બંનેને કાઢી તેની સન્મુખ ધરવા જેટલી અમને હોંશ વધી.

( ૨૫૭ )

વચન નન્પત અવિવેક, સુણી ત્યાગે શાણા મનુષ્ય;
અન્પત હુવાતરૂ એક, રહે ન પક્ષી રાજીયા.

અર્થઃ—અપત એટલે કે પાન વગરનું ઝાડ જોઈ તેનો જેમ પક્ષી ત્યાગ કરે છે તેમ વિશ્વાસ ન રાખી શકાય એટલે કે તદ્દન અસત્યથી ભરેલાં બણગાં ફુક અને વિવેક અર્થાત મર્યાદા વગરના વચનો કે જેને વાહીયાત અર્થાત મુર્ખતા યાતો ગાંડા (દીવાના) તરીકેજ સમજી શકાય તેવું બોલનારનો સજન પુરૂષ પણ ત્યાગ કરે છે.

( ૨૫૮ )

તનનાં કરૂં ત્રાજવાં, મનની કરૂં બજાર;
હૃદયાર્ન કરૂં હાટડી, વેચું પ્રેમ વેપાર.

અર્થઃ—પ્રેમી સજન કે જે દૈવિ પ્રેમનું સ્વરૂપ અને તેના ગુણને પુરી રીતે પીછાણી ચુકયો છે તે આ જગતમાં તેવા દૈવિ પ્રેમનો પ્રચાર કરવાની ઉમગે પોતાની ઉર્મીયોથી કહે છે કે, મનરૂપી બજારમાં હૃદયરૂપી દુકાન માંડી શરીરરૂપ ત્રાજવાથી ( જોખવાનું સા-

ધન ) પ્રેમનો છુટે હાથે વેપાર કરૂં પણ 'અફસોસ' કે અસત્ય અર્થાત સ્વાર્થીલા પ્રેમની પ્રબળતામાં દૈવિ પ્રેમને ખરીદનાર ગ્રાહક કદાચ બહોળા પ્રમાણમાં ન મળે તો નાહક ધંધામાં ખોટ ખમવી પડે મતલબ કે મસ્કરીના ચક્રાવામાં ચડવું પડે એ બિની રહે છે અને તેથીજ શુધ પ્રેમનો વેપાર વધારવા મન ડરે છે.

( ૨૫૯ )

ડુંગર બળતી લાય, દેખે સઘળી જગત આ;
પરજળતી નીજ પાય, રતી ન દેખે રાજીયા.

અર્થઃ—પર્વત ઉપર લાગેલી લહાય (દવ) ને જોવા સર્વ કોઇ તૈયાર થાય છે. પણ પોતાનાજ પગમાં બળતી લાયને જોવા કોઈ દરકાર કરતુ નથી તે નથીજ.

પોતાનામા દગો, આપમતલબીપણું ઇર્શા, અભિમાનીપણું, અને છળ પ્રપંચની ટેવ હોય તે જોવાની કે, તેને ત્યાગવાની દરકાર કોઇક્જ કરે છે. પરંતુ તેવું અન્યમાં જોઇને તેની ચેષ્ટા યાતો નીંદા ] કરવાને દરેકને ટેવ હોય છે.

( ૨૬૦ )

ભુંડા માણસથી ભાગીયે, ન દઇયે દીલની વાત;
કાં તે છેતરી છળ પાડે, કાં ઘરમાં આણે ઘાત.
ઘરમાં આણે ઘાત, તે નમેરી ભુંડા માણસની છાંડીયેશેરી;
કે તમાચી સુમરો, એને સુતેથી જાગીયે;
ન દઇએ દલની વાત, ભુંડા માણસથી ભાગીએ;

અર્થ.—નીચ માણસથી હમેશાં સજ્જન પુરૂષોએ દુર રહેવુ એટલુજ નહી પણ તેના નીવાસ સ્થાનથી પણ સદા આઘે ચાલવું પણ ભુલે ચુકે જો તેનો સગ થશે અને ભોળેભાવે આપ હૃદયની ગુહ્ય વાત યાતો વ્યવહાર શર્મ પડ્યે તેના આગળ નીરાશે કરશો તો તે જાણીને મનમા ઉતરી હાસી કરશે અને જાણેની બીના એક દમ પમલીક કરી દેશે પ્રસગે આપણુા મીઠા સસારમા હળાહળ ઝેર રેડશે ને લાગ જોઇ સ્વાર્થના માટે માથું પણ વાઢી લેશે-માટે સજ્જન પુરૂશોએ તેનું એટલે નીચ સ્વાર્થીનું આગમન જાણીને ઉંઘમાં હોય ત્યાથી સાવધ થઈ તેને દુર રાખવો યા તો પોતેજ તેનાથી અળગ થઈ જવુ.

( ૨૬૧ )

સાયર લોહને પગણુથર, જેતા માથે વાળ;
સાજણ મનમાં સાંભરે, દીનમાં એટલીવાર

અર્થ—સુખ્ય સ્નેહને નીભાવનાર સ્નેહીનો વિયોગ થવાથી તેનો સ્નેહી તેના વિયોગમા પોતાની સ્નેહી ભક્તિની ઉર્મિયો કહી બતાવે છે કે સમુદ્રના તરગો આકાશમાથી પડતા વરસાદના બીદુઓ અને માથાપર રહેલા જેટલા વાળ હોય છે તેટલી સંખ્યામા એકજ દીવસે સ્નેહી યાદ આવે છે

( ૨૬૨ )

સ્વજન હતાં તે વયરી થીયાં, ભંભેર્યા ઘણાં;
સાકરમાં વિખ ભેળીયાં, ક માણસ જાજા મળયાં.

અર્થ—સ્નેહીની સાથેનો સ્નેહ છોડાવવામા નઠારા માણુસે

આપી અમારા માટે સાચા ખોટી વાતો સ્નેહીના કાચા કાનમાં રેડી સ્નેહીને અમારા વિરૂધ ભંભેર્યો અને સ્નેહ રૂપ સાકરમાં હળા હળ ઝેર ભેળવ્યું કે જેના પરીબળે એક દિવસ ગણાતો સ્નેહી તે આજ વઈરીથી પણ અધિક વઈરી થઈ બેઠો છે.

ધિક્કાર છે તેવા કાચા કાનના સ્નેહીને ધિકાર છે, સ્નેહ રૂપ સાકરમાં ઝેર રેડનાર નીચ ઇનસાનને ધિકાર છે એ સ્નેહને અને ધિકાર છે તેવા કાચા કાનના અને કોઇ આપ સ્વાર્થીલા નીચ ઇન સાનના ભંભેરવાથી ભભીજનાર સ્નેહીથી સ્નેહ કરનારને.

( ૨૬૩ )

ઓ ભવ આપ્યાં દાન, આ ભવમાં ભોગવે;
સમજીને છે સાન, સાચું સોરઠીયો ભણે.

તેનુ આ જન્મે વૃક્ષ તો અવશ્ય ઉગે છે પરંતુ તે વૃક્ષ આ જન્મની સારી કરણીના લીધે હજારો દિન અને જન સમાજના આશિરવાદ રૂપ નામળ જળથી સીચાઈ અધીકાધીક વૃદ્ધી પામતું રહે છે અને કદાચ જો આ જન્મે સ્વચ્છંદ વર્તણુક, નિર્દયતા, પ્રપંચપણુ, આપ મતલબ વીગેરે વર્તન વાપરી જન સમાજ અને ગરીબજનને સતાવણી કરવામા આવે છે તો તેની કડુવા રૂપ તળ કીડા ઉધઇ) તે વૃક્ષના મુળમા લાગે છે કે જેના પ્રતાપે તે વૃક્ષની વૃદ્ધી નહી થતા પરીણામે તે વૃક્ષ સુકાઇને નીરમુળ થઇ જાય છે

× × આ દાખલા ઉપરથી સદગ્રહસ્થોએ અને ધન્યાઢય વૈભવિ પુરૂષોએ સમજી રાખવાનુ છે કે પુર્વની સારી કમાઈના લીધે જે કંઈ દ્રવ્ય અને વૈભવી વૃક્ષ ઉગ્યુ છે તેને હમેશા જન સમાજના આશિર્વાદ રૂપ નિર્મળ પાણી વડે ઉછેરવાની ચિવટ રાખવી પણ તેને દુનિયાની કડુવા રૂપ તળ કીડી ઉધઇના મરજીથી વહેતુ સુકા યાને નીરમુળ કરવાના પ્રયાસથી, સદાય દુર રહેવુ

( ૨૬૪ )

આશા ઉંડી ખાચ, પહાડથી પુરાઇ નહીં;
હેમ મેરૂ સમ હોય, તોહોયે મન માને નહી.

અર્થ—આશા રૂપી ખાડ એટલી તો વીસ્તારમય હોય છે કે તે પુરવાને માટે કદાચ તેમાં પહાડના પહાડને નખાવો–હોમાવો તોપણ પુરાતી નથી એટલે કે જેના હદયમા આશાનુ આળસ્ય થયુ છે તેને સુવર્ણનો મેરુ પર્વત કદાચ બતાવવામા કે બક્ષવામા આવે તોપણ તેનું મન શાંત થતુ નથી તે નથીજ.

( ૨૬૫ )

**પાળી પોષી મોટો કર્યો, જાત ન પુછી કોઈ;**
**ગુણ ઉપર અવગુણ કરે, ( તે ) બિજક બીજાનું હોય.**

અર્થ—બચપણથી તેની સુદરતા જોઈને તે કોઇ ખાનદાન કુટુબનો નબીરો હશે એવુ અનુમાન કરી તેને વ્હાલથી પોતાને ત્યાં રાખી, સાત્વિક સાધનોથી અને સનાતની વર્તનવડે તેને ઉછેરવામાં આવે તોપણ અતે ઉછેરનારનીજ આબરૂ પર છીણી મુકતાં તે લેશ પણ વખત નહી લગાડે અને તેથીજ તે ખાનદાનનું બાળક નહી પણ જેને મા મુઈ અને બાપ કાઢી કહેવામાં આવે છે તે પ્રમાણે તે વર્ણશંકર ગણાય

( ૨૬૬ )

**હસું તો દંત પારખે, રોયે કાજળ જાય;**
**. મુંગાને સ્વપ્નું થયું, સમજ સમજ પસ્તાય.**

અર્થ—શીશંકુના આવરણમા આવી પડેલા માણસની સ્થીતી આ વ્યાધિ યુક્ત વિશ્વમાં ઘણીજ કઢંગી અર્થાત દયા પાત્ર થઇ પડે છે તે એવી રીતે કે તેનથી નથી હાસ્ય થતો, નથી રૂદન થતું અને કેવળ મુગા માણસને સ્વપ્નું લાધે અને તે સ્વપ્નાનું રહસ્ય સામા માણસને વાણી વડે જેમ સમજાવી શકાતું નથી સબબ કે, જો તે હસે તો દુનિયા તેને હશી ઘેલો કહી નિદે છે. તે રોવે તો ભિરૂ અને બાયલો ગણી કાઢે છે. અરે વાહરે ચોધારી દુનિયા તારી પ્રકૃતિને ?

( ૨૬૭ )

નાનાં સાથે નેહ, કાલા થઈ કરીયે નહીં,
ચટક દીયે છેહ, સરવાળો સાંધે નહીં.

અર્થ—પોતાનું કલ્યાણ જોવાનેજ જે સતત ઈચ્છા રાખે છે એવા સજન પુરૂષોએ કોઇ પણ સંજોગમાં નાનાં અર્થાત ગજા વિનાનાં કે વિદ્યામાં જાની ગોરવતામાં અને નીતિની રીતીથી બીનમાહીતગાર તથા વ્યવહાર કુશળ ન હોય તેવાથી મનસબ કે મુરખને સંધાતી કરવો નહીં કેમકે તે અંત સુધી સંધાત નભાવી શકતો નથી. સબબ કે તે સંધાન નિભાવી રાખવાના ઉપાય સમજતો નથી કે સમજવાની કાળજી ધરાવતો નથી જેથી તે અધવચેથી સંધાન પાડો મુકી ખસી જાય છે અને તેથી એનાની તો નહીં પણ સામાની મશ્કરી થાય છે, નુકશાની ખમની પડે છે એટલુંજ નહીં પણ નરામાં મુરખાઇની ગણનામાં ખપવું પડે છે માટે નાનાં મુર્ખથી સદા દુર રહેવું એજ ઉત્તમ છે.

( ૨૬૮ ).

ન ગણે વાહો નર રાખીયે, સગણાની પત જાય;
ચંદન પડયું ચોકમાં, ઈંધણ મુલ વેચાય.

અર્થ—જેને ગુણ—ફાયદાની કીંમત અર્થાત પરિક્ષા કે પીછાણ કરવાની શક્તિ નથી તેનાથી કંઇ પ્રસંગ પાડવો તે પોતાની કિંમત હલકી કરવા જેવું છે. જેમકે, ચંદનને ન ઓળખી શકે એવા ગમાર ગામડીયાના ચક્લામાં તમે ચંદનનો ઢગલો વેચવા માટે કરશો તો નકી એ ચંદનની અન્ય કાષ્ટના ભાવથી પણ હલકી કિંમતે માગણી થશે.

( ૨૫૯ )

હતું એ તો હારિયો, ખજાનો બેઠો ખોઇ,
કામણ ગારૂં કોઈ, પાદર તમારૂં પોરહા.

અર્થ—મુર્ખની એટલે જેને મર્મ ચીજની રૂચી અને પરિક્ષા કરવાની શક્તિ નથી તેવાની સાથે કોઇ પણ જાતની તકાસણી અર્થાત કસોટી કર્યા શિવાય મર્મથી બંધાયા અને તે પ્રેમના અંગે પ્રેમની ફરજ પ્રેમી પ્રત્યે અદા કરવાના કરતાં પ્રેમીના હીનાર્થે બુદ્ધી બળ ખાલી કર્યું ને હદય નિચોવી નાંખ્યુ તોપણ મુરખ પ્રેમીને તેની કદર ન થઇ અને અમે અમારી બુદ્ધી બળ ત્થા હૃદયનું અલૌકિક હીર ગુમાવી નિરધન મતલબ કે કેવળ જડવત બની રહ્યા.

( ૨૬૦ )

નાગુ આયલો નાગ, ફુલ માંડી પાછો ફરે;
જાય ભાગ્યો જળ સાપ, તોળી વાટે નાઘરો.

અર્થઃ—નાગ નામના સરદારની સાથે કોઇ એક મુગ્ધા આશક પડી છે કે તે વખતે નાગ તેને અપુર્વ વ્હાલથી ચાહે છે પણ જ્યારે તે મુગ્ધા વયને વિતાવી પ્રેમ રસમાં ઝીલવાને પુર શક્તિમાં આવી તે વખતે સરદાર નાગ કોણ જાણે સ્યા હેતુસર તેના પ્રત્યેના પોતાના પ્રેમને સકેલી લીધો જેથી તેણીને હદયમાં સજડ જખમ થયો અને નાગના પ્રેમ અભાવે તે સદા ઝુરતીને ઝુરતીજ રહે છે ને કટાક્ષમાં સંદેશો કહેવરાવે છે કે હે સરદાર નાગ ! તને અત્યાર સુધી હું મણીધર સમજતી હતી અને તેથીજ હુ મારા પ્રેમની મોરલી તારી દીશા તરફથી એક સુરે બજાવી રહી હતી કે જે સુરમાં લીન બની

તુ સામેથી ફેણ ચડાવી સુરતી મીઠાસથી ઘસડાઈ આવી મોરનીપર ડોલતો રહીશ પણ તેમા તો હુ છેતરાઈ સમજ કે મારી મોરલી જ્યારે સુરીલી થઈ ત્યારે તે સુર સાભળ્યા છતા તુ નગરોન થઇ દુર નાઠો જેથી તુ મણીધર નહિ પણ જળવાસી જળસાપ, સા પોતીલુ કે સરસીલુ છે

( ૨૭૧ )

• નિકળની નાગ, રાફડામાં કાં રૂ ધાઇ રહયો;
માથે મોરલીયું ના માર, નાગ છેક નિભર થયો.

અર્થ —મુગ્ધા વગર તેડી ચાહીને પ્રેમની પ્રમતાએ પોતાના અવાસે આવી છે એવુ દેખ્યા છતા પણ તેને આદર આપ્યા વગર અવાસના ખુલ્લા બારણા બધ કરી સરદાર નાગ રૂમમા ભરાઇ જુ પાઇ બેઠો એવુ જાણીને તે મુગ્ધા નાગને કહે છે કે હે નાગ। મારા પ્રેમની મોરની તારા અવાસરૂપ રાફડી નજીક આવીને વાગવા લાગી છે અને તું તારો સ્વભાવ બદલી રાફડામા ( અવાસમા ) ભરાઇ બેસે છે, તે તને નથી શોભતુ માટે બહાર આવ, ને આમ મરવાનો ખુલાસો જણાવ

( ૨૭૨ )

મુખે વગાડુ મોરલી, કરૂં છત્રીશે રાગ;
હું થઇ જન્મની જોગણી, નિકળ વાળા નાગ.

અર્થ —હે સરદાર નાગ। હુ તારા પ્રત્યે પ્રેમભિખારી (જોગણ) બની છુ અને તેથીજ હુ તારા પ્રત્યે છત્રીસ કળાએ શ્રૃંગાર પુષ્પને ખીલાવી તે સર્વની સુગધ તારા મગજમા સિંચવાને સતત સાવધ

રહું છું. ઉપરાંત મારી હૃદયરૂપ મીઠી મોરલીથી મધુર કલરવનાં ગાન વગાડું છું; તો પણ તું બેદરકાર રહે છે તે કેવળ બેધ્યાની પણાને ધારણ કરે છે. માટે છેકનમેરો ન થા. અને અમારી ચાહનાનો ઇન્સાફ આપ.

( ૨૭૩ )

ઉજળી ચાલી હટારણે, માથે મંડાણા મેહ;
વરા મેલીને વરસશે, અંગ પલાળે ઉજળી.

અર્થ.—ઉજળી નામની નવયોવના ( પણ તે કુમારી હતી ) એકાએક રસ્તે ચાલી જતી હતી તેવામા તે રસ્તેજ અચાનક "મે" નામનો સરદાર અશ્વારૂઢ થઇ પસાર થયો. તે સર્વાંગે સુંદરી બાળા ઉજળીને જોઇ તેનાંપર લોભાણો જેથી અશ્વનો વેગ મંદ કરી ઉજળીની સજોડે ઉજળીની સાથે વાણી વિલાસ વધારી બદલામાં તેની અમૃત લ્હાણીરૂપ વાણી સાંભળી શાંતિ મેળવવાની ઉમેદે સાથે સાથે ચાલવા માંડયો જે જોઇને સામા મળતાં વટેમાર્ગુઓ અનુમાન કરતાં કે અમુક વખત પછી "મે" સરદાર પોતાની હૃદયરૂપ વાદળી કે જે વાદળી તદન શુદ્ધ પ્રેમરૂપ પાણીથી ભરેલી છે તેને વ્હાલ વૃષ્ટિથી વરસાવશે અને વૃષ્ટિમાં સૃષ્ટિપ્રદેશના અભાવે ઉજળીનું કુમળું કલેવર રસબસથી ભિંજાવશે, અર્થાત મેની પ્રેમ નવાજેશ ઉજળીપર ઉતરશે.

( ૨૭૪ )

ઘટના કરૂં ઢોલીયા, પાથરૂં પથારી પાંજર;
ઉરનાં ઓશીકાં કરૂં, પોઢો પ્રેમી મેહ.

અર્થ—અમુક રસ્તો પસાર કર્યો ૭ ૭ માઈલના દુર શહર થી સુર્ય મધ્યાને આવ્યો અને ઉજળી તથા મેએ બનેને તૃષા વ્યાપી, એટલુજ નહિ પણ થાકથી કાયર થયા એટલે પાણી પી બે ઘડી વિશ્રામ લેવા બનેની ઈચ્છા થઇ તેવામા રસ્તાને કિનારે એક પાણીની વાવ આવી ને નજીકમા બે ચાર વૃક્ષો, જેની છાયડી શી ત્ળતા આપવાને બસ હતી તે સ્થાને તે બનેએ વિસામો લીધો જેવામા મેએ થાકથી સુવા ઇચ્છા બતાવી પણ વિધીયુક્ત પાગરણ શીવાય શી રીતે સુઈ શકાય એવી સમશ્યા દર્શાવી જેના ઉત્તરમા વાણીથી નહિ પણ માન અતર ઉર્મી પણ નેત્રદ્વારાએ ઉજળીએ જણાવ્યુ કે જો સુઈ જવુ હોતા હો ને સુવાને લાયક હો ને ઇચ્છા હોય તો મારા ધડનો ઢોલીયો બનાવી કલેવરની પથારી કર ને તે પર કુણા કા ળજાનુ આશીકુ બનાવી દઉ અટલે તે પર આરામથી નિંદ્રા કરો પણ એક બીજાએ વાણીથી ખુલાસો ન કર્યો ને અબોલપણેજ સ મય થતા પોતપોતાને રસ્તે પડયા

( ૨૭૫ )

પાન પદાર્થ સુઘડનર લણ તોળે વેચાય;
જેમ જેમ ભુમી પાલટે, મુલ ઘણેરાં થાય

અર્થ—આ દુનિયામા, પાન ( નાગરવેલ ) ઝવેરાત અને ઇન્સાન એ ત્રણેની કીમત એક સ્થાનથી બીજા સ્થાને રટન કરવા થીજ વધે છે અને તે અનેક સ્થાન ફરે છે તેમ તેના કીમતનો આંક વધે છે મતલબ કે પાનની જ્યા નીપજ છે ત્યા તો તે એક ત્રાંબી યાના ૫૦ ) મળતા હશે પરતુ તે સ્થાનથી જ્યારે તે દુર દેશ કે

જ્યાં તેની નીપજ હોતી નથી ત્યાં જવાથી તે એક ત્રાંબીયાનાં પાંચ એટલે કે મોંઘાં વેચાય છે, ઝવેરાત પણ એકજ ખાણમાં પડી રહે છે ત્યાં પુરતી કીંમતમાં ગણાતાં નથી પણ ખાણમાંથી નીકળી જગતના પ્રખ્યાત વેપારીની પેઢીયે પહોંચે છે ત્યારેજ તેની કીંમત વધે છે. અને તેજ રીતે ગમે તેવો ડાહ્યો વિદ્વાન કે કળા કુશળવાન માણસ હોય છે પણ તેનિજ નિવાસને તજી જ્યાં તેવા ગુણુની જરૂર હોય ત્યાં જવાથી તે માનવંતો થઇ પડે છે.

( ૨૭૬ )

કંઇક રાવ રમી ગયા, કંઇક ગયા નિરાશ;
ધરતી રાજા રામની, કોની ન પુરી આશ.

અર્થઃ—અત્યાર સુધીમાં આ પૃથ્વીને માટે ઘણા રાજા મહારાજાઓ અંદર અંદર ભયંકર લડાઇના સંજોગો ઉત્પન્ન કરી કપાઈ મુવા કે જેનાં અત્યારે નામ નિશાન પણ જણાતાં નથી તો પણ પૃથ્વિ તો તેની સાથે નહી જતાં અગર તો તેની નહિ થતાં તે અહીંજ દ્રષ્યમાન વીરાજી રહી અને તેજ પોતાની કરવાને લલચાય રહેલા મરણને શરણ પડી આકડાના તુરની માફક ઉડી ગયા. તો કોઇની નહીં થનારી અગરતો કોઇની સાથે નહિ જનારી પૃથ્વિ સ્વાધીન કરવા માટે નાહક લડી મરવું અને લાખો માણસનાં લોહી અરણ્યમાં રેડવાં તે કેવળ મતામતની માન્યતાજ છે અને પરીણામે પૃથ્વી તો જેવી છે. તેવીજ સ્થિતિમાં રહેવાની છે.

( ૨૭૭ )

આશાને અમૃતગણો, પણ છે કડવી ઝેર;
છાંડો ચેતી સહુજનો, ધારી કાળો કેર.

અર્થ:—આ જગતમાં આશા માણસનું જેટલું ખરાબ કરે છે તેવું ખરાબ કરનાર બીજી કોઈપણ વ્યકતી નથી અને તેનાં પ્રત્યક્ષ પ્રમાણ પણ ઘણાને મળી ચુક્યાં છે છતાં પણ તેમાં પાછા પરાણે પરાણે પડવા જાય છે. અને આશામાને આશામાં અંતે મનુષ્ય જન્મ નીષ્ફળ કરે છે ને પસ્તાય છે.

જગતના મિથ્યા વૈભવ મેળવવાની આશા રાખી આવક્ષાં માર્યા કરતાં ઇશ્વર ભક્તિનો સગુણ વધારવાની અને મુક્તિ મેળવવાની આશા રાખી તેમાં પ્રવર્ત થવું એ શ્રેષ્ટ છે. માટે મિથ્યા વૈભવ મેમેળવવાની આશા કરતાં ભક્તિ મુક્તિની આશા રાખવી.

( ૨૭૮ )

'શેરી મીત્રો સો મળે, તાળી મીત્ર અનેક;
જેમાં સુખ દુઃખ વાટીયે, તે લાખોમાં એક.

અર્થ:—વર્તમાન કાળમાં મીત્રાનું પ્રમાણ એટલું બધું વધી પડયુ છે કે તે ગણ્યું ગણાઇ તેમ નથી એટલે કે "મીત્ર" શબ્દની કીંમત, અને ગઉરવથી તદન અજાણ હોય છતાં સંસારમાં જેની સાથે વ્યવહાર કાર્યનો પ્રસંગ પડે તેને પણ મીત્રનું વીશેશણ આપવા કોઈ આંચકો ધરતું નથી એટલે "મીત્ર"તા બ્રાહ્મણના મુખની સ્વસ્તીની માફક ટકે ટકે વ્હેચાવા લાગી છે. અને તેથીજ કોઇ નાણાંના લોભે, સ્ત્રીના લોભે, વૈભવના ભાગીદાર બનવાના લોભે, કુટુંબમાં સારી બ્હેન ભાણેજના લોભે કે અન્ય જાતના સ્વાર્થ સાધવાના લોભે ચોમાસાની જીવાત માફક મીત્રનાં ટોળે ટોળાં મળી આવે છે ને સ્વાર્થ સાધી પાછાં લય થાય છે, અર્થાત દુર જાય છે. પણ જેને

મીત્ર તરીકે માની શકાય તેવા મીત્ર તો લાખો મીત્રોમાંથી એકાદ વીરલાજ મળી આવે છે અને તેની પારખપણ કોઇ વીરલાજ કરી જાણે છે તથા મીત્ર શબ્દની મીઠાશ ચાખે છે.

( ૨૭૯ )

**દીન ગુણતાં માસ ગયા, વરસે આંતરીયાં;**
**સુરત ભુલી શાયબા, નામે વીસરીયા.**

અર્થ.—આ સંસારમાં સંજોગમાં આવનારાં ગમે તેવાં વહાલાં વાલેશ્વરી ગણાતાં હોય જેવાં કે માતા–પીતા, ભ્રાતા, ભગીની સ્ત્રી, સુત કે સુતા સર્વે આપ મતલબી છે અને તેની ગવાહી વેદ પુરાણ અને કુરાંન પણ આપે છે તે ઠીક છે પણ તેની તરતમાં ખાત્રી એજ છે કે, અમુક વ્હાલી વ્યક્તી કે જેના શીવાય આપણને એક પળ પણ જુગ જેવી જણાય છે તે વ્યક્તીનો સદાને માટે વીયોગ થાય છે ત્યારે આપણને તે એવું તો દુ:ખમય લાગે છે કે તેની પાછળ આપણું જીવન પણ અકારૂં લાગે છે પરંતુ વખતના વહેવા પછી ધીરે ધીરે તેવ્યક્તીની જુદાઇ વીસારે પડે છે અને છેલે છેલે તો આપણે નાટકો, વીગેરે જેવી ગમતની જગ્યોએ જઇ પુર આનંદમાં ગુંથાઇ પડીએ છીએ કે તે વખતે વ્યક્તીના નામસ્મર્ણનું પણ આપણને ભાન રહેતું નથી.

હવે કહો કે જેવું તે વ્યક્તીનું આપ વીસરી ચુકયા તેવીજ અન્યહયાતી ભોગવતી આપણી વ્હાલી વ્યક્તી આપણને વીસારી નીવડે છે. માટે વ્યવહાર નીયમ પ્રમાણે સર્વેની સાથે સમાન અને

નાષ્કપટથી વર્તવું પણ અંતરમાં સબંધ તો એક માલીકથીજ (પ્રભુ) રાખવો એજ પરીણામે ફળ યુક્ત

(૨૮૦)

**વણ સગે વણ સાગવે, વણ નાતડીએ નેહ;**
**વણ માવતરે જીવશું, તું વણ મરીએ મે.**

અર્થ—ઉજળી મે જેઠવાને કહેવરાવે છે કે, હે મે જેઠવા! સગાના સ્નેહ અભાવે, નાતજનના અભાવે, અને સ્નેહી અભાવે કદાચ અમે અમારૂં જીવન લબાવી શકીશું પરંતુ તમારા પ્રેમ અભાવે તો એક પળ પણ અમારૂં જીવન લબાવી શકવાને અમે બીના કુલ અશકત છીએ મતલબ કે, અન્ય વ્યક્તીઓની મીઠી નજર હશે અને તમારી કડવી નજર હશે તો તે અમને નહી પોસાય પણ તમારી મીઠી નજર હશે અને અન્ય સર્વની કડવી નજર હશે તોપણ અમે આનંદ માની જીવતને મીઠું ગણી લેશું

× × × જગતમાં સર્વની અપ્રીતી હોય તો તેની દરકાર નહી પણ પ્રાણી માત્રને પરમાત્માની પ્રીતીની અવશ્ય જરૂર છે માટે સર્વની પ્રીતીની દરકાર નહી ધરતા સતત એક પરમાત્માની પ્રીતી મેળવવાનોજ સત પ્રયાસ અને અભીલાશા વધારવી

(૨૮૧)

**કણ દાણા હોય, કે તો દઉં ગાડાં ભરી;**
**હૈડયે લાલચ હોય, માંગી લે તું ઉજળી.**

અર્થ—ઉજળીની અત્યંત આરત વાણી સાભળી આખરે મે જેઠવે તેને કહ્યું કે હે ઉજળી, તું જાતની ચારણ છો અને હું જાતનો

ક્ષત્રી કુમાર છું એટલે સ્વાભાવીક રીતે ચારણ કોમ ક્ષત્રી કોમને પુજનીક અર્થાત આશ્રીત ગણાય છે તો પછી તેની પુત્રીનો પ્રેમ હું કોઇ રીતે સ્વીકારી શકવાને અશક્ત છું. વળી અત્યાર સુધી મેં જે તારો પ્રેમ કબુલવાનું મેં તને વચન આપ્યુ હતું તે કેવળ હું તારી જાતથી બીનમાહીતગાર હતો પણ જ્યારે હુ તે જાણીતો થયો એટલે હવે હું તને દેવી કે, ભગીની તરીકે માની તને પગે લાગું છું. અને કહું છું કે પ્રેમના બદલે જોઇએ તો ગામ—ગીરાસ, ધન, દોલત, વૈભવ અથવા તો મહારાં પ્રાણ જે જોઇએ તે માંગી લે—તારી ખુબસુરતી અને પ્રેમીપણાની નેક ટેકની જાળવણીના લીધે હું સર્વ આપવા તઇયાર છું. પણ પ્રેમ આપી જાણ્યા છતાં પાપ ખાઈમાં પડવાને અસમર્થ છું.

## ( ૨૮૨ )

**આશા કરીને આવીયાં, નીરાશા તેને ન વાળીયે;**

**તબકક હુકારા કરાવીયા, ભોંઠપ ઘણી ભાણના.**

અર્થઃ—ઉજળીએ કહ્યું કે હે ભાણના સપુત મે જેઠવા, તેં આપેલ વચનના આધારે તારી તરફથી મને ત્હારો પ્રેમ અવસ્ય મળશે એવી ખાત્રી રાખીનેજ આખરે મું ત્હારી હજુરમાં આવી પ્રેમની ભીખ માંગી છતાં પણ તેં નહી આપતાં નકામાં અમને તોછડે નામે બોલાવ્યાં અર્થાત અપમાન આપ્યું તો તેવું કરતાં તમને સો શરમ ન આવી પણ અમે લાજનાં ભર્યાં આપઘાત કરીએ એવું અમને અપમાન લાગ્યું છે.

( ૨૮૩ )

**પડી ગરજ મન અઉર છે, સરી ગરજ મન અઉર;**
**ઉદય કહે માનવ મનો, એક ન રહે ઠોર.**

અર્થ —જ્યા સુધી સ્વાર્થ ન હોય ત્યા સુધી સ્વાર્થીનાઓની વાણીને વર્તન કઇક અઉર પ્રભાવના હોય પણ જ્યારે સ્વાર્થ સધાઈ રહે છે ત્યાર પછી તેવાઓની વાણી વર્તન સેનાનીયન રૂપમા વીદ્યુત પાવરથી ફેરવાઇ જતા વાર લાગતી નથી

( ૨૮૪ )

**કેનાં પાડે કેનાં પોઠીયે, કેનાં ગાડાં ભરાય;**
**અમારા દુઃખનો પારના, વીજર વાણ ભરાય.**

અર્થ —વીંજરા નામના આશક્ને તેની માશુક વીંજરાના વીયોગમા રીમાતી હોવાથી વીંજરાને તેણે મોકલે છે " હો વીંજરા! આ અસાર સસારમા અવતરેલા મનુષ્યને કોઇ પણ રીતે સુખ નથી અર્થાત સર્વેને કઈ કઈ દુખ તો રહેતુજ છે મનનમ કે કોઇને પોટકા ન ધાય તેટલુ હોય કોઇનુ પાડો-પોઠીયો તાણી શકે તેટલુ હોયને કોઇને વળી ગાડુ ભરાય તેટલુ હોય પણ હે નીર્દય વીજરા તારા વીયોગમા ઝુરતી મરતી આ મદન જવાળામા તરાતી નવનોવનાનુ દુખ તો એટલુ મહાન છે કે તેના તો વહાણ યા આગબોટ ભરાય તોપણ પાર આવે નહીં

× × × હે પ્યારા પ્રભુ! આ જગત પાપરૂપ છે અને તેમા આવી રમણ કરનાર પ્રાણીને પોતાની એખબરથી અવશ્ય પાપના

દેખાતો નથી મતનમ કે તે ચ ૭ગ છે અર્થાત તેનો ચમકારો ઘડીક પૂર્વમા ઘડીક પશ્ચિમમા ઘડીક ઉત્તરમાં તો ઘડીક દક્ષિણમા ફરતો ફરે છે તેવીજ રીતે આપ મતલબનેજ ચાહનારા નીચ પુરૂષનો સ્નેહ પણ એક સ્થળે કાયમ રહેતો નથી પણ તેનો સ્નેહ અને મનની વૃત્તિ પેલી વીજળીની માફક ઘડી ઘડીમા ફરતી ફરે છે એટલે કે, ઘડીમા એક સાથે સ્નેહ બાંધી તેને મીત્ર તરીકે કબુલ કરે છે તો બીજી ઘડીએ તેનાથી મિત્રતા તોડી તેને દુશ્મન તરીકે લેખી બીજાની સાથે મીત્રતા બાંધે છે

આવા વર્તનના ઇન્સાથી કોઇએ પોતાનો સબધ બાધવો નહિ. નહિ તો પરીણામે હાની અને ખેદ પામવા શિવાય કશો પણ શાયદો નથી. ભોગ જોગે કદાચ તેનાથી ભોળે ભાવે સ્નેહ થઇ ગયો હોય તો તર્તજ તે સ્નેહને સંકેલી લેવો

( ૨૮૭ )

ધીંગાને દયે ધાન રાંકાંને રાખજ નહીં;

તુ પાસે નહિ પ્રધાન, કોણ સમજાવે ગામળા ?

અર્થ —ધીગા એટલે અજ્ઞાનતામા મદમસ્ત થએલા અભીમાની ને હે પ્રભુ ! તે અસખ્ય નાણુ આપી દીધુ છે અને બીચારા સમજુ અને નમ્ર ઇનિશનને રોટલીના પણ સાસા પડે એવા રાખ્યા તો તે ઉપરથી અમો અલ્પ મતીને એમનો જરાાઇ આવે છે કે, તે એવું બધારણ કર્યું તો ખરેખર તને વ્યાજબી અને ન્યાય પૂર્વક બધારણની કાર્ય ક્રમના બતાવે અર્થાત સુચન કરે એવો કોઈ અમે-દ વૃત્તિનો લાયક પ્રધાન ( સલાહ ) કોઇ તહારી પાસે નથી

નહિતો તું એવી ભયંકર ભુલ ન કરે ને કદાચ તે ભુલ ત્હારી નજર આગે નહિ હોય તો તે ભુલમાં પણ કંઇક સાર હશે એવી ત્હારી અગાધ શકતીનો વીચાર કરતાં અમને પરીણામે તેમ કબુલ કરવુંજ પડે છે. મતલબ કે તારી પ્રતિ કુલ અને અનુકુળ એવા દ્વીવ સ્વભાવની અમે માની લીધેલી રચનામાં પણ અમને પરીણામ મળતું નથી તે નથીજ.

( ૨૮૮ )

**રાજા કોના ગોઠીયા ? જોગી કોના મીત્ર;**
**વેશ્યા કોની સ્ત્રી ? કોણ વેશ્યાનો ?**

અર્થઃ—નૃપતિનો કોઈ સંઘાતી હોતો નથી, કારણકે રાજાની મિત્રાઈ સંસારમાં અસ્થીર કહેવાય છે એટલે રાજા કોઇના સ્નેહ બંધનમાં થઈ બંધાઇ રહેતા નથી–જોગી કોઇના ભાઇબંધ થતાજ નથી કારણકે જોગીનો નિવાસ ઘણે ભાગે જંગલમાંજ હોય છે એટલે કે તેને સંસારીના સહવાસની દરકા પણ લાગતી નથી. તેમ તેને કાઇની મિત્રાઈ પોસાય નહિ. વેશ્યા કોઈની સ્ત્રી પણ થઈ શકતિ નથી કારણકે તે એક પુરૂષની ભોગી નથી પણ તેને અનેક પુરૂષ ભોગવવાની કુટેવ પડેલી હોય છે અને વેશ્યાનો કોઈ પતી પણ હોય શકતો નથી કારણકે તે સ્વતંત્ર અને સ્વચ્છંદ રહેવાનેજ પસંદ કરતી વેશ્યા પતીના અંકુશમાં વર્તવાને બીલકુલ ખુશી બતાવતી નથી.

( ૨૮૯ )

**રાજા ગરજના ગોઠીયા, જોગી જતીના મિત્ર;**
**વેશ્યા દામની સ્ત્રી, દામ વેશ્યાનો કંથ.**

અર્થ —રાજા કોઈના સ્નેહી થતા નથી એ ખરૂ પણ રાજા હમેશા ગરજના યાર થઈ રહે છે એમ અગાઉના અનુભવી પુરૂષો કહી ગયા છે મતલબ કે ગરજના અજ્ઞાનપણામાથી રાજા વીહિન મુક્ત નથી થયા તો પછી ગરજની ખાતર તેને કોઇની પણ સહાયની જરૂર પડે છેજ ને જ્યારે સહાયની અવશ્ય જરૂર પડે છે ત્યારે તે સ્હાયકને પોતાના સઘાતી—સ્નેહી કે મીત્ર તરીકે માને તોજ તે ગરજ સાધી શકે છે જોગી જગતમા રહે છે ને તેને કોઇ મીત્ર નથી હોતો તે ખરૂ પણ તેને જોગ સાધના શીખવા માટે જતીના સહવાસમા આવવુ પડે છે અને જ્યારે તે જતીના સહવાસમા આવે છે ત્યારે જતીથી મીત્રતા અર્થાત એકતા વધારવીજ જોઇએ એ સ્વભાવિક છે વેશ્યા અન્ય કોઈની સ્ત્રી ( ગ્રહણી ) થઈ નથી પણ પૈસાની તે પતરપારમાજ સ્ત્રી બને છે એટલે કે પૈસો આપનાર પુરૂષની આગળ પૈસાની આશામા તે સ્ત્રીની મીસાલે આધિન થઇ તેની દરેક વૃત્તિને તાબે થઇ તેનુ ફરમાન ઉઠાવે છે, તેથી તે વેશ્યાનો સ્વામી અર્થાત પતિ થઈ શકે છે

ના સાના
- ૭ લે અને

( ૨૯૦ )

માતા વસે મેરામણે પિતા વસે કૈ
જુનાં જોએ તો મોકલુ નવાં ^તાળના (?)^ ^તણે^

અર્થ —તમે માગ્યા તે ફળ પી નથી કારણ રાત અને દિનવાં જોતા હોય તો તો આરો મેં રીતે હનામણુ હૈયામા પણુ મા ( માછની ) દરિયામાં વસે છે

પાસે જ મોટા મચ્છ (મત્સ્ય–માછલું) જોઇને તેને ઉદ્દેશીને નીચેના દુહો બોલ્યા.

મછ (મત્સ્ય) તું મહાજળ હોય કયે અવગણ આવીઓ,

એવા સાયર (સાગર) ન હોય ભલ કેતા અવગણ કરે.

અર્થ —હે મત્સ્ય ! તે એવો (સાગરનો) શો અવગુણ કર્યો છે કે (તેના બદલામા) તુ અાંહી આવ્યો છે તું તો મહાજળમાં હોવો જોઇએ. (તેં અવગુણ કર્યોજ હોવો જોઇએ) કેમકે સાયર એવા નથી હોતા કે ભલું કર્યું હોય છતાં પણ અવગુણ કરે.

(૨૯૮)

નાનાની સોબતે, હાલી મન હળવાં થયાં;

(વિરૂ ગયુ વળે)?, મછરો જલમાં દળે રહો.

અર્થઃ—નાનાની સોબતે જવાથી મન હલકું થયું. વિરૂ ગયુ વળે?.........હું માછલું જળમાં દબાઉં છઉં. મતલબ કે હું કોઇ નાના માછલાની સાથે ફરિ આવ્યો અને વેળ વળી ત્યારે તે નાનું માછલું પાછું ચાલ્યું ગયું અને હું આંહી ખાબોચીઆમાં રહી ગયો).

(૨૯૯)

અરે કુંવર હાલામણા, પંડ દોશીંતા પાત્ર;

તું ઉછર્યો આભપગના, ધણી તો અમ મછ શું માત્ર

અર્થ:—હે હાલામણ કુંવર તું આભપરાનો ધણી છે તેના આ દશા થઇ તો અમો માછલાં શુ માત્રમાં.

( ૩૦૦ )

રામ લક્ષ્મણ બે બાણાવળી, સીતા જેવાં સુપાત્ર;
એને વનમાં વસવું પડયું, તો માનવી શું માત્ર.

અર્થ:—રામ અને લક્ષ્મણ બે બાણાવળી હતા, સીતા જેવી સુપાત્ર સ્ત્રી હતા એ ત્રણેને પણ વનમાં વસવું પડયું તો સાધારણ માણસની તેવી સ્થિતિ થાય તેમાં શી નવાઈ!

( ૩૦૧ )

વીસલપરને વાસ અમને, વારો વસાવ્યાં નહી;
નહી તો નીત રતનાકર નહાત દરશન કરત દેવનાં.

અર્થ:—અમને વીસલપર પણ રહેવા દીધાં નહીં. નહીંતર હમેશ સમુદ્રમાં સ્નાન કરત અને દેવનાં દરશન કરત.

( ૩૦૨ )

હટકયું મન હલામણ તણું, મીયાણીએ મન મોયું નહી;
કરણ કોઇલા તણે, ગાંધવીએ મન ઘેલું કર્યું

અર્થ:—હલામણનુ ખસી ગયેલ મન મીયાણી ઉપર મોહ પામ્યું નહીં.

( ૩૦૩ )

જાળીડા નાખને જાળ એક, હાલામણના નામની;
કરમ છે લલાટ કે, બહુ તેરે બરડ રહ્યાં.

અર્થ—હે જાળ નાંખવાવાળા ! એક વાર હલામણના નામની જાળ નાખ (જેથી ખબર પડે કે) મારાં કર્મ (સારાં નસીબ) માથે લલાટે છે કે બહુ તેરે (બધાંએ ?) બરડામાંજ રહ્યાં.

તે માછીમારે જાળ નાંખી અને જાળમાં માછલાંને બદલે મોતી આવ્યાં તે ઉપરથી હલામણે નિશ્ચય કર્યો કે હજુ તેનું સુભાગ્ય ફર્યું નથી. ત્યાર બાદ તે ત્યાથી ઉપડી કચ્છમાં થઇને સિંધદેશ કે જ્યાંની રાણી પોતાની ફઈ થતી હતી, ત્યાં ગયો. દેશવટાના લિબાસમાં પોતાની ફઇને મળવાનું દુરસ્ત ન જણાયાથી તે બજારમાં સારો પોશાક ખરીદવા માટે ગયો તે સમયે રાજકુંવરી દેવળદેની ત્યાથી રસાલા સહિત નીકળી અને તેની દાસીએ હલામણને જોઇને નીચેનો દુહો કહ્યો.

( ૩૦૪ )

ધડપંખો ને ઉડણો, જેનાં ગીરમાં ગામ;

વર પહેલો તોરણ ચડે, એ કારીગરનાં કામ.

અર્થ.—ધડીબંધ જેની પાખો છે. જે ઉડે છે અને જેનું ગીરમા ગામ (રહેઠાણ) છે, જે વરની પહેલાં તોરણ ઉપર ચહડે છે અને જેને (જેની પ્રતિકૃતિ) કારીગર બનાવી શકે તે શું. (?)

( ૩૦૫ )

ધરા ઉપર ભરીયાં ધ્રો, ગગનાસર બાંધ્યું ગળે;

પવને પેખ્યું નહીં, મછલે જળ માણ્યું નહીં.

અર્થઃ—બહારના ભાગ ઉપર ધ્રોના જેવાં જેને રૂછડાં છે અને જેના ગળામાં (અંદર) એવું સ્વર્ગીય સરોવર ભર્યું છે જે

(ના પાણી)ને પવને દીઠું નથી (હલાવ્યું નથી) અને જેને માછલાં-ઓએ ભોગવ્યું નથી (અંદર રહીને); (એવી જે ચીજ હોય તે મને મોકલી દે).

( ૩૦૬ )

અગ્નિ ઝીનારે નિપજે ગોરલ રાતે દંત (?)
નારીએ નર બાંધીઓ તેની કર વિમાસણ કંથ

અર્થઃ—જે અગ્નિમાં નીપજે છે............?, અને જેને નર જાતિનાને નારીજાતિ પહેર છે તેનો હે કંથ! વિચાર કર અને તે મોકલી દે.

( ૩૦૭ )

લંક લપેટણ, સીતહર, નહિ લંકાપતિ રાઓ;
જે કારણ કૌરવ દલ હણ્યા તે મોકલો મોરા રાઓ.

અર્થઃ—જે લંક (સાથળનો ભાગ) ઉપર લપેટવામાં કામ આવે છે, જે ત્સીતહર (ઠંડી હરનાર–સીતાનું હરણ કરનાર) છે છતાં હે રાજા! તે લંકાપતિ (રાવણ) નથી, જેને માટે કૌરવનું દળ હણાણું તે હે મારા રાજા! મને મોકલો.

( ૩૦૮ )

થડ થોડા ને પ્રગટ ઘણા, પાને પાને હુલંત (?)
સોનલ આવી સારવે (?) કાઢો વસાણું કંથ

અર્થઃ—થડ એટલે મૂળ વસ્તુના પ્રમાણમાં થોડો તેનો (પ્રગટ) ફેલાવ ઘણો વધારે છે (અંતર થોડું છતાં તેની ખુશબો ઘણા ભાગમાં પ્ર-

સરે છે) પાને પાને હલંત અને સોનલ આવી સાત્રે એ એ વસાણું કંથ તમે મોકલો.

( ૩૦૯ )

અણીવાળાં ને ભમરમુખાં નારી વાલાં જેહ,
સમજી લે ગજકરણના અમને એ જનશું દે.

અર્થ—અણીવાળાં, ભમરના જેવાં અને જે સ્ત્રીઓને વહાલાં હોય છે તે શું તે હે ગજકરણના તુ સમજી લે અને તે અમને દે.

( ૩૧૦ )

કાળો ઘોડો કાંઠવો ભમર ભાલું હાથ;
બાઇ મેં જોયો બજારમાં જાણે જેઠવાની જાત.

અર્થ—હે ! બાઈ કાળા ઘોડા ઉપર બેઠેલો, હાથમાં ભાલુ રાખેલુ એવા કોઇને મેં બજારમાં જોયો અને તે જેઠવાની જાતનો હોય એમ મને લાગ્યું

( ૩૧૧ )

અસુરો કિમો પરખણા, શું છે તારૂં નામ,
કયા રાજાનો બેટડો, કયાં તમારૂં ગામ.

અર્થઃ—મોડો બજારમાં માલ ખરીદવા ઉભો છે, ત્હારૂં નામ શું છે, તું કયા રાજાનો દીકરો છે અને ત્હારૂં ગામ કયું છે તે કહે.

( ૩૧૨ )

અસુરો ઉભો પરખણો, હલામણ મારૂં નામ,
ગજકરણનો બેટડો, ધુમલી મારૂં ગામ.

અસુરો બજારમાં ખરીદવામાં ઉભો છઉં, નામ હલામણ છે, ગજકરણનો હું દીકરો છઉં મ્હારૂં ગામ ઘુમલી છે

રાજકુંવરીએ તે નામ સાંભળીને પડદો દૂર કરાવ્યો અને મર્યાદા જાળવવાના હેતુથી અત્તરની શીશી વચમાં રાખીને તેને નીહાળીને જોવા લાગી. તેની ખુબસુરતીથી મોહ પામીને પોતાના ગળામાંનો મોતીનો હાર હલામણના ગળામાં નખાવ્યો અને નીચેનો દુહો બોલી ચાલી નીકળી.

( ૩૧૩ )

વાણીયાને હાટ, બે વસ્તુ વિસારિયું;
એક હૈયાનો હાર, બીજો હલામણ જેઠવો.

અર્થ —વાણીયાના હાટ પાસે મે બે વસ્તુ વીસારી (ખોઈ) એક તો ગળામાંનો મોતીનો હાર અને બીજો હલામણ જેઠવો

રાજકુંવરીએ દરબારગઢમા જઇને હલામણ આવ્યાની વાત પોતાની માને કહી, જે ઉપરથી બે ચાર અમીરોને મોકલીને હલામણને દરબારમા તેડાવ્યો. રાણીએ હલામણની આ સ્થિતિથી આશ્ચર્ય પામીને તેની આ દુર્દશાનું કારણ પુછ્યું હલામણે અથથી ઇતિ સુધી બધી આપવીતી આપત્તિ કહી બનાવી ખાનપાનથી સાત્વન આપીને તેને સુવા માટે પલગ ઢાળવાનો હુકમ આપ્યો,

( ૩૧૪ )

ફુઇ ઢોલીયો મ ઢળાવ, પલંગ તન પોઢે નહિ,
લઇ સાથરડે સુવાર, છોયે રૂડું માને રાધીઆણી.

અર્થ—હે ફુઈ ઢોલીયો ઢળાવ માં. કારણ મારૂં તન પલગ

સરે છે) પાને પાને હલંત અને સોનલ આવી સારવે એ એ વસાણું કંથ તમે મોકલો.

( ૩૦૯ )

અણીવાળાં ને ભમરમુખાં નારી વાલાં જેહ,
સમજી લે ગજકરણના અમને એ જનશું દે.

અર્થ—અણીવાળાં, ભ્રમરના જેવાં અને જે સ્ત્રીઓને વહાલાં હોય છે તે શું તે હે ગજકરણના તું સમજી લે અને તે અમને દે.

( ૩૧૦ )

કાળો ઘોડો કાંટવો ભમર ભાલું હાથ;
બાઇ મેં જોયો બજારમાં જાણે જેઠવાની જાત.

અર્થ.—હે ! બાઈ કાળા ઘોડા ઉપર બેઠેલો, હાથમાં ભાલું રાખેલું એવા કોઇને મેં બજારમાં જોયો અને તે જેઠવાની જાતનો હોય એમ મને લાગ્યું

( ૩૧૧ )

અસુરો ઊભો પરખણો, શું છે તારૂં નામ,
કયા રાજાનો બેટડો, કયાં તમારૂં ગામ.

અર્થ:—મોડો બજારમાં માલ ખરીદવા ઉભો છે, ત્હારૂં નામ શું છે, તું કયા રાજાનો દીકરો છે અને ત્હારૂં ગામ કયું છે તે કહે.

( ૩૧૨ )

અસુરો ઉભો પરખણો, હલામણ મારૂં નામ,
ગજકરણનો બેટડો, ઘુમલી મારૂં ગામ.

અસુરો બજારમા ખરીદવામા ઉભો છઉં, નામ હલામણ છે, ગજકરણનો હુ દીકરો છઉં મ્હારૂ ગામ ધુમલી છે

રાજકુવરીએ તે નામ સાભળીને પડદો દૂર કરાવ્યો અને મર્યાદા જાળવવાના હેતુથી અત્તરની શીશી વચમા રાખીને તેને નીહાળીને જોવા લાગી તેની ખુબસુરતીથી મોહ પામીને પોતાના ગળામાનો મોતીનો હાર હલામણના ગળામા નખાવ્યો અને નીચેનો દુહો બોલી ચાલી નીકળી

( ૩૧૩ )

વાણીયાને હાટ, બે વસ્તુ વિસારિશું;
એક હૈયાનો હાર, બીજો હલામણ જેઠવો.

અર્થ —વાણીયાના હાટ પાસે મે બે વસ્તુ વીસારી (ખોઈ) એક તો ગળામાનો મોતીનો હાર અને બીજો હલામણ જેઠવો

રાજકુવરીએ દરબારગઢમા જઇને હલામણ આ પાની વાત પોતાની માને કહી, જે ઉપરથી બે ચાર અમીરોને મોકલીને હલામણને દરબારમા તેડાવ્યો રાણીએ હલામણની આ સ્થિતિથી આશ્ચર્ય પામીને તેની આ દુર્દશાનુ કારણ પુછ્યુ હલામણે અથથી ઇતિ સુધી બધી આપવીતી આપત્તિ કહી બતાવી ખાનપાનથી સાત્વન આપીને તેને સુવા માટે પલગ ઢાળવાનો હુકમ આપ્યો,

( ૩૧૪ )

ફુઇ ઢાલીયો મ ઢળાવ, પલંગે તન પોઢે નહિ,
લઇ સાથરડે સુવાર, છાયે રહુ માને રાધીઆણી.

અર્થ —હે ફુઈ ઢાલીયો ઢળાવ મા કારણ મારૂં તન પલગ

ઉપર પોઢવાથી શાન્તિ થશે નહીં. જમીન ઉપર મને સુવાડીશ તોયે રાધીઆણી (સોન–રાધસિંહજીની દીકરી) રૂડું માનશે (ખીજાશે).

ફઇએ તેની આ વાણી ઉપરથી સ્પષ્ટ જાણ્યું કે તેની સોન રાણી ઉપર અત્યાસક્તિ છે માટે તે નરમ પાડવા માટે એક સ્વરૂપ-વાન સુમરી તેને પરણાવવી.

રાજાઓએ એકજ રાણીથી સંતુષ્ટ રહેવું યોગ્ય નથી એમ હલામણને સમજાવીને તેની ફઇએ ગામમાંથી સર્વોત્તમ સુમરીઓને હલામણની પસંદગી માટે ભેળી કરવાનું પુછવા ઉપરથી હલામણે માત્ર જીજ્ઞાસાથી જ હા પાડી. તે પ્રમાણે બધી સુમરીઓને એકઠી રી અને હલામણે તે બધાને જોઈ ત્યારે તે નીચે પ્રમાણે બોલ્યો. કે

( ૩૧૫ )

લાંબા પહેરે ઘાઘરા પેટે ઉફરીઉં (?)
હકડી સોનલ સાથે ધોળીઉં સંઘજી સુમરીઉ.

અર્થઃ—એક સોનલની સાથે સરખાવતાં બધી સિંધની સુમરીઓ ધોળી (કોઈ ગણત્રીમાં નથી). સુમરીઓ કે જે લાંબા ઘાઘરા પહેરે છે અને પેટે ઉફરીઉં છે.

હલામણના આ વચનથી તેની ફઇએ એક સૌથી ચડીયાતી સુમરીને પાછળ રાખી હતી. તેને સારાં લુગડાં લત્તાં પહેરાવીને હલામણ પાસે લાવી તેને જોઇને હલામણ બોલ્યો કેઃ—

( ૩૧૬ )

આવળ જેવી ઉજળી, દા ફુલેજો ભાર,
જેડી તારી સંઘજી સુમરી, તેવી માંડપરાની મેઘવાળ.

અર્થઃ—આવળ જેવી ઉજળી અને એ ફુલના ભારવાળી, જેવી તારી સિંધની સુમરી છે તેવી તો મારે ત્યાં માંડપરા (મોડપુર)ની મેઘવાળની સ્ત્રીઓ હોય છે,

આ પ્રમાણે જ્યારે હલામણને કોઇ સ્ત્રી ગણતીમાં ન આવી ત્યારે પછી પોતાની કુંવરી દેવળદેવી તેને પરણાવવાનો નિશ્ચય કરી હલામણ પાસે તે દરખાસ્ત મુકી. આ માંગણી પણ નામંજુર થઈ. એક દિવસ હલામણ સમુદ્રસ્નાન કરવા ગયો ત્યારે એક વાસ તણાતો તણાતો પોતા તરફ આવતો જોયો. તે વાંસ બરડાના ડુંગરનોજ હોવો જોઇએ એમ કલ્પના આવતાંવારજ હલામણને પોતાની જન્મભૂમિ અને સાથેસાથે સોનરાણી સાંભરી આવી.

( ૩૧૭ )

દેસાઈ દીઠે દેશ, વીઘન હરાણાં વાંસડા;
ભણને તું સોભના, કાંઇ સંદેશો સોનનો.

અર્થઃ—હે વાંસડા ! પોતાના દેશનો એવો તુને જોઇને મારા વિઘ્ન હણાઈ ગયાં છે. સોનરાણીનો કાંઈ સંદેશો છે કે કેમ તે તું કહી દે.

( ૩૧૮ )

કાપ્યો મને કબાડીએ, ઝરમાં દીધી ઝોક;
ત્યાંથી લોઢે લેવાણો, શુધ રહિ નહિ સોનાની.

અર્થ.—મને કબાડી (લાકડાં કાપવાવાળા) એ કાપ્યો અને પછી દરીઆમાં ઝુકાવ્યો (ફેંકયો) ત્યાંથી લોઢે (મોજાંના હીલોળે) લેવાણો તેથી સોનની શુધ રહી નહિ.

હલામણે બીજું પણ અનુમાન કર્યું કે આજ પર્યંત વાંસ કાપવાની જે મનાઈ હતી તે પણ બંધ થઇ લાગે છે અને તે બાબત વાંસડાને પુછતાં જવાબ મળ્યો કે

( ૩૧૯ )

હલામણ હોતે કાતળી કપાતો નહીં,
તે જેઠી રાણ જાતે, વન વન ઢ્યા વાંસડા.

અર્થ.—હલામણ હતો ત્યારે એક પાંદડું પણ તોડી શકાતુ નહિ. હવે તે જેઠીરાણાને દેશવટો મળ્યો ત્યારથી વાંસડા વન વન થયા છે ( રખડે છે ).

( ૩૨૦ )

ઓઢ્યા આવે અહુવાર, સરખે મોળિડે સાબદા;
વડ઼ા ગાળાનો અહુવાર, કરડી સાંઢે કાચબો.

અર્થ:—રાહમીરતું હલામણાતું એટલે લાડકું નામ કાચબો હતો તેનું સગપણ એક સરખા રાજ્યકર્તાની ખુબસુરત કુંવરી સાથે થયું હતું કાચબો પણ ઘણી ખુબસુરતી ધરાવનો હતો કુંવરી સખી વૃંદ સાથે એક દિવસ મહેલ નજીકની બાગના હોજમાં જળક્રિડા કરવા લાગી. જળહોજમાં કાચબા નામનું જળચર પ્રાણી હતુ તે સખીઓની દ્રાષ્ટએ પડયું અને મશ્કરી અર્થે કુંવરીને કહેવા લાગી કે બહેન, બહેન જુવો તો ખરાં આ કાચબો તમારા પતીનો પિત્રાઇ આપણા હોજમાં ભરાઈ બેઠો છે. અજ્ઞાન કુંવર એ કહ્યું કે શું આ કાચબો મારા પતી કાચબાનો પિત્રાઇ એટલે મારો પતિ કાચબો પણ આ કાચબાના જેવો અંગે રંગે હશે! સંખીઓએ મશ્કરીમાં

હા પાડી એટલે મનમા ક્ષીણ બની આવા કાચબાથી જનમારો કી રીતે જશે એમ સમજી એ કાચબાથી ન પરણવાને નિશ્ચય કરી બેઠી. વખત વહેતાં લગ્નનો સમય નજીક આવ્યો લગ્ન લખવાની તૈયારી થઇ પણ કુંવરીએ હઠ કરી કહ્યુ કે એ કાચબાથી નહિ પરણું, જો પરણાવવીજ હોય તો કોઈ અન્ય કુમાર સાથ પરણાવો. પીતાએ કુંવરીની હઠ મંજુર રાખી કાચબાથી સગપણ તોડી કુંવરીનું અન્ય રાજ્યના કુમાર સાથે સગપણ કર્યુ.

• કુંવરીએ સગપણ તોડી નાખવાથી કુમાર કાચબો અન્ય રાજ-કર્તાની કુંવરી સાથે વર્યાને લગ્ન થયા પોતાના રાજ્યમાંથી જાન જોડી તે કુંવરીને પરણવા નીકળ્યો રસ્તામાં આ છેડાયેલ કુંવરીનુ શહેર આવે ત્યાં જાનનાં માણસો વિશ્રાંતિ લેવા બાગને છાંવે બેઠા, બાગમા રહેતી કુંવરીએ જાણ્યુ કે કોઇ રાજ્યકુમારની જાન છે એમ સમજી સખીઓ સાથે તે ત્યા આવીને પૂછ્યુ કે કોની જાન? તો જવાબ મળ્યો કે કાચબાની એટલે કાચબો ક્યા એમ કાચબાને નજરે જોવા પ્રશ્ન કર્યો તો એક માણસે કહ્યુ કે આમાં કાચબો નથી પણ પેલી તરફથી જે ઘોડેસ્વારનું ટોળુ આવે છે તેમા સવાલખી સાંટપર બેઠો છે તેજ વરરાજા કાચબો. કુંવરીએ જોયો જોતાજ કું-વરીનું કાળજું ખશી ગયુ કેમકે જે દિવસ વિધી નવગે હતો ત્યારે પ્રેમ ઘડીએ ભુક્તેથી કાચબાનું કલેવર બનાવ્યુ હતું. એવામા કાચગો નજીક આવ્યો એટલે લોકની લાજ અને દેહનું ભાન ભુલી કુંવરી એકદમ કાચબાના પગમા પડી અને કાચબ જેવા વર સાથે લગ્ન ન કરવાને વિચાર કર્યો તેમા હુ ઠગાણી એ બાબતનો પશ્ચાતાપ કરી હવે લગ્ન કરી પતિ તરીકે સ્વિકારવા કાલાવાલા કરવા લાગી તે જોઇ

મશ્કરીમાં કાચબો બોલ્યો કે અમે તો જળના જીવડા એટલે અમારી સાથે પરણીને તમે શું કરશો? ત્યારે દયામણી બની કુંવરી બોલી કેઃ—

( ૩૨૧ )

તમે જળના જીવ, અમે મુવે સરજશું માછલી;
શોધશું તમારૂં શરીર, કેડન મુકું કાચબા.

અર્થઃ—ફીકર નહિ જો તમે જળના જીવ હશે તો અમે માછલી થઇને પણ તમારી સાથેજ રહેશું; માટે મારો સ્વિકાર કરો નહિ તો આત્મઘાત કરી હત્યા આપીશ. આમ શુભભાવ જોવાથી કાચબે તેનો સ્વિકાર તો કર્યો, પણ પ્રથમ પેલીને પરણ્યો અને વળતાં તે કુંવરીને પરણ્યો.

( ૩૨૨ )

કાચબ કંકુની લોળ, પગમાં પીરોજી મોજડી;
ઝબકયો ડુંગરની કોર, કરણું કરે કાચબો.

અર્થઃ—કાચબાને જોઈ ઓળખવાની હોંસે. પેલી નવયૌવનાં એ તેના માણસને પુછ્યું કે, મને કાચબો ઓળખાવ, ત્યારે તેણે તેણીને જણાવ્યું કે, કંકુ વરણો તો જેના શરિરનો કલર ( રંગ છે. ) શોભિના શ્રૃંગાર ધરી પગમાં પીરોજી મોજડી ( આ જાતના જોડા અમિર લોકોમાં વપરાતા=પહેરાતા હતા ) પહેરી છે અને પર્વતના અગ્ર ભાગમાંથી ઉગતો બાળ સૂર્ય જેમ પોતાની કિરણ પ્રભાને જગત પર પ્રસારે છે તેમ કાચબો પણ પોતાની સ્વરૂપ પ્રભા સાથી મંડળમાં પ્રસારતો દેખાય છે તેજ કાચબો છે.

આવુ કાચમાનુ સ્વરૂપ સાભળીને તથા જાન જોઇને તે નવ ગોનના કાચમા પ્રત્યે લોભાણી અને કોઈની વાત ઉપરથીજ આવો સુભાગી વર ત્યાગી દિધો તેને માટે પસ્તાવો કરવા લાગી આખરે તે ભુનને સુધારવા હિમત લાવી કાચના કને ગઈ અને ખુલ્લા શબ્દ થી બોની કે હે મચમા મે તારૂ માગુ તોડયુ તેના માટે ક્ષમા માગુ છુ અને મારો હાથ ગ્રહન કરવા આજીજી કરૂ છુ, કાચમાએ તે સાભળી મશ્કરીમાજ ઉત્તર આપો કે,

( ૩૨૩ )

અરે જળના જીવ, જળ વિણ હમથી રહેવાઇ નહિ;
મ્હારૂ નામ ના હમિર, કોડવી પાડયુ' તુ કાચબો.

અર્થ—હે નવગોનના ] ૃ તો કાચમો જળમાં રહી વેઠુનોજ આ હાર કરનારો એને મ્હારી સાથેના તમારો મ્બાર રીરી તે નજે અને સુખી બને ? વિશેશમાં હે બેખબર સુદરિ ! મ્હાર ખરૂ નામ તો રા હમિર છે અને મારા વડિલો મને ાચમાના લાડ ા નામથી બોલાવતા હતા

( ૩૨૪ )

ખીમન મોટી ખોટ, માણસને મરવા તણી;
બીજી લાખ કરોડ એના જેવી એકે નહી.

અર્થ—આ મોહમય સસારમા માણસને અનેક જાતના દુખ આવે જાય અને લાખો કરોડોનુ નુક્શાન થાય તોપણુ તેનુ દર ગુ જર થઇ શકે છે કેમકે "જીવતો નર ભદ્રા પામે છે" એ વાક્ય મન શાન્તી કરવાને મજબુત સાધન છે પરન્તુ ઘરમાથી માણસ જેવુ માણસ મરી જાય છે અને તેથી તેની જે ખોટ પડે છે તે

કાળે કરીને પણ પુરાતી નથી કે તેના વિયોગે પડેલો હૃદયમ. ઝખમ અનેક ઉપચારે પણ રૂઝાતો નથી.

( ૩૨૫ )

ખીમરા ખારોદેશ, મિઠાં બોલાં માનવી,

ઉઠીદે જવાબ, ખોટી મ કરો ખીમરા.

અર્થ:—હે ખીમરા ! તારા વગર અમને અમારો વેશ —ન આ દેશ સઘળું ખારૂ થયુ અર્થાત શુન્યકાર છે અને તે ખારાશમાં તારા મુખમાંથી નિકળતા કટ્ટર અમૃત મય મિઠાબોલો સંભળાવી. અમને શાન્તકર. નકામાં અમને દુઃખની ઘાણીમાં પીલ નહિ.

( ૩૨૬ )

વીશેદિના વદાડ અમે આઠે દિને આવશું.

રોશોમાં રાવલના ધણી ખારે આંસુંડે ખીમરા,

અર્થ:—ખીમરાની હકીકત એવી છે કે, ખંભાતના આહેર કુટુંબની પુત્રી લોડણી ખુબ સુરત અને કુવારિ હતી. તેણીને પોતાની જીંદગી કુંવારાપણાંમાંજ પુરી કરવાનો નિશ્ચય હતો અને તેથી પુરૂષનું મોઢુતો જોતી નહોતી પણ પુરૂષ નામે ચોખા, ઘઉ, મગ, અડદ કે બાજરા જેવા નર જાતી ગણાતા અનાજનો ખોરાક પણ નખાતી. લોડણીનો પીતા માતબર શ્રીમંત હતો. એટલે સાધન અને સગવડતાને લઇ લોડણી જાત્રા અર્થે સંઘ લઇને નિકળી. જાત્રામાં ફરતાં સંઘ સાથે પોતે છેવટ દ્વારિકાં જવા માટે ચાલી. દ્વારકાં જતાં રસ્તામાં રાવલ નામનું નાનું ગામ આવ્યું (આ ગામ હજુ બરડાની તળેટીમાં છે. તેમાં આહેરની વસ્તિ ઘણી છે. અને

ખીમરા લોડણીનુ જીવન ચરિત્ર લખવા માટે મે રાવલની મુલાકાત લીધી છે) આ ગામનો રાજા આહેર હતો કે જે ખીમરાનો વડીલ બન્ધુ હતો ખીમરો પ્રીન્સ તરિકે રહેતો ખીમરો ખુબ સૂરત અને ૧૬ વર્ષની વયનો હતો લોડણી પણ તેટલીજ વયની હતી અહીં કુદરત કૃતિના લિધે તે બને વચ્ચે દૈવિ પ્રેમ બંધાયો હતો ( આ પ્રેમનું સવિસ્તર બ્યાન કાઠીયાવાડી—ઝવાહીર ભાગ ( ૨ ) મા સર્વના જીવન ચરિત્ર સાથે આપવામા આવશે ) દ્વારકા જવા અર્થે લોડણીએ ખીમરા પાસે રજા માગી ત્યારે ખીમરો પ્રેમની ઝળઝળાએ બોલી ન શકયો પણ વિયોગ દશા શી રીતે વેઠાશે એનુ અનુમાન કરતા ખીમરાનુ હૃદય ભરાઇ ગયુ અને આખમાથી આસુ ખરવા લાગ્યા એ જોઇને લોડણીએ ઉપરના દુહાથી ખીમરાને જણાવ્યુ કે,

હે રાવલના રાજા ખીમરા ! તમે આમ તદન ના હિમત થઇ કેમ રહો છો ? દ્વારકાની જાત્રા પુરી કરી હુ આપને પુન ભીશ દિવસે આપી મળીશ એવો કરાર કરી જાઉ છુ પણ ખાત્રી રાખજો કે હુ માત્ર એકજ અઠવાડીયામા આપને અહીં અવશ્ય આવી મળીશ

( ૩૨૭ )

મારગ કાંઠે મસાણું, ઉજળાં દીસે આયરનાં,
મંગાવું આરસ પહાણ, ખાંભી ખોડાવું ખીમરા,

અર્થ —લોડણી દ્વારિકા તરફ ગઈ અને તેના વિયોગમાં ખીમરાએ હઠ લીધી કે, લોડણી આવીને ખવરાવે પીવરાવે તો

જ મારે ખાવું. પીવું નહિ તો હરામ છે. આવો પ્રેમ હઠ લઈ બેસ-વાથી ખીમરો ત્રણ દિવસ પછી મરણ શરણ થયો અને તેની ઉત્તર ક્રિયા પુરી થઈ બાદ આઠમે દિવસે લોડણી દ્વારીકાથી પાછી ફરી અને સાંભળ્યું કે ત્હારા વિયોગમાં ખીમરે પ્રાણ ત્યાગ કર્યો આવું જાણી જે ઠેકાણે ખીમરાને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો હતો તે ઠેકાણે જઈને લોડણીએ કેટલોક વિલાપ કર્યો અને ખીમરાની નિશા-ની તરીકે ત્યાં એક પથરની ખાંભી ઉભી કરાવી અને પછી પોતે તે ખાંભીમાં માથું પછાડી તરત મરણ શરણ થઈ ( છે આવો કોઈ ચાલુ જમાનામાં સ્નેહી વર્ગ !)

સાથે હવે જાતે દિલમે અમારા હૃદયની વાત અજાણ્યા કને ક્યા અને ક્યા માટે સમજાવા જઇએ ?

( ૩૨૯ )

જાણ્યું નાગું માણસો નાગ,ગારૂડને રૂંધી રહ્યા.
નીકળ્યો જાને જળ સાપ; મોખો ન રહ્યા નાગડા.

અર્થ—પ્રેમ વિભૂતિની અનહદ આજીજી થઇ છતા પણ નાગ પોતાની ઉદાસતા બતાવી શક્યો નહિ કે પછી તે વ્યક્તિને પ્રેમ ભાવે પ્રીય શબ્દોથી બોલાવી શક્યો નહિ એટલે છેવટે તે વ્યક્તિએ કહ્યું કે હે નાગા ! અમે જાણ્યુ હતુ કે જેના પર મણિ રહે છે તેવો તું જાતવત નાગ છે, અને પ્રતિકુળ સંજોગથી દુર રહ્યો છે પણ જ્યારે તારા પર મહેરબાની અને પ્રેમ રૂપ—મોરલીના રાગ ચાર થયા છતા પણ તું મુગ્ધ બની અંદરજ ભરાઈ રહ્યો ત્યારે તે ખાત્રી થાય છે કે તું શુધ નાગ નહિ પણ જળનો મણ ખાનાર માથા ગુ જળસાપ અર્થાત કમ તાકાતવાળ છો (મોરલીનો નાદ સાંભળતા નાગ ગમે ત્યા ભરાઇ બેઠા હોય તોપણ તે બહાર આવી સામો ડોલતા લાગે છે )

( ૩૩૦ )

કાળાં બચ્ચાં કોયલનાં, તેથી કાળો કાગ ?
કાળો ગોરીનો ચોટલો, કાળો મણીધર નાગ.

અર્થ:—શ્યામવર્ણી સુકંઠી કોકીલાના બચ્ચા કહેવાય છે તેનાથી અધીક શ્યામવર્ણ કુવર્ણી કાગડા કહેવાય છે; કાગડાથી

અધીક શ્યામ વર્ણ સુઘડ સુંદરીની વેણી કહેવાય છે અને વેણીથી અધીક શ્યામતા હળાહળ ઝેરથી ભરેલા મણીધર નાગના રૂપમા છે.

( ૩૩૧ )

ધરતીમાં ધુંધણ દીયે, માથે મણ મેલાય,

ડસે તો ડગના ભરીયે, કાળો નાગ કહેવાય.

અર્થ—પૃથ્વિની અંદર પોતાના દગ્મા ભરાઇ ગ્યો હોય, ત્યારે પણ મણીધર નાગ પોતાના શ્વાસોશ્વાસની પ્રબળતાએ નજી કનો પ્રદેશ ફુંફારાથી ગજાવી મુકે છે અને જ્યારે તે ક્રોધથી ડસે છે ત્યારે તેનું ડસેલું પ્રાણી એક પગલું પણ નહીં ભરતા તરતજ રામ ચરણ પામી જાય છે

( ૩૩૨ )

માણસ વગરનું મુલ, પર ઉર પારખ્યું નહીં,

સુકાય સઘળું સુર, દેયું કેને દેખાડીએ.

અર્થ—અંતર અનેક વેદનાથી છવાઇ ગયુ હોય અને તેથી શરીર કાન્તી ઝાખી થાય તે સજ્જન વગર મુઢ શુ સમજી શકે કે તેની કાન્તી શાથી ઝાખ થઇ ગઇ છે ?

( ૩૩૩ )

રત વિણ રાન ફુળે નહી, માંગ્યા મળે ના મે,

સમયે ખટક વિશે બધું, જુગતે જડશે તે.

અર્થ—આંબ, જાંબ, લીંબુ, દ્રાક્ષ, નારંગી કે કેળ વીગેરે અનેક વનસ્પતિ પોતાની રત એટલે સમય આવ્યા વીના ફળ આપતી નથી ને વરસાદ પણ માણસની માંગણી પ્રમાણે વરસતો નથી, પણ તે બધું ધીમે ધીમે તેના ક્રમ પ્રમાણે વગર માંગ્યુ આવશે ને પાછું જશે.

મતલબકે દુઃખી દશા જોઈ કેટલાંક માણસો કાયર થઇ પોકાર કરે છે, કે હે માલીક! આ દુઃખથી મુક્ત કર; પણ તેમ કર્યાથી કાંઈ વળતું નથી. એ તો જ્યાં સુધી દુખ ભોગવવાનું નીર્માણ થયું છે ત્યા સુધી ભોગવતાં પાછું સુખ આવશે.

( ૩૩૪ )

ધીંગા વાગે ઢોલ, આવી મળે અનેક જન;

ધીંગા મચે ધમરોળ, કોઇ નાવે આંગણે.

અર્થ—ઇનસાનની ચહડતી દશા હોય ત્યારે વગર બોલાવ્યાં અનેક માણસો રાતને દિવસ આવે જાય છે અને વગર ચીંધ્યા ખિજમત કરી ખુશી રાખવા ઉત્સુક રહે છે, પણ પ્રાલબ્ધની પ્રમળતાએ જ્યારે પડતી દશા થાય છે, ત્યારે એ સઘળા માણસો કે, જે પ્રતીદિન ખજિમત કરવામાં રહેતા તે દુર ખશી જાય છે એટલુંજ નહી, પણ કાર્ય નીમીતે તેને આમંત્રણ કરવામાં આવે તોપણ તે ઘર આગળ આવતાં મોંઘાં બને છે.

મતલબ કે સહુ વખતને માને છે માટે કોઇ પણ ઇનસાને હુંપદ નહી લાવતાં સદાય નમ્રપણે વર્તવું એજ જીવન સાફલ્ય છે.

( ૩૩૫ )

**ખીસે ખુટયા ખુરદા, વગે બવાળો ઘેર;**

**નિરાધાર નર નિર્મળો, નહી માંગણને મેર.**

અર્થ—નિરાધાર સ્થીતી, ધરમા ખરચ પુરતું અને તેમા પણ વળી અવનના ગ્નાતી રીવાજમા કરવા જેવાં ખરચીવાં કાર્યનું આવાગમન, ઘર ખાલી, વ્યવહારમાં આબરૂદાર, આવક ટુંકી, જાવક વિશેષ કમાણી કરનાર એક, અને ખાનાર દસ, નીતિ વિરૂધના પૈસાપર સદાય અભાવે, આવા સમયમાં માગનારની ઉતાવળ થાય તો તે નરની મનોવૃત્તી કેટલા પ્રમાણમાં ગુંચવાઈ પડતી હશે ? એ બીના દરેક માણસે વીચારમાં લાવવા જેવી છે ને એવે વખતે માનવ ધર્મ પ્રમાણે જે કાઈ મદદ કરવાનું સુજે તે મદદ કરવામાં માલીક રાજી રહે છે

( ૩૩૬ )

**નેત્રમ બારિયાણી તથા ગોલણવાળાના દુહા.**

આ પ્રેમ વ્યક્તિના જીવન ચરિત્રો બીજા ભાગમાં બધાંની સાથે સવિસ્તર આપવામા આવશે પરન્તુ વાંચકની સમજ અર્થે આ સ્થળે ટુંકમાજ જણાવવાનુ કે

ભાવનગર તાબાના ગામ તળાજામાં અગાઉ ગોલણવાળા નામનો કાઠી હતો. આ ગોલણવાળાને તળાજાના રહીશ બારૈયા જાતના રજપુતની કન્યા નેત્રમની સાથે પ્રીતી હતી. નેત્રમ ખુબ સુરત પણ કુંવારી હતી. ગોલણવાળા સાથેની નેત્રમની પ્રીતી ખાનગી હતી. અને

નેત્રમની ખુબ સુરતી ઉપર મોહીત થઇ દેશાવરોના રાજા ધિરાજના રાજ્યગેર સગપણ કરવા આવેતા પણ ગોનણુવાળાની સાથે અથાગ પ્રીતી લાગવાથી નેત્રમ વર્ગાનો વિચાર બનાવતી નહી છેવટે નેત્રમના વિચાર શિવાય તેના બાપે નેત્રમના કોઇ મારવાડી રાજા સાથે ઘડીયાં લગન કરી દેવાની ગોઠવણ કરી વરને તેડાવ્યો જાન આવી ને નેત્રમને પરણી મારવાડી રાજા ચાલતો થયો આ વખતે ગોલણુવાળાની તલાજામા ગેર હાજરી હતી નેત્રમ પોતાને સાસરે સિધાવી તે પછી ગોલણુવાળો આવ્યો અને નેત્રમ પરણી મારવાડ ગઇ એવુ સાંભળી પોતે પોતાના પદરેક સાથીને લઈ નેત્રમના સાસરે ગયો અને નદી કીનારો કે જે કીનારે નેત્રમને રાણી તરીકે રહેવાનો મહેલ હતો ત્યાં ગોણુવાળે પોતાનો ઉતારો કર્યો અને નેત્રમ આવીને જમાડે તોજ જમવું એવી પ્રતીજ્ઞા કરી પોતે રાવટીમા સુતો એ ત્રણ દિવસ બાદ નેત્રમ પોતાના મહેલ નિચે નિગાહ કરે છે તો ગોનણુવાળાનો નિવમ નામનો ઘોડો બાધેલો જોયો એ ઉપરથી નેત્રમે અનુમાન કર્યુ કે આ પડાવ ગોલણુવાળાનો છે એમ ધારી રાતના ભોજનનો થાળ પીરસી વખત મેળવી પોતે હીરની ખાટલી વાટે મહેલમાથી નિચે ઉતરી ગોલણુવાળાની રાવટીમા આવી ગોનણુવાળો એ દિવસનો ભુખ્યો હઇ ભુખ્યા સાવજ માફક કાગા નીદરમા સુતો હતો. નેત્રમે તેને જગાડયો જાગતાજ ક્ષુધાથી ક્રોધાયમાન થઇને ગોલણુવાળો નેત્રમના ઉપર રોશ કરી તમચાથી ઘાવ કરવા ઉપર આવ્યો અને કહ્યુ કે ત્રણ દિવસથી હું તારા ગામના પાદરમા આવી ભુખે મરું છું છતા પણ તુ મને કેમ મળવા ન આવી આથી નેત્રમ પ્રીતીના પાસલામા બધાયાથી દિનપણે બોલી કે

( ૩૩૭ )

**પગ પાકયો પીડા ઘણી, ટળવળીયે કાળા;**

**ગોલણ તમારાં ગોત્રીજને, વારજો તમે વાળા.**

અર્થઃ—હું ત્રણ દિવસથી અહિ આવી છું. આવતાંજ મારા પગમાં વાળો નીકળ્યો છે. (વાળો એ એક જાતનું અત્યંત દુઃખદાયક દરદ છે) જેની વેદનામાં મુને કંઈ ભાન નથી. તો પણ શહેરનો દેખાવ જોવા અગાશીમાં આવી એવામાં મેં તમારા નીત્રમ ઘોડાને દેખ્યો. એ ઉપરથી આપનું આવાગમન થયું જાણી હું હાજર થઇ છું. આ જવાબ ઉપરથી ગોલણવાળાને દયા આવી બંનેએ પ્રેમથી ભોજન કર્યો. ગોણવાળાએ જવાની રજા માગી. નેત્રમે કહ્યું કે, હું તમારાથી વીખુટી નહિ રહી શકું. માટે રાજા (તેનો ભરથાર) ને કહી હું તમને મારા જનાનાની ડેલી ઉપર ચોકીદારોના જમાદારની જગ્યો અપાવી અહિજ રાખું. ગોલણવાળે હા પાડી, નેત્રમે તેને જમાદાર તરીકે રખાવ્યો. ગોલણવાળાનું પરિબળ વધ્યું. જાતે ગોલણવાળો મરદ હતો ને નેત્રમનો ધણી તેનાથી દબાતો પણ આખરે નેત્રમ તથા ગોલણવાળાને આડો વ્યવહાર છે એવું નેત્રમના ધણીએ તણ્યું ત્યારે તે ગુસ્સે થયો અને તેને દુર કરવા યુક્તિ ગોતનતાં તે જણાયું કે ગોલણવાળાને તેનો નિત્રમ ઘોડો એટલો બધો પ્રિય કે, પોતાના સિવાય તે કોઇને સ્વારી કરવા આપતો નથી. માટે તે ઘોડાની માગણી કરવી એમ ધારી ઘોડો અમુક મુદત સુધી સ્વારી કરવા આપો એવી માગણી કીધી. આ માગણીથી કંટાળી ગોલણવાળાને રીસ ચડીને એવું કહાવ્યું કે,

( ૩૩૮ )

**નીલમ નેત્રમની જોડ, આપણે સમતોલ સાટવીએ;**
**તમે વાળો રેવંતપર રાંગ અમે પદમણી લઇને પધારિયે.**

અર્થ.—હે રાજા ! તેં મારા નીલમ ઘોડા ઉપર સ્વારી કરવાની માગણી કીધી તે વાસ્તવિક છે, અને તેથી હું ખુલ્લી રીતે હવે મારા વિચાર જણાવું છું કે મારી પાસે જેવો નીલમ ઘોડો છે તેવીજ ત્હારે ત્યાં નેત્રમ નામની પદમણી સ્ત્રી છે. વળી તે નેત્રમ અને નીલમ બંને સરખીજ કીંમતના રત્ન છે. તારો મોહ નીલમ ઉપર છે તો મારો મોહ નેત્રમ ઉપર છે, માટે આપણે બંને સીંગ સાટા કરીએ મતલબ કે હું તમને ઘોડો આપું તો તમે મને તમારી સ્ત્રી આપો સાર માત્ર એજ કે અગાઉના વખતમા આવા બેધડક સાચું કહેનાર શુરવીર રત્નો આ ભારતભુમિના ઉપર પ્રગટ થતા અને તેથી ભારતના માન અને મહત્વ બરાબર દીપતા.

( ૩૩૯ )

ગોલણુ ગાની વાર, ચડયા વિણુ ચાલે નહિ,

\+ + + + + +

અર્થ:—મારવાડી રાજાનાજ પ્રયાસથી વગર હથીયારે કાળ સ્વરૂપ સિંહ કે જે ગાય આદી પશુઓનું વારવાર નુકશાન કરતો હતો તેને મારવાનું બિડું ગોલણવાળે જડપ્યું આ બિડુ ગોલણવાળાને અપાવવા રાજાની એ નેમ હતી એક એકે, જે ગોલણવાને સિંહ ઠાર કરશે તો તેના જેવો શુરવિર કે જે નેત્રમના પ્રબંધમાં બદનામી અપાવે છે તે બાપુના માટે નાબુદ થશે અને બીજી

તો જો કદાચ તેના હાથથી સિંહ ઠાર થશે તો સિંહનો ત્રાસ લોકો પરથી સદા નાબુદ થશે. ગોલણવાળાએ વગર હથિયારે સિંહને મારવા નું બિડું જડપ્યુ તે બિના જાણી તેની વિરવટપર આફરીન બની નેત્રમે આ દુહો તેને શાહબાશીથી કહયો છે. પણ આ દુહો તથા નિચેનો દુહો ( ૩૪૦ ) દુહા પહેલાનો છે.

( ૩૪૦ )

તડિયા ઉત્તારે તડ, એને વણુ તડ ઉતારીશ નહીં;
એની જાળ્યથી કરજે જતન, ગોલણ મ્હારે ઘરેણુ છે.

અર્થ—સિંહના રહેઠાણ તરફ ગોલવણવાળો તડીયા ( ખાતમિદાર ) ને સાથે લઇ નિકળ્યો તે તકે નેત્રમે ગોલવણવાળાનાં રક્ષણાર્થે એવી ચાહના મનમાં રાખતી હતી ( આ વખતે નેત્રમ મહેલની બારીમાંથી તે સર્વ દેખતી હતી ) કે તડિયા ગોલણવાળાને લેશ પણ તકલીફ યા તો તેના જીવનને જોખો ન પહોંચે તેવા તડ (ઉચી નીચી ટેકરીવાળી જમીન ) ની સંભાળ રાખીનેજ લઈ જજે અને સિંહ સાથેનાં યુદ્ધ વખતે પણ નજીકમાં રહી તેનું પુરૂં રક્ષણ કરજે કારણ કે આ સંસારમાં ગોલવણવાળાનું હયાત નાગ મને એક ઘરેણા સમાન શોભાવાળું અને કિમતી છે.

---

જુનાગઢના રાજા રાહમંડળિકે કાઠિયાવાડમાં આવેલા મોણીયા ગામની રહેનાર નાગબાઇ નામની ચારણીયાણીની ખુબસુરતિપર આફરીન બની અયોગ્ય માગણી કરી અને તેથી તેણીના શ્રાપનો તે ભોગ થઇ પડયો હતો અને તે શ્રાપ નિચે પ્રમાણે હતો.

( ૩૪૬ )

ગઢ ગરવાનાં ગજ, સતાપી ચારણ માણીશ નહીં;
કોઢ કાયાયે આજ, ખુબ સભારીશ માંડળીક.

અર્થ—હે નાજા હુ ત્હારી પ્રજાની પુત્રી ગણાઉ અને તુ પ્રજાનો પીતા ગણાય એ શ્રેણી અનવય હુ તો ત્હારા પુત્રની પુત્રી ગણાઉં છતા તે વિચાર બાજુપર મુકી તુ કામનધ બની હુ પરનારીને સતાપે છે તો હુ ત્હને શ્રાપ આપુ છુ કે જુનાગઢનુ રાજ્ય ત્હારા હાથમાથી ત્હારી હયાતિમાજ ખુચાઇ જશે, અને પરિણામે તુ ભિખારીની દશામા રખડી ખેહના દુ ખી દરદમાજ અતરીયાળ મરણને શરણુ થઇશ કે જે વખતે ત્હારી ઉત્તર ક્રિયા કરનાર પણ ત્હારૂ સ્વજન સ્નેહિ ત્હારી સમિપ નહિ હોય આ શ્રાપ આપ્યા પછી ઉત્તરોત્તર વર્ષ અને વખત વિતતા નાહમડળિક પદભ્રષ્ટ થયો શરિરે કોઢ નિકળ્યો અને આપત્તિની વ્યાદ્ધિમા વેગળો ને આખરે ભટક્તી દશામા ભાયાણી બગસરાના પાદરમા શાન્તન નદિના કિનારાપર મૃત્યુ વશ થયો અત્યારે પણ રાહના પાવળીયા તરીકે એક પથ્થરની ખાભી તેની નિશાની તરિકે બગસરાના પાદરમા હ્યાત ઉભી છે જેને તપાસતા તે ખડન થયેલી છે અને તેમા કઇ પણ શિના લેખનું ચિન્ન જણાતુ નથી

···· ( બનેના જીવન ચરિત્રો બીજા ભાગમા આવશે )

અર્થ:—કોઇએક ગ્રહસ્થ પરદેશ ગયો અને તેના વિયોગનો વિસામો પાડવા તેની સ્ત્રી બીન નામનું વાજીંત્ર વગાડી પતિનો વિયોગ વિતાવે છે. રાત્રીના વખતે તે સ્ત્રી આંગણા આગળ એકલી બેસીને બીન બજાવતા. કે જે બીનનો સ્વર સાંભળી કસ્તુરિઓ મૃગ ચારો ચરવા જતાં ત્યાં આવી ચડયો. મૃગને બીન વાજાના નાદનો ઘણો શોખ હોય છે. અને તે દરરોજ તે પ્રમાણે બીન સાંભળવા પેલી સ્ત્રી પાસે બેસતો. બીન નાદની ધુનમાંમગ્ન પુરો આનંદ બની જતો ત્યારે તેની નાભિમાંથી કસ્તુરિનો દુરો ( ગોટી ) તેની મેળે ખરી જતો. ને સાંજે જ્યારે તે પોતાની જગ્યોએ ચાલ્યો જતો ત્યારે તે સ્ત્રી તે કસ્તુરિના દુટાને લઈ પેટીમાં ભરતી. આ પ્રમાણે ઘણી મુદત સુધી તે મૃગ સાંભળવા આવતો અને તેથી પેલી સ્ત્રીએ ઘણી કસ્તુરિના દુટા મૃગ પાસેથી મેળવ્યા. બાદ સ્ત્રીનો પતિ ઘેર આવ્યો પતિના પધારવાથી પહેલી સ્ત્રી દરરોજના ટાઇમ (વખત) સર બીન બજાવવાના કામમાં મોડી થઇ અને બીનના અવાજનો વ્યસની મૃગ વખતસરઆવી અવાજની આશામાં ઉત્સાહી થઇ. રાહ જોતો બેશી રહ્યો. મોડી રાત્રે પતિ નિદ્રાવશ થયા બાદ સ્ત્રીને મૃગ હાજરીની યાદ આવી જોતાં મૃગ બેઠેલો જોયો, આશા ભર્યા આત્માને ( મૃગને ) ના ઉમેદ નહીં કરવાની મરી. સ્ત્રી બીન બજાવા લાગી મૃગ અવાજ આનંદમાં ડોલવા લાગ્યો. વખત જતાં બીનનો અવાજ કાને પડતાં પતિ ઉંઘમાંથી જાગ્રત થયો. જાગતાં પોતાની સ્ત્રીને બીન બજાવતાં અને સમીપે કોઇ ઓળાને જતાં ઘણી મુદતથી વિખુટો થયેલ પતિ સ્ત્રીની ચાલ માટે વ્હેમાયો. અને છુપી રીતે દ્વારના ઓથે ચિકીત્સા જોવા ઉભો રહયો. પરિણામે કસ્તુરિ મૃગને ઓળખી વ્હેમને દુર કરી

તેની પાસેથી ઉત્તમ કસ્તુરિ ખુચવી લેવાની લાલચે મૃગનો શિકાર કરવાને મક્કમ બન્યો અને તેથી સ્ત્રી, તથા મૃગથી છાનો મકાનમાથી તિરકામઠુ લઈ મૃગને વિંધી નાખ્યો મૃગે પ્રાણ છોડતા ચિસ નાખી ચિસની ભયાનકતાથી સ્ત્રીના હાથમાથી બીન પડી ફુટી ગયુ, તારે તુટી ગયા. આનદી અને નિર્દોષ મૃગનો પતિનાજ હાથે ઘાત થયો જાણી તેવુ પાપી કામ શા માટે કર્યું ? તેવા સ્ત્રીના જવાબમા પતિએ જણાવ્યુ કે કેવળ અમુલ્ય કસ્તુરિનાજ માટે આથી સ્ત્રીએ મૃગ પાસેથી મેળવેલ પેટી ( બોક્ષ ) ભરેલ કસ્તુરિ પતિને બતાવી મૃગ જેના જાનવરના લામી મુદતના સહવાસના સ્નેહ પ્રભાવે ઉપરનો દુહો બોલી સ્ત્રીએ મૃગ પાછળ પોતાના પ્રાણ છોડયા ( આવા સ્નેહ સામ્રાજને ખરેખર ધન્યવાદ ઘટે છે. )

( ૩૪૩ )

કેઇક રાવ રમી ગયા, કંઇક ગયા નિરાશ;
ધન્તિ રાજા નામની, કોઇની ન પુગી આશ.

અર્થ—આ દષ્ટે દેખાતી દગાખોર દુનિયાના હાકેમ બનના અને સ્વગ સુરવિરોનાજ લોહી પીવાને પ્યાસી પૃથ્વીના, પતિ તરિકે થ વાની આશામા અને તેમ થવામાજ પોતાની પુરૂષપણાની મહત્તા માની બેઠેના એકથી અનેક પુરૂષોએ અસખ્ય વખત પોતાની દુહાઇ દેશના એક છેડાથી ફેરવી આખરે ઉઘાડી મુઠીએ ચાલ્યા ગયા. અને કોઇ તેવી આશાના અભાવે ઝુરી ઝુરીને ચાલ્યા ગયા મતલબ કે જેના મોટા સર્વને અતે કુચ કરી ઇચ્છા નહી હતી છતા પણ નિર ઉપાયે ચાલ્યા જવુ પડ્યુ, અને પૃથ્વી, અને

મહારાજ્યપદ જેવું ને તેવુજ પડી રહ્યું પણ તેની સાથે તલભાર પણ તેમાથી લઇ ગયુ નહીં અને ભવિષ્યમા જે કોઇ તેનો દાવો કરી તેનો ભોગવગ કરશે તેની સાથે પણ પરિણામે જવાનું નથી ને નકામા તેની આશાના સાધનમા અસખ્ય મનુષ્યોના લોહી રેડાવાનુ નિમિત્ત લેવાશે એવી એ નઠારી વસ્તુ અન્યની નવી પણ ( राम रामेती मनोरमे ) એવા શ્રી રામ ( ખનકના પેટ કરનાર ) નીજ છે તે કોઇની નથી થવાની તે નથીજ થવાની

## ( ૩૪૪ )

માખી મંકોડા મુરખ નર, મધલાળે મરંત;
ભમરો ભોગીજન સુઘડનર, વાસના લઇ દુર ખસંત.

અર્થ—સમા, પૃથ્વી, અને મહાનન્દ પદ આદિ આ ભવ સુન્ન સાગરની માફક પણ અજ્ઞાન દ્રષ્ટિમા મહતામાનમા ગણાતી અનેક એવી સુખ વૈભવની અખડ ધારા પ્રત્યે અજ્ઞાની પુરુષોના મન સતત ચોટી રહે છે અને ન ધારેલી નકે તે અજ્ઞાન- કાળના પજામા સપડાય છે, સનનમ કે મધની મીઠી લાળની આશામા માખી અને મંકોડા વળગી રહે છે તો તે મરણને શરણ તેમાજ થાય છે તેમ અજ્ઞાની પણ તેજ આશામા પોતાનુ કિમતી જીવન માફક સુખ મેળવવાની કાળજી તુરત મહેનતમાજ પૂરું કરે છે પણ ભમરોને સર્પ જેમ અમુક ચીજ ચાખીને તુરત તેનાથી દુર થાય છે તેમ સુઘડનર ( સત પુરુષો ) પણ માફક પ્રત્યે લોભાઇ તેનું સ્વરૂપ અને ગુણ દોષ જાણી જોઇ તેનાથી દુર ખસે છે

( ૩૪૫ )

જુગતે જોયા જગતનુ, બીમે ગુણુ ખાર;
ખાર ઝર છે નહી મગું, કહેતાં નાવે પાર.

અર્થ—આ મોહકમય જગતની કઇ વ્યક્તિમાં સુખ છે એ જોવા માટે જગતની દરેક વ્યક્તિ ખુદ જાતેથી અને કેટનીએક અન્યના ઉપરથી ધડો લઇ જોઇ જાણ્યુ઼ો એવી એકે વ્યક્તિ સુખ અને શાન્તીવાળી ન દિઠી પણ દરેક દરેક આધિ વ્યાધિ અને ઉપાધિથી ભરેલી છે પણ મનુ ૧ જીવનની કસોટી કરવા માટેજ માયાની પડના ગોપ્ટથી તે ઉપરથી મોહક દિસે છે મતલબ કે આ મીઠું મનાતુ જગત તે માત ઉપરથીજ મીઠું છે પરતુ તેના અદરનું સ્વરૂપ કેવળ ખારૂ ( દુખમય ) છે એ અનુભવ સિદ્ધ વાત છે,

( ૩૪૬ )

વ્હાલા વ્હાગે ઘા, વારમ કરતુ વિકલા;
ખીમા ને ઉગ્યા, અનહદ આવે દુઃખના.

અર્થ—અજ્ઞાની ગની આ જગતના મિથ્યા પણ ઉપરથી મોહક દેખાતા સુખ ભોગવવાની લાલચમા સ્વચ્છ થયો બની અનેક જાતની પ્રવર્તિમા આપના માર્ગને ઢાયર થઇ નરો છતા એ મિથ્યા મનાતા મોહક સુખ પણ મને મળ્યા નહી તે નરામાંમારી સર્વે શુધ્ધિ શક્તિને ચાક લાગ્યો છે એટલે હવે તે મિથ્યા મનાતા મોહક સુખની પ્રવર્તિ કુવામાથી પાછુ કરવા જેટની મને શુધ્ધ રહી નથી ને ઙ

કેવળ મુંઝાઇ ગયો અને પરિણામે પસ્તાયો કે જે પસ્તાવાનો આગાધ મારા અંતરમાં એવો તો ઉંડો બેસી ગયો છે કે હુ તે ત્રણ કાળે પણ વિસરી શકું તેમ નથી માટે હે હરિ હવે દયા કર અને હું ભુલા પડેલાને ત્હારી ભક્તિરૂપ સિધા અને ભય રહિત માર્ગે ચડવાની પ્રેરણા કર.

( ૩૪૭ )

ખીમાને નહીં ધીર, માગે ત્હારી સ્હાયતા;
બેલપ આપો વિર, વ્હાલા વાર ન કર હવે.

અર્થઃ—સંસારી દુઃખનાં આવરણના ઝપાટાના આગાધથી મારી મતિ અને ગતિ તદન વિકળ ( ઘેલી ) થઈ ગઇ છે અને તેથીજ શુધ્ધ સાન ભાન થવા માટે હે પ્રભુ ! હવે હું તારી મદદ માગું છું. કારણ કે આ પ્રપંચી જગતમાં ભુલાં પડેલાંને સત્ય રાહ બતાવે તેવા સજ્જન ( સંત ) હોય છે એમ મનાય છે- પરન્તુ મેં તે હોંશે તેવા ઘણા ( સંત ) નો આશ્રો લીધો તો તેમને એવાતો જણાયા કે તેનાં હૃદય કેમ જાણે જગતનાં સર્વ પ્રપંચની મોટી ખાણ હોય. તેમ જણાયાં માટે હવે તો તુંજ મ્હારી વ્હાર કરેતો મારૂં શ્રેય થશે નહીં તો અજ્ઞાનતાના પ્રભાવે મ્હારૂં અત્યાર સુધીનું કિમતી જીવન તદન બરબાદ થયું છે અને હવે જે કંઇ અલ્પ રહ્યું છે તેને કાળરૂપી સર્પ ગળતો જાય છે.

( ૩૪૮ )

અરજ ઉરમાં ધાર, ગિરીજાના સ્વામિ હવે;
દુઃખ દરિયેથી તાર, વ્હાલા વ્હાણ થઇ મને.

અર્થ—હે ગિરીજા એવા પાવર્તિના પરમ આનંદમય પ્રાણુ-પતિ શ્રી " મહાદેવ " તમારૂ પાપ મોચનનામ ભજવાની મને પ્રેરણા કરો એટલે તે નામ આ દુખરૂપ દરિયાની પાર જવાને મને એક દોડીરૂપ દૈવિ સાધન બને અને ભવાટવીનો ફેરો ટળે

( ૩૪૯ )

વ્યાધિ વાદળ જાણુ, વરસે અનરાધાર આ;
પ્રલય કરે મુજ પ્રાણુ, ગીરધર થઇ ઉગાર તું.

અર્થ—અત્યાર સુધી અજ્ઞાનતામા જે જે વ્યકિતઓને હું સુખ રૂપ માનતો હતો તે સર્વ વ્યક્તિઓ ત્હારા શરણુના સત્ય પ્રતાપે કેવળ વ્યાધિથીજ ભરેલી મને અત્યારે દેખાય છે અને તે કેમ જાણે આકાશના મેઘ સમાન માથાપર ફુલી મુશળધારાથી વર્ષી મને પ્રલય ( નાશ ) કરવાને સાવધ બની હોય એમ દેખાય છે તો હે શણુ ! ગોકુળને ઇંદ્રના કોપથી બચાવા શ્રી કૃષ્નચદ્રે જેમ ગોવર્ધન પર્વત તોળીને તેના આશ્રા નિચે ગોકુળનો બચાવ કર્યો તેવી રીતે તુ ત્હારા ઉદાર શરણુના આશ્રાએ એ વ્યાધિથી મ્હારૂ રક્ષણ કરી મને બચાવ

( ૩૫૦ )

લાગી દુઃખની લાય, ઓલાયે નહીં ઉરમાં;
સુખ કુંપળ લય થાય, વ્હાલા કયાં વદવું હવે.

અર્થ—હે કૃપાનિધિ શકર ! આ સસારની દુખરૂપ લ્હાય ( અગન ) મ્હારા અતરમાં એવા તો જોરમાં પ્રગટાઇ છે કે મ્હારૂં સત્ય સુખ ( ત્હારી ભક્તિ ઓળખતું ભાન ) મય નાજુક, અમુલ્ય, હૃદયનું કુમળું ઝાડ ભસ્મ ( ભુલાઇ વિસરાવા આ દગાખોર

દુનિયામાં ક્યાંય પણ મદદ મળે તેમ નથી માટે નિરાધાર જાણી તું મારી વ્હારે આવ અને મને બચાવ.

( ૩૫૧ )

ઉડ્યા વૈભવ આજ; ધન ઉડ્યું થઇ દિનતા;
હવે ઉડેશે લાજ, ખીમા કુળ મરજાદની.

અર્થ.—હે ત્રીપુરારી! જગતે માનેલા વૈભવ તે પણ મ્હારી પાસેથી તદ્દન નષ્ટ થઈ ગયા છે એટલે કે મ્હારી પાસેથી જગતના વૈભવો પણ ખુંચવાઇ ગયા છે તેમજ વ્યવહારમાં ગહના રૂપ મનાયેલું અને જેના વડીયેજ વ્યવહારની શોભા દેખાય છે તેવું દ્રવ્ય પણ મ્હારી પાસેથી હરાઇ ગયું છે મતલબ કે હું દ્રવ્યથી પણ બે નસિબ રહ્યો છું તો ગૃહસ્થાશ્રમ ચલાવવાને વ્યવહારમાં વૈભવ તથા દ્રવ્ય રૂપી મજબુત અને કિમતી ગણાતાં બે સાધનોથી હું કેવળ રહિત છુ તો તેના અભાવે હવે મારા કુળગૌરવની લાજ પાખંડી અને ઇર્ષાળુ વ્યવહારમાં શી રીતે યશસ્વિ થશે? એવો મને સંતત ભય રહે છે.

( ૩૫૨ )

દ્રવ્ય ઉડયુ ભલે ભાખીયે, વૈભવ ઉડ્યા ભલે;
ઉડ્યે લાજ ના રાખીયે, ખીમા ઘટમાં પ્રાણ.

અર્થ:—ગૃહસ્થાશ્રમીને વ્યવહારની શ્રેષ્ટતામાં પહોંચાડવાના સાધનમાં કિમતી ગણાતાં વૈભવ, તથા દ્રવ્ય એ બંને વસ્તુનો મને ભલે સદાને માટે વસવાટ રહે તેની ફીકર કે પરવા નથી પણ એ બંને સાધન વડીયેજ વ્યવહારમાં જે કુળની આબરૂ ટકી રહેતી

હોય એ વાત ખાત્રી પુર્વક હોય તો પછી તે બંને વગર કુળની આબરૂ બજનસ કોઈ રીતે રહેવાનીજ નથી અને આબરૂ ગયા પછી જીવનની આ સંસારમાં શું જરૂર છે. મતલબ કે સર્વ કરતાં મને ( પ્રાણીને=મનુષ્યને ) આબરૂ સાચવવાની ખુબ જરૂર છે. સબબ કે આ ચલિત જગતમાં પણ જેણે આબરૂ ન મેળવી તે કોઈ રીતે આબરૂ નહીં મેળવે મતલબ કે આ જગતજેવા ક્ષુદ્ર સ્થાનમાં જો માન ન મેળવી શકયો તો પછી પેલી દુનિયાં જેવા મહત્વના સ્થાનમાં તે શું મેળવી શકવાનો હતો?

( ૩૫૩ )

રાંકાથી પણ રાંક, ખડક મહીં ખીમો થયો;
ઓઢણુ અંગે ઢાંક, ગંગાધર ભોળા હવે.

અર્થઃ—પ્રાણીના પુર્વ અવતારની અનેક સત્ય કમાઇના પરિણામેજ મનુષ્યા જન્મ જેવો ઉત્તમ મહિમાવાળો અવતાર મળે છે અને તે મોક્ષ મેળવવાને અમુલ્ય સાધન છે. એટલે તે મનુષ્ય જન્મ પ્રાપ્ત થયા પછી જગતની માયિક વસ્તુ મેળવવાના લોભે પુર્વના સન કમાઇ તમામ ઘસડાઇ જાય છે. અને અંતે કેવળ તનહા ( પામર=સાધન રહિત ), ભીખારી થઈ જાય છે કે જેને સાચું જુઠું પારખવાની શકિતનો પણ લોપ થાય છે તો હે પ્રભુ! હે શંકર! હે ખુદા ! તું વધારે દયા ન બતાવતો

( ૩૫૪ )

ભવ સિંધુને માનવી, માને મનમાં સારો;
પણ પરિણામો પેખતાં, ખીમાને મન ખારો.

અર્થ:—આ મોહક જગતાબ્ધિને અજ્ઞાન પ્રબળતાએ પ્રાણીઓ સુખરૂપ માને છે પણ અનુભવ થતાં તેનું સુખ સ્વરૂપ જોતાં તે કેવળ દુઃખરૂપ છે. ( નાં. ૩૪૭ થી ૩૫૫ સુધીના દુહાઓનો કર્તા " ખીમો ;" ઉર્ફે કવિ ખીમજી વસનજી ભટ્ટ બગસરાવાળા છે કે જે આ "કાઠીયાવાડી ઝવાહીર"નું શોધન કરી તેને ભટ્ટાચાર્યના તખલ્લુસથી લખી જન સમાજની સેવામાં મુક્વાની અભિલાષા પ્રભુએ સફળ કરી છે. )

( ૩૫૫ )

જેની જોઇએ જોડ, જોતાં જેહુ જડે નહીં;
કાંઇક ખાપણને ખોડ, સાચું સોરઠીયો ભણે.

અર્થ:—કુળવાન, ગુણવાન, ધનવાન અને ખુબ સુરત ઉપરાંત યુવાન હોય, વૃત્તિ કેવળ પ્રભુ ભક્તિનીજ પ્યારી હોય એવા વર્તનવાળાના જેવો બીજો માણસ આ સંસારમાં શોધતાં ક્વચેજ મળે છે કેમકે તેમાં પેલાના જેવાં સર્વે વર્ણન કે ખુબ સુરતા હોતીજ નથી.

( ૩૫૬ )

પ્હેલાં પાયક થાય, જાણ જાણ પ્રત્યે જુજવાં;
નિશાય નાયક થાય, સાચું સોરઠીયો ભણે.

અર્થ:—કેવળ નોકરનીજ પદવિમાં રહી અસંખ્યની સેવા ચાકરી કરતાં કરતાં આખરે તે ઘણોજ અનુભવિ થાય છે અને તેથી

ઘણો ઘડાઇને તૈયાર થયેલો અનુભવિ માણસ ખરેખર ઇન્સાનના પર નાયકપણું (હુકમ ચલાવનાર) મેળવે છે

(૩૫૭)

આવતણાં એંધાણ, મળ્યામાં માઠી કરે;
એ શું પાથરે પ્રાણ, સાચું સોરઠીયો ભણે.

અર્થ —પ્રથમ મુલાકાતમાજ જેનું હેત, વૃતિ, અને, સ્વભાવ આદિ રહેણી કહેણી વ્યગ=મુર્ખના જેવી યા તો ઠગ ભરેલી જણાઇ આવે તેવાઓ કોઇ દિવસ અણિને વખતે આપણા પર આવતી જીવન મુશ્કેલી ઉતારી શકે નહિ પણ તેવે વખતે સદા નિરાળાજ રહે છે ને અ જાણ્યા માફક આનંદથી તમાસો જોયા કરે છે માટે સજ્જનો એ તેના નાદાનલક્ષણના ઇન્સાનથી કોઈ પણ પરિચયમા ઉતરવુંજ નહિં,

(૩૫૮)

ખેતર ખાયે વાડ, રખોલાં કોણ કરે;
વાગ્રું તેની ધાડ, સાચુ સોરઠીયો ભણે.

અર્થ —જે ક્ષેત્રમા અનાજ ઉગતું હોય તેજ અનાજ ક્ષેત્ર ખાઇ જતું હોય તો પછી તે અનાજના રક્ષણ અર્થે રખેવાળી કોણ કરી શકે છે ? જે પક્ષ બેલપ કરી શકે એવુ પ્રમાણ મુકત મનાયછે તેજ પક્ષ જો જોર જુલમ વાપરી લુંટી લે તો પછી બચાવ આ જગતમા કોણ કરી શકે છે ?

(૩૫૯)

બાંધવ દિધેલ બોલ, જે દી માંડવ મલપતો;
કરજે કાપડની કોર, જેહલને જુનાના ધણી.

અર્થઃ—જુનાગઢનો રાજા રાનોધણ જ્યારે બાળ રાજ હતો ત્યારે તેને મારી નાખવાની અનેક તજવીજ તેના પ્રતિ પક્ષિ તરફથી થઈ હતી. પરન્તુ તેજ વખતે એક રાજ્ય ભક્ત ચારણ કે જે જંગલમાં રહી પોતાના કુટુંબ સાથે ભેશું અને ગાયો ઉપરજ નિર્વાહ ચલાવતો હતો તેણે નવઘણને પોતાને ત્યાં છાનો રાખ્યો. પ્રતિપક્ષિને બાતમી મળતાં તેઓ ત્યાં આવી નવઘણ સોંપી દેવા ચારણને સંતાપવા માંડયા એટલે ચારણે કાયર થઇ નવઘણના બદલામા નવઘણની ઉમરના અને નવઘણના જેવોજ પોતાનો દિકરો આપી દીધો કે જે દિકરાને પેલા સેતાનોએ નવઘણ જાણી ચારણની નજરેજ કાપી નાખ્યો ને ચાલતા થયા. વખત જતાં પેલા સેતાનોએ જાણ્યુ કે ચારણે નવઘણના બદલે બીજો છોકરો આપ્યો અને તેથી ચારણ પર ક્રોધે ભરાઇ પાછા આવ્યા. પણ રાજભક્ત ચારણે બાળરાજ નવઘણના બચાવ અર્થે પોતાના બાકી રહેલા ૭ દીકરાઓ એક પછી એક સોંપ્યા અને તે સર્વેનો સેતાનોના હાથે ઘાત થતો જોઈ રહયો પણ અંતે નવઘણને નહીં સોંપ્યો. આ વખતે ચારણની એકની એક દિકરી જેહલ ( જાહલ ) ને ઘણું લાગી આવ્યું અને પોતાને સાત ભાઇ હતા છતાં નવઘણ ને બચાવવા ઘાત કરાવ્યો તો પછી સંસારમાં સારે નરસે અવસરે બ્હેનને ભાઈની જરૂર પડે ત્યારે ભાઇ તરીકે મ્હારી ગરજ કોણ સારશે એમ કહી પીતા ( ચારણ ) પાસે રડી પડી. આ ચિતાર જોઇ નવઘણની આખમાં આંસુ આવ્યાં અને જેહલને વચન આપ્યું કે પ્રાણના જોખમે પણ હું ત્હારા ભાઇની ગરજ સારી ત્હને સગી બ્હેન સમાન તથા ત્હારા પિતાને મ્હારા પ્રાણદાતા પિતા તરિકેજ સં-

સારમાં પાળવાને બંધાઉં છુ વખત જ્ના તે બાઇના લગ્ન સિંધ પ્રાતના વાસી ચારણ જોડે થયા અને તે બાઈ પોતાના ધણીના વતનમાં ગઈ વળાવતી વખતે નવઘણે તેણીને કમખો માગવા જણાવ્યુ પણ બુદ્ધીશાળી જેહલે કમખામા વચન માગી લીધું સિધ પ્રાતનો હાકેમ સધિ સુમરો જેહલના રૂપ ગુણ પર મોહાન્ધ બન્યો અને તેના સસુર પક્ષને પાયમાલ કરી છેવટ જેહલનુ શિયળ લુટના બળાત્કારની તૈયારી કરી આ વખતે જેહલે ભાઈની ગરજ પુરી પાડવા અને કમખા બદલ આપેલુ વચન પુરૂં પાડવાની તક આવી છે માટે તમારે અહીં આવી હાજરી આપવી એ મતલબે ઉપરનો દુહો લખી નવઘણને મોકલાવ્યો જેવાચતા રાજા નવઘણ પોતાનો આરામ ત્યાગીને તુરત સિંધમા આવ્યો અને સુમરાને હરાવી જેહલનુ શિયળ બચાવ્યુ ( છે કોઇ ચારણના જેવો આ જમાનામા રાજ્ય ભક્ત ? ) જેહલ નવઘણનું સંપુર્ણ ચરિત્ર બીજા ભાગમા આપનામાં આવશે )

( ૩૬૦ )

શરિ મિત્રો સો મળે, તાળિ મિત્ર અનેક;
જેમાં સુખ દુઃખ વાટીયે, તે લાખોમાં એક.

અર્થ—મિત્ર શબ્દ કેવળ બેજ અક્ષરનું નાનું નામ છે પણ તેની મહતાનો વિસ્તાર એટલો તો અધિક છે કે જે સાગરમા પણું સમાઇ શકે તેમ નથી પરન્તુ આજકાલના જમાનામા તે શબ્દની મહતા સમજનાર અને તે પ્રમાણે વર્તનાર લાખો બલકે કરોડોમા ભાગ્યેજ હશે

(૩૬૧)

પામિશ પત્રો પિપળા, નહીં તું થાજે નિરાશ;
મિત્ર જતાં મ્હારે થયો, પ્રૌઢ પાન ખર માસ.

અર્થ:—હે પીપળાના વૃક્ષ ! પાનખર ઋતુના અભાવે તું અત્યારે જો કે પાન વગરનો થઇ ગયો છે તે ખરૂં પરન્તુ તેથી ત્હારે મનમાં ખેદ કરવાનો નથી કેમકે પાનખર ઋતુ થોડા દિવસમાં વ્યતિત થશે એટલે પાછાં તને કુળાં (નવાં) પાન જેવાંને તેવાં પ્રાપ્ત થશે પરન્તુ પરમ સ્નેહી જતાં મ્હારે એવો તો પાનખર વખત આવ્યો કે પાછો ત્રણ કાળમાં પણ મને તેવો સ્નેહી પ્રાપ્ત થવાનોજ નથી.

(૩૬૨)

લાખો લડાવ્યાં લાડ, સુખ તે તો સ્વપ્ને ગયાં;
જાજાં દુઃખનાં ઝાડ, મને ફળવા લાગ્યાં ફારબસ.

અર્થ:—હે ફારબસ ! ત્હેં અત્યાર સુધીમાં મને અવનવાં અનેક લાડ લડાવી ખુબ સુખ આપ્યું એતું તો મને ત્હારા વિયોગમાં હવે સ્વપ્નું થયું અને અત્યારે ઘણા પ્રકારનો દુઃખી સંજોગ ઉદભવ્યો છે.

(૩૬૩)

નેણે વરસે નિર, જયારે સ્નેહી સાંભરે;
શી પેરે ધરિયે ધિર, ફરવું ઉદાસી ફારબસ.

અર્થ:—હે ફારબસ ! તું જ્યારે જ્યારે મને યાદ આવે છે ત્યારે ત્યારે મારી આંખોમાંથી ચોધાર ઉનાં આંસુ ખરે છે અને કે થે પણ શાન્તી વળતી નથી કે ધીરજ ધરી જતી નથી.

(૩૬૪)

પુછો ચાહી ચકોરને, પુછો જળચર કાય;
કાંતો પુછો કમળને, સ્નેહી વિના શું થાય.

અર્થઃ—હે જગત મ્હારા ઉપરના દુહાઓ વાંચી તમે મ્હારી કાયરતાની ઘડી ભર હાંસિ કરશો પરન્તુ તેવી હાંસિ કર્યા પહેલાં તમો બિન અનુભવિઓએ એજ કરવું કે સત્ય અને પરમ સ્નેહીના વિયોગે શું થાય છે તેની ખાત્રી માટે ચકોરને પુછવું કે ચંદ્ર વિના શું થાય છે, કમળને પુછવું કે સુર્ય વિના શું થાય છે. મચ્છને પુછવું કે પાણી વિનાં કેમ રહેવાય છે

(૩૬૫)

ત્હારા બોલ તણા, ભણકારા વાગે મને,
ઉપજે ઘાટ ઘણા, ફરિ ન દેખું ફારબસ.

અર્થઃ—હે ફારબસ! સ્વપ્નામાં સુતાં કે જાગતાં વખતો વખત ત્હારી વાણીના ભણકારા મને સ ભળ્યાજ કરે છે (યાદ આવ્યાજ કરે છે) પણ દ્રષ્ટિથી હું તને કોઇ રીતે જોવા પામતોજ નથી.

રબમે અનહદ મદદ આપી છે એટલુંજ નહિ પણ નામ. બ્રીટીશ ગવર્નમેન્ટના રેકડપર પણ તેઓ સાહેબે કવિશ્વરની ખ્યાતી જમાવવામાં એવી તો દિનજાન મહેનત આપી હતી કે, કવિશ્વરને ગવર્નમેન્ટ તરફથી કે સી એમ આઈના માનવંત ઇલ્કાબની નવા જેશ થઇ હતી વળી ગુજરાતી સ્કુલોમા શિખવવામા આવતી બુકસના ૧ થી ના ૭ સુધીમા કવિશ્વરની ઘણી કવિતાઓ દાખલ થઇ હતી કે જે કવિતાઓ અર્થ સુચક અને રૂચીને ઉપજાવનારી છે.

છેવટે મી. ફારબસ હિંદુસ્તાનમાથી વિલાયત ગયા અને ત્યાં તેઓનું મૃત્યુ થયુ આવા માઠા ખબર કવિશ્વરે સાંભળ્યા ત્યારેજ તેને ઘણું લાગી આવ્યું અને તેથીજ તેના વિયોગમા કવિશ્વરે એક ફારબસ વિરહની બુક લખી છે કે જે સાચા સ્નેહીઓને અવસ્ય અવલોકી સાર લેવા યોગ્ય છે.

મુળમા કવિશ્વરની વિદ્યા સજુકિત હતી અને તેમાં તેને વિદ્યાની કદર કરનાર વિદ્યા વિલાસી મી. ફારબસનો ધુનિધર આશ્રો મળ્યો એટલે તેની વિદ્યા જગ વિખ્યાત થઈ. મતલબ કે વિદ્યાને આગળ વધારનાર કોઈ મજબુત ભોમિયાની જરૂર રહે છે તે આ દાખલાથીજ સાબિત થાય છે (આ બિનાનું સવિસ્તર વર્ણન બીજા ભાગમાં આપવામાં આવશે.

( ૩૬૬ )

પડી ગરજ મન ઔર છે, સરી ગરજ મન ઓર;
ઉદેરાજ મન માનવતું, એકે ન રહે ઠોર.

અર્થ —અમિર કુટુબની એક સર્વાંગે સુંદર નવયોવનાને ઉદયરાજ નામના માણુસની સાથે પ્રસંગ પડયો. પ્રસંગમા તેણીને એક

કામ હતું અને તે કામ ઉદયરાજના હાથથીજ થાય એવું હતુ એ-ટલે તે સુંદરિ ચાહીને ઉદયરાજકને આરી કામનું રૂપાતર બતાવી ને કરી આપવા ઉદયરાજને કાલાવાલા કર્યા ઉપરાત પોતે એક અમિર કુટંબની છે એમ જણાવ્યુ. ઉદ્દયરાજ એક પત્નિ વ્રત પાળ-નારો હતો છતાં પણ તેની અમિરીની પરિક્ષા લેવા માટેજ તેણે કામના બદલામા તેણીના પ્યારની માગણી કરી આ માગણી અયો-ગ્ય છે એવુ પતિવૃત પાળનારી સુદરી સમજી ગઇ તોપણ ગરજાઉ માણસને જગતમાં શું શુ નિટબણા પડે છે તે તકાસવા તેણે તે શરત કબુલ કરી વખત જતા ઉદયરાજ તેનું કામ પુરં કરી આપી બદલામાં પ્યાર આપવાની કબુલત પુરી કરવા આગ્રહ કર્યો વચનથી બધાઈ ગયેલ સુંદરીએ રાત્રીના ૧૨ બજે પોતાના મ્હેલ પાછળની બારી નિચે આવવાનું જણાવ્યું ઉદ્દયરાજ બરાબર વખતસર રાત્રીના બાર બજે બારી નિચે આવીને ઉભો રહ્યો સ્રીએ જોયું તો ઉદયરાજની હાજરી બારી નિચે છે એટલે પોતે ધર્મ સંક ટમા આવી. આપેલા વચનની ખાતર તેણી પથારીમાથી ઉઠી જેવી ઉદ્દયરાજને મળવા તૈયાર થાય તેવીજ કુળની લાજ આડી ફરી તેને રોકી રાખે. એટલે પાછી તે પથારીમાં પડે, પણ ત્યાથી પાછી આ-પેલ વચનની પ્રબળતા તેને નિરાત કરી નહીં બેસવા દેતા પાછી ઉઠાડે. આમ પથારી (પલંગ) અને પ્રોળ (દરવાજા)ની વચ્ચે આવ-જાવ કરતાંજ પ્રભાત થયું અને ઉદ્દયરાજને મળી શકાયુ નહી. પ્ર-ભાત થતાં ઉદ્દયરાજ રાહ જોઇ ઘેર ગયો. સાંજે તેજ મકાન નિચે ફરતાં ફરતા આવી લાગ્યો. તો મહેલની બારીએ પેલી સુદરી તેને દેખાઇ કે તુરતજ ઉદ્દયરાજે તેને ઉપરનો દુહો કહી મેણુ માર્યું કે જ્યારે ગરજ હોય ત્યારે તો બોલી અને ચાલી કંઇક જુદી હોય છે

અને ગરજ પુરી થાય છે ત્યારે તે બોલી અને ચાલી તુરત પકડી છે એ મેં હે સુંદરિ ! ગઈ રાત્રીના ત્હારાજ દાખલાથી ખુબ અનુભવ્યું. આ સામળી સુંદરીએ ઉત્તર આપ્યો કે,

( ૩૬૭ )

બોલ વચન બેક ન દિયે, આડી ફરે કુળલાજ;
( એમ ) મોળ પલંગ બિચ ભટકતાં, ઉદેભયો ઉદેરાજ.

અર્થઃ—હે ઉદયરાજ ! તને મળવાનું આપેલ વચનતો • મને પરાણે ત્હારી સામેપ આવવા દબાણ કરી ઉશ્કેરતું હતું અને તેથી આવવા તૈયાર થઇ ચાલતી હતી પણ તેવામાં તો કુળની આબરૂ અચાનક આવી આડી ફરી મને ત્હમારી પાસે આવતાં અટકાવતી હતી આખી રાતીમાં પલંગ અને દરવાજાની વચે જતાં આવ કરવામાંજ રાત વિતાવી તેવામાં પ્રભાત થયું એટલે લાચાર છું. ઉદયરાજે જાણ્યું કે ખરેખર આ સ્ત્રી ખાનદાન છે એટલે તેને બ્હેન શબ્દથી સંબોધી તેને કમખા બદલ અમુક રકમ આપી ચાલતી પકડી ( ધન્ય છે તે સુંદરીને અને શાબાશ છે ઉદયરાજને )

( ૩૬૮ )

અમે પરદેશી પાન, વાને વિંટાળે આવીયાં;
ન દિધાં અમને માન, પાદરથી પાછાં વળ્યાં.

અર્થઃ—જ્યાં સ્નેહી નહી, સગું નહીં, વ્હાલું વ્હાલેશ્વરિ નહીં અને નાત જાતનું માણસ નહીં એવા અજાણ્યા દેશમાં એકાએક અમે અજબ દાણા પાણીના પ્રવાહના પરિબળે ઘસડાઇ આવ્યાં પણ અમને ત્યાં કોઇએ દિલોજાનથી આવકાર ન આપ્યો એટલે

તેની માણુસાઇની કમ આવડત પ્રત્યે ખેદ પામી સાનુકુળ સમય થતા અમે અમારા વતનમા પાછા આવ્યાં

( અજાણ્યો દેશ તે આ જગત, કર્મ તે વાયુ અને પાન તે જીવ )

( ૩૬૯ )

**તમેં વણકરને અમે વણા, જાતેય નેડા નહીં;**
**ગણુને રોઉ રેગણા, જાત ન પુછુ જોગીયા.**

અર્થ—સ્વપ્ને પણ નહી દિઠેલા તેવા અજાણ્યા સ્રી પુરૂષને અચાનક અ તરિયાળ કોઇ એક ઠેકાણે અરસપરસ મળવાનો સમય આવ્યો જેમા તે બ ને એકએકથી ચડે તેવા ખુબ સુરત ગુણજ્ઞ, અને સમાનવયના હોવાથી એક બીજાનો પ્યાર મેળવવા એક બીજાનાં મન આમન સામાન લોભાયા અને તેથી સામસામિ પ્યારની આપ લે કરવાની માગણી જાહેર કરી તે કબુની પ્યારની આપને થયા પહેલાજ કાળ પ્રભાની પ્રબળતાએ એકાદનુ મૃત્યુ થયુ અને તે તુરતમા તેમ થયુ જાણી આબાદ રહેતો પક્ષ મૃત્યુ પામેલ પર મરા ફી ટવા તૈયાર થયો તે વખતે પ્રાણ છોડવાની છેલી ઘડીએ તેણે ઉપરના ઉદ્ગાર કહ્યા છે

( ૩૭૦ )

**મેમાનું ને માન, દલ ભગીને દિધાં નહી;**
**એ મેડી નહીં મસાણ, સાચું સોરઠિયો ભણે.**

અર્થ—ગ્રહસ્થાશ્રમમાં વર્ત તો હોય ધનવાન ગણાતો હોય, બ ગલામા રહેતો હોય અને તેને ત્યાં જ્યારેકોઇ અતિથી (મીજમાન)

આવે ત્યારે તેની ગ્રહસ્થાશ્રના ધર્મ પ્રમાણે પ્રેમપૂર્વક આગતા સ્વાગતા નહીં કરતાં મિજાજમાં અને ધનમદમાં રહી " આવ્યા શે કે નાખો વખારે " એવું કરે તે તેના બંગલા તે બંગલા નહીં પણ મડાંને બાળવાનું મસાણ–સ્મશાન છે. એમ ગણવું.

( ૩૭૧ )

કરમાં પહેરે કડાં, કરપર કર કોઇ દિ કરે નહીં;
તે માનવ નહીં પણ મડાં, સાચું સોરઠીયો જાણે.

અર્થ:—દ્રવ્યવાન થયા પછી પોતે દ્રવ્યવાન છે એવું લોકોમાં ઓળખાવવા માટે કોટમાં સોનાની કંઠી કેડે સોના રૂપાના કંદોરા અને હાથમાં વેઢ વીંટી તથા કડાં પહેરે છે પરંતુ તે વેઢ વીંટી કે કડાં પહેરેલો હાથ પોતાની આગળ યાચના અર્થે અવરનો ધરાતો હાથ જોઇ તેના ઉપર મુકી જાણતો નથી અર્થાત્ દિનને કંઈ આપી શકતો નથી તો તે મનુષ્ય જીવતો છતાં મરેલોજ મનાય છે.

( ૩૭૨ )

પીપળ પાન ખરંતાં, હસતી કુપળીયાં;
અમ વિતી તમ વિતશે, ધિરો બાપડીયાં.

અર્થ:—પીપળાનાં પાનખર ઋતુમાં ખરતાં પાનની ખરાબ દશા થતી જોઈ પીપળાપર લાગેલાં તુરતનાં કુંપળિયાં તેની હાંસી કરવા લાગ્યાં જે જોઇને ખરતાં પાન પોતાના અનુભવથી તેને કહે છે કે હે નવાં પાન ! તમે મલકાઇ અમારી મશ્કરી કરો માં અને શાન્ત રહો કેમ કે જે દશા અત્યારે અમારી છે તેજ દશા કાળે કરીને તમારી પણ થવાની છે.

× × × આ દાખલાપરથી જે વૈભવિ, પામર થતા ઇન્સાનને જોઈ સુગધરે છે તેણે પણ સમજવાનુ છે અને સતન લક્ષમા રાખવાનુ છે કે, વૈભવિ છે તે વખત જતા પામર ગતિમા આવે છે મતલબ કે સસારમા વખતના ઉપર કોઇ માણસનુ કશુ નથી

( ૩૭૩ )

દિન ગણતાં માસ ગયા, વરસે આંતરિયાં;
સુરત ભુલી શાયબા, હારાં નામે વિસરીયાં,

અર્થ—આ અસાર સસારના સ્વાર્થી સગાઓને અજ્ઞાનપણાથી મ્હાગ મ્હન કરી આખુ જીવન તેના સુખાર્થે ગુમાવી બેસવાની મહાન ભુલ કરનાર મનુષ્યને માટે આ દાખલો બસ થશે કે, એક ગ્રહસ્થના મૃત્યુ વખતે તેની સ્ત્રીને વિધવાપણુ પ્રાપ્ત થતા તેને ઘણો ખેદ થયો પરન્તુ તે ખેદ મરણના દિવસ કરતા બીજે દિવસે ઓછો થાય છે અને એમ જેમ દિવસ ગત થતા જાય છે તેમ ખેદનુ દબાણ તદન ઓછુ થાય છે ને કેટલાક વખતપછી તો મરનારનો ચહેરો પણ કેવો હતો તેનો ધ્યાન વિસારે પડે છે અને છેવટ નામ પણ ભૂલી જવાય છે. ( વાહરે સસારના વ્હાલા વાહ ! )

( ૩૭૪ )

અમે કુકણ ને તમે કાગ, બેણીની ભેળપ નહી;
ઘડીકને ઘરવાસ, દાજવુ પડે દેગમશી,

અર્થ—( દેગમસીનો આ દુહો સ્યામાટે કહેવામા આવ્યો છે તે હકીકત સમજવા તેના જીવન ચરિત્રની ઘણી શોધ કરી છે પરન્તુ તે મળી શકયુ નથી તોપણ બીજા ભાગમા તે ઘણુ કરીને ગોતી ગોતાવી બની શકશે તો રજુ કરીશુ તોપણ કોઈ વાચકવૃંદને તેની

માહેતી હોય તો મહેરબાની કરી અમને તે મોકલવાથી અમે તેનો ઉપકાર માની શું. )

( ૩૭૫ )

તરૂવર તુંને પારખ્યું. પાન દેખીને પ્રકાશ;
જ્યારથી ત્હારૂં મોં કાળું થયું, ત્યારથી મુકીતી આશ.

અર્થઃ—આંબા વનનો નિવાસી શુક ( પોપટ ) કર્મગતિના પ્રભાવે કોઇ વખત ભૂલો પડી ગયો અને આંબા વનના બદલે દુરના અરણ્યમાં ખાખરાના વનમાં આવી ચડયો. રતુ ઉનાળાની હતી. અને તેથી ખાખરાનો રંગ કેશરના જેવો બની રહ્યો હતો મતલબ કે ઉનાળાની રતુ હોવાથી ખાખરાનાં પાન ખરી જઈ તેના પર કેસુડાં પુલ્યાં હતાં. પોપટે વિચાર કર્યો કે, આંબાના ઝાડને રૂપ રંગ વગરનાં પુલ ( મોર, આવે છે છતાં તેનાં ફળ ( કેરી ) અમૃત સમાન સ્વાદિષ્ટ નિવડે છે તો પછી આ પુષ્પની ખુબ સુરતી ઘણી છે અને તેથી તેના ફળ તો ખરેખર કોઇક અલૌકિક સ્વાદિષ્ટમય ગુણકારી હશે એમ ધારી આંબા વનની પુનઃ શોધ કરવાની ચિવટ વિસારી તેણે પોતાનું ત્યાંજ નિવાસ્થાન કર્યું અને ફળ પાકવાની રાહ જોતો રહ્યો. વખત જતાં કેશુડાં કરમાઇને ખરી પડવા લાગ્યાં અને તેના બદલે શ્યામ રંગનાં ગર્ભના ઇળ વગરનાં ફળ બેસવા લાગ્યાં અને તેમ કરતાં તો તે વધતાં વધતાં પરિપકવ થયાં. પોપટ તો ફળનો આકાર અને રંગ જોઇને અજાયબ થયો. તોપણ શાન્તી રાખી છેવટ સુધી ફળને પાકવા દઇ પછી તેનું પ્રાસન કરવા તેમાં ચાંચ મારી કે તુરતજ હળાહળ ઝેરમય સ્વાદનો અનુભવ મળ્યો અને આખરે નિરાશ થઇ આંબાવન તરફ ઉડી ગયો. આ ફળ તે પીતપાપડો હતો. ( વિચારતાં આ એક

જાતની અનુભવિએ ઉપજાવી કાઢેલી સંજ્ઞા છે કેમ કે પોપટમા દુહો બનાવી બોલવાની ગતિ ન માની શકાય તેવી છે . પરતુ લોકોને સમજાવવા માટેજ તે અનુભવિએ બતાવી આબા અને આખરાનો મુકાબલો કરાવી જન પોપટને બતાવી આપ્યું છે કે ઝેરી ફળમય આખરો કે જેનાં દેખાવમય પુષ્પપર મોહ પામી ઉત્તમમા ઉત્તમ આંબાનો આશ્રો પ્રાણાન્તે પણ નહીં છોડવો છતા કોઇ મુર્ખતાથી છોડશે તો પરિણામે તેને પેલા પોપટની માફક પસ્તાવુ થશે

( ૩૭૬ )

આનંદ કહે પરમાનંદને, માણસે માણસે ફેર;
એક લાખું દેતાં ના જડે, બીજું તાંબીયાનું તેર.

અર્થ—માણસમાં ગુણ હોય તે પ્રમાણેજ તેની ચાહના અને અભાવ થાય છે. મતલબ કે એક માણસને પોતાના સહવાસમા રાખવા સજ્જન પુરૂષો પણ મનમા અધિરા બની કદાચ તેના માટે લાખ રૂપીયા ખરચવાને પણ તૈયાર થાય છે જ્યારે બીજાના નઠારા=સ્વભાવ વર્તનના લીધે તેનો કોઇ પડછાયો પણ નથી લેતું.

× × જન સમાજમાં પ્રીય થવું કે નિંદક થવું તે કેવળ પોતાનાજ હાથમા છે મતલબ કે જેને પ્રીય થવું હોય તેણે હમેસ્યાં સજ્જનની સોબત કરવી અને નિંદક થવુ હોય તો તેણે હમેસ્યા દુર્જનની સોબત કરવી કારણ કે જેવી સોબત તેવી અસર અને તેવીજ પોતાની કિર્તિ.

(૩૭૭)

સોબત કરતાં સ્વાનની, બે બાજુનું દુ:ખ
ખીજ્યું કરડે પીંડીયે, રિજ્યું ચાટે મુખ.

અર્થ —દુર્જનની સોબતસ્હોબત તે કુતરા સાથેની દોસ્તિના જેવી દુ:ખ રૂપજ છે એટલે કે કુતરો જો ખીજે છે તો પગે કરડે છે અને રીઝે છે તો તેનું મલિન મુખ આપણા મોઢાને લગાડી ચાટવાને વ્હાલ કરે છે અને તે અપવિત્ર બનાવે છે.

( ૩૭૮ )

પાન પદારથ સુઘડનર, વણતોળે વેચાય;
જેમ જેમ ભુમિ પાલટે, મુલ ઘણેરાં થાય.

અર્થ —નાગરવેલના પાન, ઝવેરાત, સજ્જન અને ગુણીયલ પુરૂષ એ ત્રણે ચીજો વગર જોખ્યાથીજ મળે છે મતલબ કે તેનો તોલ પ્રમાણે ભાવ નથી પણ એકથી બીજે ને બીજેથી ત્રીજે એમ સ્થાન બદલો થાય છે તેમ તેમ તેની કીંમત કરનાર સજ્જન પુરૂષો વધારે પ્રમાણમા મળે છે. અને તેથીજ તેની કીમત વધારે વધારે

અર્થ:—સજ્જન અને અનુભવી માણસ પોતાના ઉદ્ગારથી જે કંઈ સુચનને માટે કહે છે તે કેમે એકલ માણસથી સમજાતું નથી અને નહી સમજવાથી તે સમજવાની ફીકર કરતાં નથી પણ સામે તેની ચેષ્ટા કરવા વધારે ફિકર રાખી હોંશીલાં બને છે.

( ૩૮૦ )

ચડું રીંબા રીંબડી, ચડું ગુંદાળી ધાર;
જોજત લેને ઉન્નાળો, વૈજાણંદ પાછો વાળ.

અર્થ:—વૈજાણંદ નામનો માણસ જંતર નામનું વાજીંત્ર ઘણું સરસ વગાડી જાણતો મતલબ કે તેણે જંતર ઉપર એવો તો સરસ કાબુ મેળવ્યો હતો કે, તેના જંતરના સુર=આલાપ ઉપર પશુ પક્ષિઓ પણ બે ઘડી મોહ વશ થઇ જતાં તો પછી માણસની તે શી તાકાત કે તેના જંતર નાદથી વેગળા જાય. એક વખતે વૈજાણંદ જંતર હાથમાં લઇ કોઇક શહેરના મહોલાઓમાં બજાવતો નિકળ્યો આ મહોલામાં એક કુટુંબની શેણી નામની ગુણજ્ઞ કુમારિ રહેતી હતી તે આ જંતરનો નાદ સાંભળી મ્હેલની બારીએ આવી ઉભી. નાદનો સ્વાદ મધુરો પણ બજાવનાર ભિખારી જોઇ મનમાં ખેદ પામી તો પણ તેમા ભિખારીપણાની સુગ દુર કરી તેના નાદ પર મોહ પામી તેને પોતાની હજુરમાં બોલાવી ખુબ તેનું જંતર સાંભળી તેને નાણાંની રકમ આપી ખુશી કર્યો વૈજાણંદ રજા લઈ પોતાને ઉતારે જવા નિકળ્યો જતાં પોતાને ત્યાં વગર હરકતે દરરોજ આવવી શેણીએ આગ્રહ કર્યો અને વૈજાણંદે તે કબુલ કર્યો હમેશાં શેણીને ત્યાં કોઈ ભિખારી વાજીંત્ર બજાવવાના - તખતુસમાં ખુશી

જાય છે અને શેણી ખાનગી રીતે તેના પ્યારમાં પડી છે. આવી વાત દુર્જન લોકોએ દરેક સ્થળે ફેલાવી. અને છેવટે અંગત ખેશીઓના કાન સુધી આવી પહોંચી. આ વાતના અપવાદથી નિરાળા થવા માટે શેણીના ખેશીએ વેજાણુંદનાપર સખતાઇ કરી અને જીવનની આશા હોય તો તુર્તજ શહેર છોડી જવા ફરજ પાડી. ગરિબ બાપડો વૈજાણુદ તે પ્રમાણે ચુપ ચુપ જીવ લઇને નાઠો. પણ ઋતુ ચોમાસાની અને સમય અર્ધી રાત્રીનો હોવાથી શહેર બહાર નિકળતાં ભીંજાવાથી તે અશક્ત થયો અને પાણીના પ્રવાહના જોરે લપરી તણાયો અને તે ઓજત નામની નજીકની નદિમાં ગેબ થયો. આ વાતની ખબર જ્યારે શેણીને પડી ત્યારે તે વિકળ થઈ ગઇ અને વૈજાણુંદની શોધમાં ચાલી નિકળી અંતે પડતી આખડતી ઓજત નદિ આગળ આવી તો ઓઝત પુર વેગમાં ચાલી જાય છે પણ વૈજાણુંદનો તો પતો લાગ્યો નહિ.

## (૩૮૧)

મારગને કાઠે મઢી કરૂં, લઉં જોગણનો વેશ;
વાવડ કાઢું વેજાણંદના, ગોતું દેશ વિદેશ.

અર્થઃ—વૈજાણુંદનો પતો નહિ લાગવાથી તે નિરાશ થઇને ઘેર પાછી નહિ ફરતાં વૈજાણુંદનો પતો મેળવવા માટે ગમે ત્યાં જવું પણ તે જવાના મકકમપર આવી અને તેમ કરતાં વિપતી વેઠવી પડે તો પણ વેઠવાને તૈયાર થઇ.

( ૩૮૨ )

જંતર ભાંગ્યું જડ પડી, × × ×

વેદાની શેણી હલ ગઇ, × × ×

( આ દુહો પુરો મળ્યો નથી ) શેણી જાતની આહેરાણી હતી પણ તેનો પીતા માલધારી હોવાથી તે પૈગે ટકે સુખી હતો ને તે એક અમીરના જેવું સુખ ભોગવતો તેનો નિવાસ ઓઝત નદિ ( આનદિ કાઠીયાડમા છે) પરના આવેલા એક ગામમા હતો. × × × માણસો મીથ્યા વસ્તુ પ્રત્યે લોભાઇ પોતાની નાતજાતની કે કુટુંબ ગૌરવતાની યાતો જીવનનો પણ દરકાર રાખતા નથી તેવીજ રીતે તે સર્વની દરકાર તજી ભક્તિને મેળવવાને આતુર રહે તેનું છેવટ કેવા સુખમાં આવે ?

( ૩૮૩ )

ડુંગર ઉપર દવ બળે, ખન ખન ઝરે અંગાર;

જેની હેડી જલગઇ, વકિા બુરે હવાલ.

અર્થ.—પર્વતની ઉપર આગ લાગે છે. અથવા તો જ્વાળામુખી ફાટે છે તેને બુઝાવવાની જેમ કોઇ ઉલટ યા પરવા રાખતું નથી તેમ બુઝાવવા કોશિસ કરતું નથી ને તે નિરાતે જેટલું બળવું હોય તે આપ મેળેજ ભસ્મ થઇ જાય છે તેમ આ બે દ્દષ્ટિએ દુનિયામાં જેનું સાથી સદાને માટે ચાલ્યું જાય છે અને તેના વિયોગે બિચારૂં બાપડુ હૃદય હસ્તીમા રહે છે તેને શાન્ત કરવાની કોઈ દરકાર રાખતુ નથી કે તેના દુખની ગણના પણ કોઈ કરતું નથી.

( ૩૮૪ )

**આભે જાળુ લાગીયુ સળગ્યાં સાગી વન;**

**ચાલોને સાજણ ઠારિયે, દ્દઝે અમારાં તન.**

અર્થઃ—તનથી અને મનથી જે દુઃખરૂપ દાવાનળમાં દુઃખ થાય છે તેને પૃથ્વીથી તે આકાશ સુધીમાં તમામ અગ્નીમયજ દેખાય છે અને તેની જ્વાળામાં તેનો આરામ અને શાન્તિ ભસ્મ થાય છે. આવી પ્રબળ અગ્નીના ભોગ થએલા ઇન્સાનની અગ્ની જે સજ્જન પુરૂષો બુજાવવા કાળજી પુર્વક કોશેશ કરે છે. તેનો પેદા કરનાર માલિક તેનાપર બહુ કૃપા બતાવે છે અને તેના ઉપર હમેશાં શિતળ અને શાન્તિમય અમૃતની નવાજેશ કરે છે મતલબકે કોઈ ( પારકા ) નુ જે ઠારે છે તેનુ પ્રભુ ઠારે છે.

( ૩૮૫ )

**સાજણ સુથાનાં વાદળાં, આવ્યા ઘરની છાશ;**

**જોઇએ ત્યારે ન જડે, મુકો તેવાંની આશ.**

અર્થઃ—સાજણ એટલે આ પ્રસંગે તેનો અર્થ પારકાઓનું વ્હાલ ( સ્નેહ ) કેવળ શ્રાવણની જળ ભરેલી વાદળીઓના જેવું છે. મતલબ કે તેને વિખરાતાં ( હડોરીતાં ) લેશ પણ વખત નહીં લાગે અર્થાત તે અંત સુધી સારા નરસા પ્રસંગમાં સાથી નહીં રહે. વળી તેઓનું વ્હાલ કેવું કે ઉછીતી લાવેલ વસ્તુના જેવું ( ચલિત ) એટલે જ્યારે તે વ્હાલની જરૂર જણાય ત્યારે તે દુર નાસે છે. માટે

સજ્જન પુરૂષોએ કોઇ દિવસ તેના પર વિશ્વાસ રાખવો નહીં નહિંતર અરિણામે પસ્તાવાનો કોઇ પાર નહીં રહેશે.

(૩૯૬)

**તિખાંને તમતમીયાં, ત્રાંબા વરણાં તેહ;**

**ત્રીયુ જાઓ શેર પાદણે, લાવજો એનાં એહ.**

અર્થ:—એક શ્રીમંતે પોતાની સર્વ ગુણ સંપન્ન સુઘડ અને સર્વાંગે સુન્દર કોમળ કુમારિકાને વિદ્યાવાન્ ગુણવાન વરની પરિક્ષાની જરૂર દરકાર નહીં કરતા ઉંચા કુળપર મરી ફીટવાના રિવાજના પ્રવાહમાં તણાઇ કોઈ એક ઉંચા કુળના ગમાર ગધેડા યુવાનીયા સાથે પરણાવી જો કે, તે નવયોવનાનું મન તે ગમાર સાથે બીલકુલ પસંદગીમાં ઉતરતું નહીં અને તે ગમાર તેણીથી તદન ઉલટી રહેણીનો હતો તો પણ આ ધર્મને સાંગોપાંગ જાણેલી નવયોવનાં પોતાનું મન મારીને પણ પતિવ્રત સંભાળવવામાં દ્રઢવાન બની પોતાને ઘેર આવી ગુણવંત્તી સ્ત્રી છે તેનુ તો તે ગમારને ઓછું ભાન હતું પરન્તુ પોતે બાવળના ઠુંઠા જેવો છે અને સ્ત્રી હેમવલિકા જેવી છે જેથી પોતાના હાથનો સ્પર્શ તે કોમળ સુંદરિના હાથને અટકતાં રખે તેનો હાથ લચકાઈ જાય ? એવી ભીતિ રાખી તેણીના પ્રત્યે તે બિચારો અંતરમાં ઘણી દયા ખાતો, આ દયાના પ્રભાવે પોતે એક દિવસ અન્ય કોઇ શહેરમાં જવાનો હતો જેથી સ્ત્રી માટે કંઇક એવી વસ્તુ લાવવાનો વિચાર થયો કે જે વસ્તુથી તેણી ખુશી થાય. પણ શું લાવવું તે પોતાની કલ્પનામા નહીં સુજતાં અંતે તેણીની પસંદગી પ્રમાણે તેણી જે મંગાવે તે લાવી આપવાનો હોંશીલો બની તેણીની પાસે

જઈ યોગ્ય જણાય તે વસ્તુ મંગાવવા ફરજ પાડી. રકઝકના અંતે પતિની ઈચ્છાને ઉત્તેજન આપી ;સંતોષવા ખાતરજ તેને ઉપરના દુહામા બતાવેલી વસ્તુ લાવવા ભલામણ કરી (વસ્તુનું નામ નહીં કહેતાં માત્ર એક દુહોજ મોઢે કરાવી તે વસ્તુ લેવી વખતે તે દુહો દુકાનવાળાને કહેવાથી દુકાનવાળો દુહો સમજી તે વસ્તુ તમને આપશે આમ કહેવાથી તે ખુશી થઇ શહેર તરફ જવા નિકળ્યો ચોક્કસ કાર્યમાથી ફારગ થઇ પછી સ્રીએ મંગાવેલ વસ્તુ ખરીદવા શહેરના એક છેડાથી તે બીજા છેડા સુધી દરેક દુકાને ૦-૧-૦ ધરી ઉપરનો દુહો બોલી દુહાના અર્થમાં રહેલી વસ્તુ આપવા માગણી કરી ફરી વળ્યો પણ કોઇએ વસ્તુ આપી નહીં. આખર નિરાશ થઇ એક જગોએ વિશ્રાંતિ લેવા બેઠો. શહેરની અંદર કોઇ ગરિબ કુટુંબનો પણ વિદ્યા વિલાસી ત્યાં નિકળ્યો. તેણે આ ગમારને આમ ઉદાસીમા જોઇ તેનું કારણ પુછ્યુ અને પેલાએ સર્વ કારણ વિદિત કર્યું. તે ઉપરથી તેની પાસેનો ૦-૧-૦ લઇ પોતાની સાથે તેને તેડી જતાં પાકાં અને સુંદર પાન (નાગરવેલનાં પાન) તંબોળીને ત્યાંથી અપાવી ચાલતો થયો. સ્રીએ મંગાવેલી વસ્તુ ખરીદ કરવામાં અચાનક મદદ મળી ગયાથી ખુશી થયો તે પાનને એક જાડી પીછોડીના છેડે ખુબ તાણીને ગાંઠ વાળી બાંધી દીધાં (કહેવાની જરૂર નથી કે પાકેલાં પાનને તાણીને ગાંઠ વાળી બાંધતાં તરતજ ભુકો થઇ જાય) રાત્રે સ્રી સમીપ જઇ ઘણાજ વ્હાલથી ખરિદેલી વસ્તુ આગળ ધરી. સ્રીએ છોડીને જોતાં મંગાવ્યા પ્રમાણે પાકાં અને સુંદર પાન તો આવ્યાં પણ સ્થિતિ ફેર આવ્યાં એટલે કે, આખાં રહેવાને બદલે તદન ભુકો થઇને આવ્યાં એથી બિચારીએ પતિની અક્કલ પર એક

હાથ નાખી તે સાભળી ગમારે કહ્યુ કે તે હાથ કેમ નાખી ? મે તો તે મગાવ્યુ તે લાવી આપ્યુ. સ્ત્રીએ કહ્યું કે અલબત લાવી આપ્યું પણ તે

( ૩૮૭ )

સમાણસનાં માદ્વેલ, ક માણસની ઉર પડયાં;

તાણી બાંધી ગાંઠડી ભાંગી ભુક્કા કર્યા.

અર્થ—આ તમારી ખરીદીના નહીં પણ સુઘડ માણુસે ખરીદી તેમને સોપ્યા તો પણ ખરીદના તો નથી આવડયા પણ તેનુ જતન કરતા પણ નથી આવડયુ અને તેથીજ બીચારા આ પાન ભુકે થઈ ગયા ( કુળપર મરી ફીટનારા માબાપોએ આ દુહો વાચના જરૂર તસ્તિ લેવી )

( ૩૮૮ )

દીયાડા આઠ દસમાં, બમણા ફુલાણી ફેર,

ઉગમતે તે નિરખીયો, આથમ તો તે કોણ.

અર્થ—કચ્છનો લાખો ફુલાણી તેની રાણી, દાસી, અને રાજ્ય કન્યાની અદર થયેલી વાતચીત સબધના ૩૮૮ થી ૩૯૦ ના દુહાઓ છે તેમા રાણીએ પ્રથમ કહ્યુ કે, માત્ર આઠ દિવસની અતર માજ ઘણો ફેરફાર જોયો, મતલ કે, ઉગતી વખતે મારો દિવસ તો જોયો પણ હવે આથમે ( અસ્ત ) થાય તે દરમિયાનમા શુ થાય તે કોણ જાણી શકે છે.

( ૩૯૯ )

લાખો ભુલ્યો લખપતિ, ઉમાં ભુલી એણ;
ઉસાસે વટાવરો, કો જાંખે જે કેણ.

અર્થ;—દાસી કહે છે કે, રાજા અને રાણી તમો બેઉ ભુલેર છો કેમકે, જે શ્વાસ અંદર જાય છે તે પાછો બહાર નીકળતાં પહેલા શુ થશે એ કોણ જાણે છે ?

( ૩૯૦ )

લાખો ઉમા ફુગડી, ત્રણે ભુલ્યાં નેણ;
આખ હુંદી ફેર કરે, કો જાણે જે કેણ.

અર્થ—રાજ્યકન્યા કહે છે કે રાજા રાણીની માફક હે દાસી તું પણ ભુલી કેમકે આખના પનકારાના ફરવામાંજ શું થશે તે કોણ જાણી શકે છે ?

( ૩૯૧ )

વહુ વધાવા જાય, થાળ ભરી સગ મોતિએ;
અવળો મોઢ થાય, તેમ તેમ રાજા માંડળિક.

અર્થ —નાગબાઇ પોતાની સાસુના હુકમ પ્રમાણે રાજા માંડળિકને સાચાં મોતિનો થાળ ભરી આશિર્વાદ આપવા અર્થે વધાની ઓવારણાં લેવા સમિપે જાય તેમ તેમ મોહાન્ધ બનેલો રાજા અવળું જુવે એટલે બીજી તરફ ફરે તો નાગબાઇ પણ પુજ્ય ભાવે અને

પવિત્ર હૃદયથી તે તરફ વધાવા અર્થે ફરે છેવટે રાજા ચોતરફ ફર્યો એટલે નાગબાઇએ કહ્યુ કે સાસુજી હુ જેમ વધાવા જાઉ છુ તેમ રાજા ફરે છે ? આ સાભળી રાજાની કામાધ દ્રષ્ટિને ઓળખી જનારી સાસુ બોલી કે બેટા એ રાજા નથી ફરતો પણ રાજાનો દિવસ ફરે છે મતલબકે તેની કમદશા બેસવાની તૈયારી થઇ છે અને તેથીજ ત્હારી સુંદરતા તેના નેત્રમાં સમાઇ છે.

( ૩૯૨ )

મીઠી નજરૂંની મીટ, કુડી જોઈ મોહળના ધણી,

મોહલુ ત્યાં મસિદ, મુ સંભાળીશ માંડળિક.

અર્થ —રાજાની પોતા પ્રત્યે કામાધ દ્રષ્ટી છે એવું પિછાણીને નાગબાઇએ તેને શ્રાપ આપ્યો કે હે જુનાગઢ અને ગીરનારના ધણી તુ અમારો રાજા છે અને અમે તારી પ્રજા છીએ એજ તે ન્યાય પુર્વક પ્રજા ( અમે ) તારા સંતાનો છીએ ને તું ) રાજા) પ્રજાનો પીતા સમાન છે, તો પીતાનીજ કુદ્રષ્ટિ સતાન પ્રત્યે થાય એ અવશ્ય નાશનીજ નિશાની છે અને તેથી ત્હારી રંગમેરગી મ્હેલાતો છે ત્યા નવાજપાના થશે અર્થાત તારૂં રાજ પલટાઇ પરિણામે મુસલમિનની ગાદી થશે

( ૩૯૩ )

પટ્ટણની પાટંમ મ્રાર, ખેંગારની ખાધેલ નહીં;

તેને રોજડીયુ ના માર, નમેરા સિધ્ધરાજ શોભે નહી.

અથ —ગુજરાત પાટણના રાજાએ જુનાગઢના રાજા રાખેંગાર ને મારી તેની સુંદર સ્ત્રી રાણિકદેવીને ફરીથ્યાતથી પોતાની છાવણી

સાથે પાટણ તરફ લઇ ચાલ્યો પરંતુ વઢવાણ સુધી તો તે જબર-જસ્તીથી ચાલી પણ તે દરમિયાન તેનાપર સિદ્ધરાજ તરફથી ઘણા ઘણા જુલમ ગુજરવાથી આગળ ન ચાલવાને તે મક્કમ બની આ તેણીની મક્કમતા જોઇ સિદ્ધરાજ ગુસ્સે થયો અને પાટણ આવવા માટે એક લાતનો પ્રહાર કર્યો જે વખતે રાણકદેવિએ કહ્યું કે હે સિદ્ધરાજ ! મ્હારો શિરછત્ર રાજા રાખેંગાર હતો તેની પણ મેં લાતો ખાધી નથી અને તેનેજ તુ નિરાધાર જાણી આજ નેહડા પડેરેલા પગથી લાતો મ્હારે છે તે તારા વિરપણાને ગોભતું નથી.

## ( ૩૪ )

બબે હજાર આંધિયા, ઘોડા ગઢ ગીરનાર,

ઓહળ દળ એંગાર, કેમ સાંખે સોરઠનો ધણી.

અર્થ—રાહખેંગારને મારી રાણકદેવિને કબજે કરવાની આશાએ સિદ્ધરાજ જુનાગઢની બહાર પોતાનું લશ્કર—બે હજાર ઘોડે સ્વારનું લઇ પડેલો અને ઘણી માયાકુટ કરી છતાં કિલ્લો તુટ્યો નહીં તો પણ પાછો નહિ જતાં તે ત્યાંજ છાવણી નાખી પડેલો એ વામા એક દિવસે પોતાના કિલ્લાના મ્હેલની અગાશી ઉપર સાંજના વખતે રાણકદેવિ દાસીની સાથે ફરતી હતી કિલ્લા નજીક પડેલી છાવણી જોઇ દાસીને કહ્યું કે આ કોની છાવણી છે ત્યારે દાસીએ ઉત્તર આપ્યો કે તે છાવણી નથી પણ આપણો બળવાન શત્રુ સિદ્ધરાજ કિલ્લાને ઘેરો ઘાલી પડયો છે તે જાણી રાણકદેવિ બોલી કે, માત્ર બે હજાર સ્વારોનું લશ્કર લઇ પડયો છે તેમાં તેનું કશુએ વળવાનું નથી કારણ કે જેને ત્યાં અગણિત સૈન્ય છે એવા સોરઠ

દેશના મહારાજા રાહખેંગારને તે ખબર પડશે તો સિદ્ધરાજની આવી રેત કદી પણ રાખી શકશે નહીં.

(૩૯૫)

ઓગિયાળાં અમે આજ, રોટા જળ રહ્યાં નહીં.
લગ્ને તરછોડ્યાં તમે, મોતીયાત મટ્યાં નહીં.

અર્થ—સંસારના સર્વ સુખથી બે નસિબ રહેલ અમો પામર મનુષ્ય તમારે આશ્રે આવી વરતતા લાગ્યા પણ તમારી આસપાસનો પ્રપંચી વર્ગ અમારી પ્રત્યે રાગ ચડાવી તમારા આશ્રાથી અમને દુર રખાવવા વીના કસુરે અમારી વિરૂદ્ધ તમારા કાનમા હળાહળ ઝેર રેડે છે અને તમે પણ અમારી ભક્તિની તુલના નહીં કરતા કેવળ તે ઝેરના મદમા મસ્ત બની અમને તરછોડવા તત્પર થાવ છો તો ભલે જેવી તમારી મરજી પણ તેમ થતા જગતમા તમારા સુખ્યાત પામેલા નામને બટો બેસશે અમો નિર્દોષ અપરાધી તમારા પ્રાય લેખાતા પ્રપંચીના પ્રપંચના ભોગ થયા પરિણામે અમારા દુઃખની જવાબદારી તમારા શિર આવશે

(૩૯૬)

તું મું સામુ જો, મેં મિટાંય માંડુ નહી,
તું રહામાં રો, મારૂં મન માને નહી.

અર્થ—કમ અક્કલ અને બે દર્દિ માણસનો આ ઉદ્ગાર છે અને તેની મતલબ એવી જણાય છે કે તેના માણસને કોઇ ગુણગ્રાહ્ય ચાહતો હતો પણ તેની ચાહના કેવળ સ્વાર્થમય છે એમ

પેલા કમ અકલ માણસમે તેના વિશ્વ સંતોષી કૃપા મંડળે દસાવી દિધું અને તેના પ્રતાપેજ પેલાએ ગુણીજને સંભળાવી દીધું કે તું મને ભલે ચાહે પણ મ્હારા મનમાં તો ત્હેનીલેશપણ કિંમત નથી [ ધિક્કાર તેવા કાચા કાનના ઇન્સાનને કે જે છેવટ સુધી પણ સત્ય અસત્યને સમજી શકવા જેટલો ખ્યાલ પણ કરતો નથી

(૩૯૭)

આળોતિયાંના અળેલ, અમે હાંઠડીયુંમાં ઠર્યાં નહીં;

પડયાં તમારે પલે, જીવન સુખ માન્યું નહીં.

અર્થઃ—અંધપણુથી અમે તમારે આશ્રે પડયાં પણ તે આશ્રો અમને તો એવો કંટાળા ભર્યો નિવડયો કે જીવનના અંત સુધીમાં પણ તમારી પાંતીની અમને સુખની એક ઘડી પણ ન મળી.

(૩૯૮)

ખાખરનાં ખોડ, બાવળનાં બળે નહીં

જોતાં તાંજોડ, મનગમતાં મળે નહીં.

અર્થ.—સર્વ ગુણ સંપન ઇન્સોનની શોધ કરી કરીને કાયર થયાં તો પણ ક્યેં અમને તેવું મળ્યું નહીં પણ જે મળ્યાં તે બધાં કંઈ અને બહારનો ડોળ કંઇ.

અર્થ—એક સ્રીએ પોતાના પતિને પુછ્યું કે, આ જગતમાં કયો દેશ સારો અને સુખ કર હશે ? પતિએ ઉત્તર આપ્યો કે જે દરેક માતની સગવડ અને સાધન હોય તેને તો પોતાનું ઘર સારૂં છે પણ જે ને તેવું કંઇ ના હોય તેઓને તો પરદેશજ ઉત્તમ છે.

( ૪૦૦ )

જે મારગ કેશરી ગયો, રજ લાગી તરણાં,
એ ખડ ઉભાં સુકશે, નહીં ચાખે હરણાં.

અર્થ—જેની હાકથી પર્વતના ગાળા ગાજી રહે છે એવો વનરાજ જે રસ્તો પસાર કરે છે ત્યારે તેના પગની ઝપટથી રસ્તાની ધુળ ઉડીને રસ્તાની નજીક ઉગેલા ઘાસપર પડે છે તે ઘાસને ખાવાની મૃગ હિમ્મત કરી શકતા નથી, કારણ કે પડેલી ધુળમાં વનરાજની શુરવીરતાના રજકણ પ્રસરાઇ રહ્યા હોય છે અને તેથી તેને ખાતી વખત મૃગને સીંહનો—વનરાજનો ત્રાસ તાજો યાદ આવે છે જેથી ખાઇ શકતા નથી એટલે તે ઘાસ લીના ને લીના સુકાઇ છે. આ દુહો પ્રતાપ રાણાને સંબોધી કહેવામા આવ્યો છે

માટે લોભાય છે અને પીએ છે. પણ તેતે પીધા પછી તેને પચાવી શકતા નથી અને બેવકુફ બને છે. તેમ આગળનાં શહેરીઓના દ્રષ્ટાંત દાખલા અવલોકી હાલનાં માણસો પ્રેમ કરવાને ઉત્સાહીતો બને છે પણ તે જીંદગી સુધી નીભાવી શકતાં નથી. સબબ કે સ્નેહ સાચવવાની પરેજી બહુજ આકરી હોય છે એટલે તે પરેજી પાળી શકતાં નથી. એટલે તે સ્નેહની મજા ચાખી સકતાં નથી, જેથી તે સ્નેહ, તેનો સ્નેહી, અને સ્નેહ જોડનાર એ સર્વની ભ્રષ્ટ સ્થિતી થાય છે.

( ૪૦૨ )

ચાતક ચકવા ચતુર નર, નિશદિન રહે ઉદાસ;

ખર ઘુવડ ને મુર્ખ જન, સુખે સુવે નિજવાસ.

અર્થ:—બપઇઓ, ચકોર અને બુદ્ધિશાળી માણસ એ ત્રણે વ્યક્તિ ગમાર વૃત્તિથી નહીં રહેતાં સદા સચેત રહે છે અને ગધેડો, ઉલુક અને મુર્ખ માણસ ગમારની માફક ઉંઘતાંજ રહે છે.

( ૪૦૩ )

વાણી શુરા વાણીયા, રણશુરા રજપુત;

સુખ શુરા જનકાદિકો, દુઃખ શુરા અબધુત.

અર્થ:—બોલવામાં વાણીયા શુરવીર ગણા છે. લડાઈના મેદાનમાં ક્ષત્રી શુરવીર ગણાય છે. સુખ ભોગવવામાં સકળ જગતનાં લોક શુરવીર ગણાય છે. જ્યારે અબધુત એટલે અરણ્યવાસી યોગી દુ:ખને સહન કરવામાં શુરવીર ગણાય છે.

( ૪૦૪ )

મલીન મતીનાં માનવી, પરસુખે દુઃખાય;

ખર, જવાસો. આકડો. વર્ષા સમે સુકાય.

અર્થ:—દરેક સ્થળે દોષ દેખવાનેજ જેની દ્રષ્ટિ ટેવાઈ રહી છે અને પારકું સુખ જોઇને જેને અજીર્ણ થાય છે તે કોઇ રીતથી શાન્ત થતા નથી પણ મનમાં ને મનમાંજ બળ્યા કરે છે; જેમકે ચોમાસાની રૂતુમાં જ્યારે સર્વ વનસ્પતિ હરીયાળી બને છે અને પશુઓ લીલાં ઘાસને ખાઈ પુષ્ટ બને છે ત્યારે ગધેડો શરીરે સુકાય છે અને આકડો તથા જવાસો પાન વગરનાજ રહે છે.

( ૪૦૫ )

શામ દામને ભેદથી, સમાધાન જો થાય;

ધરાધણી કે ઘર ધણી, કરો ન કલેશ ઉપાય.

અર્થ—કોઇની સાથે લેશ પણ કડવાશ પ્રસરી હોય તો તેને ગમે તે રીતે હરી લઇ બદલામાં અમ્રત રેડવું. મતલબ કે કોઈની સાથે કદી જાણે અજાણે કંકાસ કર્યો હોય તો પુનઃ સત્વર તેની સાથે સમાધાન કરી ભાઇચારો બતાવવો, નહીંતો ઘરધણી કે પૃથ્વીપતિ રાજા માલો પછી ગમે તેવો હોય તોપણ કંકાસથી વિનાશ થશે.

( ૪૦૬ )

ઘોળ્યું ગયું ઘી, આજના ઉતારનું

વળ્યો અમાણોદી, નજરે ભાળ્યો નાગને.

અર્થઃ—નાગના પ્રેમમાં પરવશ થયેલી સુંદરિ ઘી ભરેલું પાત્ર લઇ રસ્તેથી જતી હતી તેમાં અચાનક કોઇએ કહ્યું કે, નાગ ઘોડેસ્વાર થઇ ચાલ્યો જાય છે. આવા શબ્દો સાંભળતાં પેલી સુંદરિએ આતુરતાથી ચોતરફ નાગને નિરખવાની હોંશે જોયું ને નાગનાં દર્શન કર્યાં પરન્તુ તેમ કરતાં તેના માથાપરનું ઘી ભરેલ વાસણ નિચે પડી ઢળી ગયુ. નાગ ગયા પછી રાહદારીએ તેણીને પુછયું કે, હે સુંદરિ ? નાગ તો ગયો અને નકામાં ઘી ઢોળાઇ તને નુકશાન થયું ? આશા ભરી સુંદરિયે ઉત્તર આપ્યો કે, પ્રેમી જનનાં દર્શન ઘણાંજ અમૂલ્ય છે અને તે દર્શન કરતાં મ્હારૂં એક દીવસના ઉનારનું ઘી ઢોળાઇ ગયું તેની મને લેશ પણ દરકાર નથી.

× × × મનુષ્ય કે જેનું જીવન અલ્પ અને જેનો સ્નેહ પરિણામે નાશવંત છે તેની સાથે પ્રાણી આમ ઉત્કંઠા ધરાવે છે ને વ્યગ્ર બને છે તો પછી ખુદ પરમાત્માની સાથે તેવો દૃઢ પ્રેમ બાંધવામાં આવે તો શું ખોટું છે ?

( ૪૦૭ )

સામિયું સગા, મિરશું કાં મોડાજ નહીં;

વિનવીયે વાળા, પાલવ પ્રસારી નાગડા.

અર્થ.—ઘોડેસ્વાર થઇ નીકળના નાગનાં દર્શન કરવા પ્રેમાંધ સુંદરિએ ઘીની દરકાર પણ નહીં કરતાં એકી દ્રષ્ટિએ તેના, તરફ આતુર થની જોઇ રહી પણ નાગે તે તરફ પોતાની લેશ પણ નજર ન કરી.

એટલે સુંદરિ એનું કારણ સમજાવા ઘણી આજીજી કરી તોપણ નાગ ચાલ્યોજ ગયો. સુંદરિ આશા ભરીજ રહી ગઇ.

( ૪૦૮ )

બીજાને બાણે, લાગે, તોય લથડીયે નહીં;

નાગ ત્હારે નેણે, ઘટડું ઘાયલ થયું.

અર્થઃ—મનુષ્યનાં પત્થરથી પણ વધારે સખત હૃદય તે અન્ય કોઇ હથીયારથી વિંધાતાં નથી પણ આશુક માશુકનાં નેણરૂપી બાણથી તે સહેજવારમાં વિંધાઇ છે. તેવું પ્રમાણ થયું છે અને તે પ્રમાણનેજ લીધે પેલી સુંદરિ કહે છે કે, હે નાગ ? બીજા મનુષ્યનાં લોઢાનાં ઝેરી બાણથી અમે લેશ પણ ઘાયલ ન થઇએ તે તારા નેણરૂપી બાણથી ઘાયલ થઇ અમે પરવશ થયાં, છતાં તેને તરફડતાં મુકી તું મલમપટો નહીં કરતાં છેક નમેરો થઇને ચાલ્યો ગયો ?

પ્રવાહમાં ઘસડી જવાને ત્હારી નજર ખરેખર મ્હારા કરતાં વધારે બળવાન છે માટે તેને તું કેદ કરી રાખ એટલે મને ઠબકો આપવાની ભૂલતને તરતમાં સમજાશે.

( ૪૧૦ )

ચૌદ ચોસાનો ફેર, એ પાલો કેમ પરવડે;

ના ચાલે રંગની રેલ, ગાતર જેનાં થરથરે.

અર્થ—ચૌદ વર્ષની ઉમરની નવયૌવનાં અને ચોસઠ વરસનો પુરૂષ એ બંને દંપતિ તરીકે જોડાય તો તેમાં નવ યૌવનાનાં શરવાતનાંજ આશા ભર્યાં જીવનમાં અત્રી દવ લગાડવા જેવો પ્રયોગ બને છે.

( ૪૧૧ )

બુઢો પરણે બાળકી, અભણ બેસે રાજ;

બોજો ઉપાડે બળદીયા, ત્રણે પરને કાજ.

અર્થઃ—શરીર શિથળ થઇ ગયું હોય, ચામડીની કરચલીયો પડી હોય, વાળ સફેદ થઇ ગયા હોય, મોંહું દાંત વગરનું હોય અને વય ૬૦ વર્ષનું હોય એવો પુરૂષ યુવાન સ્ત્રીને પરણી લાવે છે; અભણ એટલે સંસાર ક્ષેત્રની અંદર ભેળાયા વગરનો અને વ્યવહાર કુશળથી અજાણ એવો રાજા ગાદીનશીન થાય છે અને બળદ મેવાનો બોજો ઉપાડે છે તે બધાં બીજાના ઉપયોગ માટે છે મતલબ કે તે ઓ પોતે તેનો ઉપયોગ કરી શકતાં નથી.

( ૪૧૨ )

કવિ કેણુને સિદ્ધકળા, અતિ ચોડા અભ્યાસ;
એતા જાય પરદેશમાં, ગાજે ત્યાં ગીરાસ.

અર્થ —સત્ય કહેનારો ( તે પણ ગદ્-પદ્યના સાધનથી ) કવિ, ધંધા ઉપર કાબુ મેળવનાર હુન્નર બાજ અને પુષ્કળ ભાષા સમજનાર વિદ્વાન, એ ત્રણે વ્યકિતએ જ્યાં જાય ત્યા તેને આનંદ, વૈભવ, અને સ્વજન મંડળ પુષ્કળ મળી આવે છે.

( ૪૧૩ )

ખડખુટયાં ઢારાં મુવાં, વ્હાલાં ગીયાં વિદેશ;
અવસર ચુકયા મેહુલા, વરશી કાંઉ કરીશ.

અર્થ—આખુ ચોમાસું કોરૂ વિતાવી પોસ માસમા ફકત એકેજ કલાક વરશી જતા વરસાદને એક પતિ વિયોગી અને આશા ભરી નવયોવના સુંદરી ઠબકો આપે છે કે, ગઈ મોસનો ધાસ ચારાનો ભરી રાખેલો સ્ટોર ખુટી જવાથી ભુખ વેઠીને અમારી ગાયો ભેસો મરણુને શરણ થઇ સૌભાગ્યના શ્રૃંગાર, જીવનનો આનંદ, અને સંસારનું સુખધામ અમારા વ્હાલાએ ( સ્વામી ) ગુજરાન મેળવવા માટે પરદેશ ગયા આવી સ્થતિ કરીને તું હવે નકામો શું વરશી ગયો ?

( ૪૧૪ )

પર્વત મોરા ગેકીયા, તરૂવર પાલવીયાં
સૃષ્ટિ બની સોહામણી, સજન સાંભરિ:

અર્થઃ—વરસાદ આવવાની તકે, ડુંગરાઓની ગાળીમાં મોરલા આલાપ કરે છે. જંગલનાં વૃક્ષો નવાં કુંપળથી શોભી રહે છે અને સૃષ્ટી સુંદર દેખાય છે એવે વખતે સુઘડ અને ઘરવલો પુરૂષ પરદેશ હોય છે ત્યારે તેને પોતાનુ વતન, સ્ત્રી, અને બાલબચ્ચાંની યાદી આવતાં મન ઉદાસ થઇ જાય છે.

( ૪૧૫ )

સ્ત્રી તો ધનથી સાંપડે, પુત્ર સંયોગે હોય;
માડી જાયો નહીં મળે, લાખો ખરચે કોય.

અર્થ—સ્ત્રી પૈસા ખરચવાથી બીજી મળે છે. દિકરો પણ સ્ત્રીના સંયોગથી બીજો થઈ શકે છે પણ સગા બાપનો દીકરો સગોદર ભાઇ કરોડો દેતાં પણ કયાંઇ મળતો નથી

( ૪૧૬ )

જીન બોળે કાષ્ટને, કહો કયાંની એ પ્રીત;
આપણું સિન્ચ્યું જાણીને, નવ બોળે એ રીત.

અર્થઃ—પાણીમા એક રતીભાર માટી કે અન્યધાતુ પડે તો તરતજ તે પાણીને તળીયે જઇને ડુબે છે મતલબકે પાણી તેને તરતજ ડુબાવી દેય છે છતાં સુકાં લાકડાં જેટલાં તે ભરે ને ગમે તેટલા ભારે વજનનાં હોય તોપણ પાણી તેને ડુબાવતું નથી. તેનું પ્રાધાન એજ કારણ છે કે, પોતા વડીયેજ તે પેદા થયું છે.

+ + + આ દાખલો શ્રીમતીઓએ અને આશ્રયદાતાઓએ ખાસ લક્ષમાં રાખવા જેવો છે ને પોતાના આશ્રયજનો પ્રત્યે તેનો અમલ કરવાનો છે

(૪૧૭)

અગ્નીમાં બળવું ભલું, ભલુંજ વિખનું પાન,
શીળ ખંડિત કરના ભલું, નવ કંઈ શીળ સમાન.

અર્થઃ—શીયળ સમાન, સ્ત્રીઓને અન્ય કોઇ પણ જાતની ટેક ટક કે રેણી કેણી ઉત્તમ નથી માટે શીયળ સાચવવા કદાચ અગ્નીમાં જીવતાં મરવું પડે કે હળાહળ ઝેર પીવું પડે તો પીવું પણ શીયળ વણસાડી પતિવ્રતપણાનો ભંગ ન કરવો

(૪૧૮)

રણ મચંતાં સાયબા, તું નવ જોજે વાટ,
તારાં બેલી ત્રણ જણાં, હઇયું કટારીને હાથ.

અર્થ.—ક્ષત્રિ વિર રણસંગ્રામમા જવા અર્થે પોતાની સ્ત્રીની છેલ્લી મુલાકાત લેવા આવે છે. ત્યારે તેની વિરાંગના નવયૌવન સુંદરિ કોઇ પણ જાતનુ રૂદન કરી અપશુકન નહી કરતા ખુશીથી રજા આપી તેને ભલામણ કરે છે કે હે નાથ! સંગ્રામમા દુશ્મન સામે ઉતરતાં કોઈની મદદ આશા રાખશો નહી કેમ કે તેવે વખતે અન્યની મદદ કરતા ખરી મદદ તમારા હૃદય, હિંમત, હથીઆર અને હાથની તાકાત એજ તમારી વાર ( રક્ષા=વિજય ) કરનાર છે.

+ + + હે પ્રભુ ! ક્ષત્રિ વર્ગમાં ધરોધર આવી વિરાંગ-નાઓ પ્રગટ કરો.

( ૪૧૯ )

વડલા હેઠે વાવ, હાલેને હિલોળા કરે;

નાગમતિ સરખી નાર, બેડાની પાણી ભરે.

અર્થ;—વડ વૃક્ષની નીચે સુંદર વાવની અંદરનાં નિર્મળ પાણીને સ્વચ્છ બેડાંને હીરની દોરીથી કોમળ અને પવિત્ર હાથતનીથી સર્વાંગે સુંદર મુગ્ધા નાગમતિ ખેંચી બહાર લાવે છે, અને એ દેખાવ પ્રથમ મિલનમાં તેના આશકને આનંદ કારક દેખાઇ આવ્યો હતો.

( ૪૨૦ )

આલણદે અજાણ, વણ પુછી વાતો કરે;

મીટડીયું મતાંણ, નાગમતિ નાની છે.

અર્થ—આશકને નાગમતિની સાથેની પ્રોઢાદાસી ટુંકામાં સમજાવે છે કે તમે વગર બોલાવ્યે વાતો કરવાની ઇચ્છા અને નયનનાં બાણ મારવાની મોહક શૈલીને નિવારો કેમકે નાગમતિ મુગ્ધા અર્થાત પ્રેમ ચીજથી તદન અજાણુ છે,

( ૪૨૧ )

નાગુ માચલો નાગ, ફૂણ માંડી પાછો ફરે;

જાય ભાગ્યો જળ સાપ, તાળી વાદે નાગડો.

અર્થ:—મુગ્ધા નવોઢા થઇ ત્યારે આપથીજ આશકને સ્નેહ સાંધવા વિનવવા લાગી તેમ તેમ આશક દુર રહેવા લાગ્યો એટલે આખર નિરાશ થઈ આશક (નાગ) ને કહે છે કે જે જાતવંત (મણિધર) નાગ તે પણ માંડીને આશક બનતો આવે છે તે પાછો ફરતો નથી પણ પાછો ફરીને જાય એ નાગ ગણાય.

(૪૨૨)

નહીં વલોણું વાસમાં, નહીં આળેરાં રાગ
નહીં નાગમતી નેહમાં, કાળા કળેળે કાગ.

અર્થ:—નાગમતિ આખર આશકના વિયોગે સંસારથી વેગળી થઇ નિજ અવાસ ત્યાગી ગઈ ત્યાર પછી તે આશક તેણીના રહેઠાણે આવ્યો પણ તેણે તેણીને નહીં જોતાં તે સ્થાન કેવળ ભુત ખાનામય જણાયું.

(૪૨૩)

જીર હંઢાળે ઝુપડાં, જુને નેખમ જાય,
ખોરડ ખાવા ધાય, મનમાં વણાનાગદ,

અર્થ:—નાગમતી કેથે અંદર સુતી હશે એમ સમજીને તેણે તેણીનું મકાન અને ખુણાખુંચા જોયા તોપણ તેણીને ન દીઠી.

(૪૨૪)

ઓઢણ તેવાં પાગરણ જોડાવાળું નેહ,
ઉંચા કુળી ઉજળી, એવો જેઠવો મેહ.

અર્થઃ—જેવું જોઇએ તેવું મળી ગયું અર્થાત્–જેવું નરમ બિછાનું તેવુંજ મજેનું ઓઢવાનું બન બેસતું લેખાય છે તેવીજ રીતે જેવી સર્વાંગે સુંદર નવયૌવનાં ઉજળી તેવોજ ભરયુવાન " મે " જોઠવો સરખી જોડી છે.

( ૪૨૫ )

**ઉજળી ચાલી હટારણે, માથે મંડાણો મે;**

**વરા મેલીને વરસશે, અંગ પલાળે ઉજળીનું.**

અર્થઃ—ઉજળી એકાએક નિજ આવાસેથી અન્ય સ્થળે કંઇ જોઇતી વસ્તુ વ્હોરવાને નિકળી એ તકનો લાભ લઇ મે જોઠવો તેણીની મુલાકાત લઇ એકાએક હૈયો દેવા લેવાની ઇચ્છાએ તેણીની પાછળ ચાલ્યો એ જોઈ ઉજળીની સખી મશ્કરી કરે છે. ઉજળી જેવી સુંદર નવયૌવનાં એકલી ચાલી છે પરન્તુ તેના ઉપર ( પાછળ ) મે ( વરસાદ ) જોઠવો ઝકુંબી રહયો છે તો અવસ્ય તે તેણીની ઉપર પ્રેમ ધારાથી વરસશે અને તેથી ઉજળીનાં નવલ અંગ રસબસ થશે- ( ભીંજાશે )

( ૪૨૬ )

**મનાય જાને મે, રાતુંના રિસાળવા;**

**જાશું આ જગરી, ભુંડપ દઇને ભાણના.**

અર્થઃ—કેટલીક મુદત બાદ ઉજળીના મોહ પ્રત્યેથી નીતિની રીતીએ મે નું મન ફરી ગયું ત્યારે મેના સ્નેહમાં ઘેલી બનેલી ઉજળી છેવટે તેને વિનવે છે કે હે મે ! આખી રાત વિનવ્યો છતાં તું

રૂસણું તજતો નથી અને મારો સ્નેહ કબુલ કરતો નથી તો અમે આપઘાત કરશુ અને તને સ્ત્રી હત્યાનુ આળ આપીશું

( ૪૨૭ )

વાછડ મટીને વાગડ થયાં, વેલે જુત્યાં જાય;
બાળપણાંના બોલ, અફળ હવે તે થાય.

અર્થ—મુગ્ધાનાપર આશક થયેલા એ, મુગ્ધાના પ્રેમની માગણી કરી ત્યારે તેણીએ આશકને પ્રતિજ્ઞા પુર્વક કોલ આપી બંધાઇ કે હું જ્યારે મુગ્ધાવય વિતાવી નવોઢા બનીશ ત્યારે અવશ્ય ત્હારી માગણી મંજુર કરી તમે મારો સ્નેહ આપીશ આ કોલપર ઇતબાર રાખી આશક તે તકની રાહ જોઈ બેઠો અને પેલી મુગ્ધાતો નવોઢા પણાને વિતાવી પ્રૌઢાપણામા આવી તોપણ આશકને આપેલા કોલને વિસરી ગઇ ત્યારે આખરે સબુરી તજી આશકે તેણીને ઉપલા દોહ-રામા ટકોર મારી પ્રતિજ્ઞાની તેણીને યાદી આપે છે.

( ૪૨૮ )

હતાં પંથ પાડોશ, મોઢે ચડી આગ્યું નહી,
હૈયું હાલક લોળ, વેણ નીવારત વાઘડા.

અર્થ—વાઘડા નામનો આશક પોતાની માશુકજ્યારે લગ્ન ગાંઠથી બીજા કોઇની સાથે જોડાઇ ગઇ ત્યારે શર્મ ત્યાગી તેણીએ પોતાનો પ્રેમ વાઘડાને ન આપ્યો તે બાબતમા વાઘડે તેણીને ઠપકો આપ્યો જેથી તેને તેણીએ કહ્યું કે હે વાઘડા ! હું મ્હારાપર આશક હતો

અને હું મ્હારો પ્રેમ ત્હને જો તેં માગણી કરી હતે તો અવશ્ય આ-પતે પરન્તુ તું શરમમાં રહયો ને માગી ન શક્યો એટલે લાચાર

( ૪૨૯ )

આંબે કેરી ઉલીયું, રસ સુકાણો સાર;
વાંક બ્વારો તાહરો, કાંતો વાઘ ગમાર.

અર્થઃ—ઉપરનો જ્વાબ સાંભળી વાઘડો પસ્તાઇ રૂદન કરવા લાગ્યો એટલે માશુકે તેને કહ્યું કે વાવડા વખત હતો ત્યારે તેં પ્રેમ માગ્યો નહી એ ત્હારોજ દોષ છે તો હવે નકામો રૂદન કરી મુરખ શ્યામાટે ઠરે છે?

( ૪૩૦ )

આગે હતી આગ, આઠે પ્હોર ઓલાતી નહિ;
બળતાં બાથ ભરે, વારી નાખી વાઘડા.

અર્થઃ—પેલી સ્ત્રીને વિધવાપણું પ્રાપ્ત થતાં પુનઃ વાઘડો તે-ણીને મળ્યો અને તેને ટકોર મારી કે મ્હને પ્રેમ આપી તું મ્હારી સાથે અદરાઇ હોત તો તને આવુ વૈધવ્ય દુખ પ્રાપ્ત ન થાત. આ ટકોર સાંભળી પેલીને ગુસ્સો આવ્યો અને ગુસ્તામાંજ તેણી બોલી કે શરૂથીજ તું મને મ્હેંણાં મ્હારતો એ રૂપી આગ પ્રતિદિન મ્હારા હૃદયમાથી ઠરતી નહોતી. તેમાં આવી અઘટીત અને સેતાનશાઈ ટકોર મારી તે રૂપીવારી ( વધારે બળતણ ) નાંખી જ્વાળાને પ્રગ-ટાવી છે.

( ૪૩૧ )

ગરમાં ઉંડે ઘરજાંણ, ગોકીરે ગજબ થયો;
હાલાની હૈયા મેરાણ, રણ જોવા રાખાયતનું.

અર્થ.—રાખાયત નામનો માણસ વગર રજાએ ક્ષત્રિ ધર્મ સંકટના લીધે અચાનક માશુકને જાણ કર્યા વગર રણમા ( સગ્રામની જગ્યોએ લડવા ) ગયો તે જાણી માશુક તેની પાછળ તે કેવિ વિરતાથી લડે છે તે જોવાને માટે હોકારા પડકાગ થતા હતા તે સાભળતી સાંભળતી આપ મેળે રણુ મેદાન તરફ જવા નીકળી.

( ૪૩૨ )

રાખાયતની રાખ, દાગવી દેકારા કરે;
અડયા હોત કંસારીના હાથ, ભણુણી ભેળાં થાત.

અર્થ.—રખાયત લડાઇમા મરાયો અને તેને ત્યાજ અગ્નીદાહદે વામાં આવ્યો એટલે તેનુ કલેવર બળી ભસમ થયુ બાદ તેની માશુક સોન કસારી આવીને પૂછ્યાં રખાયતની રાખ ઠરેલી જોઇ પસ્તાવો કરવા લાગી કે જો રાખ જગતી હોતતો હું અવસ્ય તેમા પડી બળી સતી થાત

( ૪૩૩ )

દિવો દવળમાં, બેસીને બાળ્યો નહીં;
હાસું હૈયામાં, રહી ગઇ રખાયત.

અર્થ;—આખરે રખાયતની રાખ આગળ વિલાપ કરીને કંસારી બોલી કે, હે રખાયત તું મ્હારો આશક અને હું તારી માશુક છતાં પ્રેમવાનકીની મીઠી લીજ્જત આમનસામન આપવા લેવામાં એ ઘડી પણુ રાત્રીના વખતે એકાંતમાં બેસવાની લેશ પણુ તક ન આવી મતલબ કે પ્રેમ ચીજ ચાખવા ચખાડવાના વસવસાજ રહ્યા.

( ૪૩૪ )

**કાંબળની કોર, છેડેથી છુટી ગઇ;**
**રતન ગયું રોળ, પાદર તમારે પોરહા.**

અર્થઃ—ધાટડી ( સૌભાગ્ય ચીંગ ) ને પાલવડે બધેલું અમારૂ સૌભાગ્ય રત્ન તે હે પોરહા તમારા ગામની સમિપે છુટી ગયું અર્થાત્ ખોવાઇ ગયું ( આ દુહો વિધવા થયેલીના ઉદ્ગારનો છે. )

( ૪૩૫ )

**પથરને પાણગાં, વેળુને પાળ;**
**ઉપરે સળાં છે એટલાં, ઉંડાનો નહીં પાર.**

અર્થઃ—પથ્થરપર પાણીનાં ટીપાં પડે તો તે ભિંજાતો નથી ( પોચો થતો નથી ) વેળુની દિવાલ આબાદ રહેતી નથી તેમ મલીન અને સાચ પ્રત્યે અભાવ ધરનાર માણસનાં હૃદય પણ સમજાતાં નથી.

( ૪૩૬ )

**ઓલ્યા આવે અહવાર, સરખે મોળીડે સામટા;**
**વચગાળાનો અસવાર, કરડી સાંઢે કાચબો.**

અર્થઃ—કાચબાની ઓળખ માગતાં કાચબાના સાથીએ એક સુંદરિને કહ્યું કે ઘોડેસ્વારોમાં જે વચ્ચે અને તે પણ જાનવંત અને મોંધા મુલી સાંઢપર ચડેલ છે તે પોતેજ કાચબો છે.

( ૪૩૭ )

**મારૂં ચાલી મ્હોલમાં, છુટા મેલી કેશ;**
**જાણે છત્રપતિ ચાલીયો; કોક નમાવા દેશ.**

અર્થઃ—કામ આતુર ઠકરાણું ( રાજ્યની રાણી ) જ્યારે પતિ સમાગમની સુખ આશાએ પતિને પોઢવાના આવાસ ઉપર ચલી ત્યારે તેના કેશ અને પાલવ છુટા થઇ ગયા એ વખતનો તેનો દેખાવ એવો થાય કે કોઇ મહાન છત્ર ધારી કેમ જાણે દેશને તાબે કરવા જતો હોય.

( ૪૩૮ )

. ઢોલો ધારે વસ્રને; મારૂઇ ધાન ન ખાય;
ખોડા થાજે કરલીયા, ઢોલો ગામ ન જાય.

અર્થઃ—પુરૂષ શણગાર સજવા માંડયો તે જોઇ તેની સ્રીએ જાણ્યુ કે તે પરદેશ જાય છે અને તેમ થતાં વિયોગ દશાનુ દુઃખ આવશે એમ સમજી પુરૂષને સ્વારી કરવાનો ઉંટ નામે કરલીયો હતો તેને આજીજી કરે છે કે હે વિર કરલીયા ! તું મહેરબાની કરીને લુલો થઈ જા તો ધણી પરદેશ જતાં અટકે.

( ૪૩૯ )

ખોડા થાઉં તો ડામ ખાઉં, બાંધ્યા ભુખે મરૂં;
જાવું ઢોલાને સાસરે, લીલુડા મગ ચરૂં.

અર્થ.—ઉપલા જવાબના પ્રતિ ઉત્તરમાં કરલીયો પેલી સ્રીને જણાવે છે કે, કદાચ જો હું ત્હારા કહેવા પ્રમાણે ( લુલો લંગડો ) થાઉં તો તે મ્હારા પગમાં ડામ દેવરાવે અને જો હું તનદુરસ્ત રહુ તો તે, મને પોતાનાં નવાં સાસરે લઇ જશે કે જ્યાં મહેમાન ગ-તીમા મને ખાવાને લીલા મગનો ચારો મળશે.

(૪૪૦)

સાજણ એવાં કિજીયે, જેવા કુવાના કોશ;
આઘા પાછા પછાડીયે, રંદ ન આણે રોશ.

અર્થઃ—ખેડુત લોકોને કુવામાં પાણી ખેચવાનો જે કોશ હોય છે તે પાણી ખેચતાં ગમે તેવી રીતે કુવાની દીવાલો સાથે અથડાય છે છતાં તે પાણી ખેચવામા બીલકુલ પછાત રહેતો નથી. કે રિસાળવો બનતો નથી તેવીજ રીતે આ સંસારમાં તે કુવા મિસાલે સંસારનાં આવરણરૂપ અછાડા પછાડા ખમીને પણ સદા મિત્રની ફરજ અદા કરવામા અડગ રહે તેવા સજન પુરૂષથીજ સ્નેહ બાંધી જીવન પર્યંત નભાવી રાખવો.

(૪૪૧)

શુર હિંણો સરદાર, મત હિંણાં રાખે માનવી;
અંધ ઘોડાને અહુવાર, રામ રખોલાં રાજીયા.

અર્થઃ—વિરત્વ વિનાનો રાજા અને પાછો તે પોતાના સલાહકાર તરિકે અક્કલ વગરના પાસવાનો રાખે તો તેવા રાજ્યની અને આધળા ઘોડા ઉપર મુસાફરી કરનાર આધળા સ્વારની મુસાફરીની રક્ષા પ્રભુ કરે.

(૪૪૨)

કળા કરો હજાર, ડાપણ ને બહુ ચાલુરી;
કપટ-હેત વેવાર, રહે ન છાનો રાજીયા.

અર્થઃ—ગમે તેવી યુકિત પ્રયુકિત અને ડહાપણ ચતુરાઈ ભરી સાવધ પ્રપંચ રીત વાપરો તો પણ તમારૂં હૃદય કપટ છે કે શુધ્ધ સ્નેહમય છે. તે કોઈ રીતે છાનું રહેતુંજ નથી.

( ૪૪૩ )

**નાના જનને નજીક, ઉમરાવ આગે આદર નહીં;**
**કોણ ઠીક અઠીક, સમય આવે પારખું.**

અર્થ—પ્રપચી અને પાખડી વૃતિના પ્રભાવે મોટાઇનો ડોળ બતાવી આપ સ્વાર્થ સાધવા અર્થે, હૈયાફુટા કમજોર અધિકારીને મસકાપાલીસ લગાવી તેની આગળ સરસાઇ માન લેવામા તથા પોતે સરદારના વફાદારના વફાદાર છે તથા કોઇ પ્રસંગે મદદરૂપ થઈ પડવાને શકિતવાન છે એવો આભાસ બતાવે છે એટલે તેની ગીલ્ટ મય રહેણીમાં અંજાઇ ભલા અને ભોળા ( બેવકુફ ) સરદાર, તેને નિકટ રાખે છે. અને સત્યાગ્રહી પાણીદાર, નજરપોચ, અને સરદારના કદમ પરમરી ફીટવાનેજ તથા નિમક હક કરવાનેજ સદા સાવધ રહેનારા નાના એટલે વગર ડોળ વાલુ માણસને કમજોર ગણી. તેને તિરસ્કારથી જોઈ દુર રાખે છે પણ તે બને વ્યકિતની પરિક્ષાની ન કરે નારાયણ અને સરદાર ઉપર જ્યારે અવનવી આફત આવશે ત્યારેજ તકાસણી થશે ત્યા સુધી તો પાપાત્મા પુજાશે. પ્રન્યાત્મા અપમાન પામશે

( ૪૪૪ )

પોપટ કોયલ બોલ, થોડા પણ લાગે ભલે
વૃથા ગુમાવે તોલ, બહુ બોલીને મેડકાં.

અર્થ—પોપટ અને કોયલ ભલે થોડુ બોલે છે તો પણ તેનો અવાજ પ્રીય લાગે છે અને કાદવવાળી દેડકાં જબરા ઘોર અવાજથી બોલે છે. તો પણ તે અપ્રીય થઇ પડે છે.

(૪૪૫)

ગુણ અવગુણને ગાય, તોય ન સુણે ગમારડો;
મચ્છ ગલાગલમાંહ્ય, રેવું મુશ્કેલ રાજીયા.

અર્થ —એક રાજહંસ ( રાજા ) ની આસપાસ વિધ્ધ ખાઉ કાગડાનું ટોળું (આપ સ્વાર્થી અને તદ્દન બ્લેકમાર્કેટથી ભરેલા વર્તનવાળા ધરાર પરેલો ) આસપાસ વિંટાઇને જોર જમાવી રહ્યા. ને પોતાના પ્રપંચી પ્રવાહમા ચકલ શુન્ય થઇ બે ઘડી ઘુડપણાંને ધારણ કરેલા હંસને ઘસડી લાવી તેના હાથે સત્યાગ્રહીની રેવડી કરવા લાગ્યા. જે જોઇ હસ ( રાજા )નો ખરો સુભેચ્છક પણ કેવળ સત્યાગ્રહી શુક હંસને સારાસારનું ભાન આપી કાગડાના ટોળાથી દુર થવા. વીનવે તો તે ઘુડવત બનેલો હંસ તે કહેવાનો અમલ નહીં કરતા શુક કહેલી બિના સર્વ કાગડાઓને રજેરજ કહી સંભળાવે અને તેથી શુક ખરાબ છે. તિરસ્કારને પાત્ર છે એવું સમજાવીને ઘુડવત હંસનો પાસેથી શુકને દુર કરાવવા કાગડાઓ પુરતો પ્રયાસ કરે અને તે વ્યાજબી લેખીને તે ઘુડવત હંસ પણ તેમ કરવાને તૈયાર થાય ( હે પ્રભુ હંસને ઘુડવૃતિ છોડાવી કાગડાના સહવાસથી દુર રહેવાનુ અને સત્યાગ્રહી શુકની ભક્તિની કદર કરવાનું તે હંસને સત્વર જ્ઞાન આપી પોતાની ભુલનું ભાન કરાવ. ) અને તેથી તે શુકનું રહેવું ગવના સહવાસમાં જેમ મચ્છ રહે છે તેવું છે. ( પીડાકારી )

(૪૪૬)

વછીયાતિનાં વ્હાણ, ભાંગ્યાં ભાવકમાં ચડી;
મધ દરિયે મેલાણ, માંગળ તુટયાં નાગાજણ.

અર્થ —ભવસાગરમા મુસાફરી કરનારની બેઆવધપણાથી ીતિનું નાવડું જરજર થયું અને મધ્ધ સમુદ્રની આધી વ્યાધી ને ઉપાધીરૂપ તોફાનની પ્રબળતાએ ગાબડુ પડયુ, હોડી ડુબી વાની તૈયારીમા છે તો હે પ્રભુ હવે તુ મદદ આપ

( ૮૭ )

સોરઠ મિઠી રાગણી, રણમિઠી તલધાર;
સેજા મિઠી સુંદરી, મિઠો રાગ મલાર

અર્થ —રાગણીમા સોરઠ રાગણી પ્રીય લાગે છે, રણસગ્રામમા તરને તલવાર પ્રીય લાગે છે મિછાનામા રાત્રીના વખતે આરામ તા અર્ધાંગે સુદર નવયૌવનાનો સાથ પ્રિય લગે છે અને રાગમાં ાર રાગ મિઠો લાગે છે

( ૪૪૮ )

ધુતા હોય સલક્ષણા. વેશ્યા હોય સલજ;
ખારાં પાણી નિર્મળાં; ત્રણે વાત અખજ.

અર્થ —ખોટા આચરણવાળો પણ ધુતારો હોય ( લાગ ફાવે ારે ઉઠાની જાય ) તેનો પુરૂષ લાજ શરમને જાણનારી પણ પસ્ત્રીક નના લક્ષણ હોય તેવી સ્ત્રી અને સુદર પણ સ્વાદમા ખારા હોય પાણી ) તેના નિર તો એ ત્રણે શુ કામના છે?

( ૪૪૯ )

હંસા સાયર સેવીએ, જેની શિતળ છાંય;
ઓછે વામ ન કિજીયે; અશ્વત્થ ઉચાલાય.

અર્થઃ—હે હંસ ( સજ્જન પુરૂષ ) હમેશ્માં આશ્રય લેવે સરોવરનો ( ગુણજ્ઞ સરદારનો ) જ લેવો કારણ કે તેનો આશ્રે ખદ અને નિર્ભય છે પણ ભુલે ચુકે પણ ક્ષુદ્ર તળાવડાંનો ( વગરના યાતો જેનો જીવ પ્રપંચી પાસવાનોના હાથમાં હોય સરદારનો ) આશ્રય સ્વપ્ને પણ ઇચ્છવો નહી કારણ કે, તે અ સદા દુઃખમય અને પરિણામે પસ્તાવો કરાવનાર છે.

( ૪૫૦ )

વાવરવામાં વિર, પણ વિવેકમાં વામણા;
એવા હોય અમિર, તે પણ દુર્જન જાણવા.

અર્થઃ—દ્રવ્ય ખર્ચવામાં તો ઉદાર હોય પણ તે વિગતે એટલે પાત્ર કુપાત્રને પીછાણી ન ખર્ચે તો એવાઓ પણ સમજવા.

( ૪૫૧ )

બળદનો ગુણતો ગયો, જોડ કજોડાં જુતાં;
મરદનો ગુણ તો ગયો, સોડ કજોડાં સુતાં.

અર્થઃ—પાણીદાર તાકાતદાર અને જાતવંત બળદ હોય પણ જો બાંગરીયા ખુંટીયા સાથે ગાડામાં જોડવામાં આવે તો તેનું પ તેની તાકાત અને તેની જાતવંતાઇ એ સર્વનો ક્ષય થાય છે તેવે રીતે ગમે તેવો સુઘડ અને ગુણવાન પુરૂષ હોય છતાં પણ તેને ફુવડ સ્ત્રીથી પનારૂં પડયું હોય તો તેની મહત્વ દબાઇ જાય છે.

( ૪૫૨ )

બાપૈયો પીઉપીયુ લવે, કોયલ સરવે સાદ;
એ રતમાં ઢોલા વીણા, જીવ્યાનો શું સ્વાદ.

અર્થઃ—પ્રેમઘેલી પણ પતિ વિયોગે પીડાતી પ્રેમદા અશાડ ાાસની એલીની રાત્રીમાં ટળવળતી પોતાના હૃદય ઉદગાર જણાવે ા કે, બાપૈયા, ( ચાતક ) અને કોયલ બોલે એ સમે પતિનો હવાસ ન હોય તો પછી તે છાંવ્યા કરતાં સ્રીને મરવું બહેતર છે.

( ૪૫૩ )

લોભિ ઢોલા આવ ઘર, કાંઇ ફીરે વિદેશ;
દિન દિન જોબન જાયતન, લાભ કે દિને લેશ.

અર્થઃ—હે દ્રવ્ય લોભિ સ્વામિ ! તું દ્રવ્યના લોભે નવયોવનનાં દરિને એકલી તજી દુર દેશાવર જઇ બેઠો છો તે ત્હારી કેટલી બે ાબર છે કેમ કે વખતના જવા સાથે નવયોવનાંની સુવાની અને ગીચેલુ નવઅંગ શુસ્ક થશે અને તે માણવાની સ્વર્ગથી પણ અધિક ક વિતી જશે પછીથી તેના ભોકતા નહીં થવાનો તને સદા પસ્તા- ાજ રહેશે.

( ૪૫૪ )

મ જાણો જે વિસર્યો, હૈરથીજ લગાર;
સાસ પહેલાં સાંભરો, દિનમાં તો દસવાર.

અર્થઃ—ઢોલો મ્હારૂને દિલાસો કહેવરાવે છે કે હે મ્હારૂ (સ્રી) સુચવે છે તે ખરૂ છે પરન્તુ લાચાર છુ કે દૈવની ઇચ્છા, અંજ- તું પ્રાબલ્ય, અને લખેલુ વિયોગ દુ:ખ ભોગવવું તેમાં મીન મેખ થી અને તેથીજ અહીંથી મુકત થઇ હું તને આવી મળી શકતો થી તોપણ ખાત્રી રાખજે કે હું તને સ્વપ્નામાં પણ ભુલતો નથી,

( ૪૫૫

સુવર્ણ કાન્તિ ઝળકતી, રોજ રસમાં લુબ્ધ;
એ મારૂ સુજ સદ્ગુણી, મેળવ વિધાતા સુજ.

અર્થઃ—હે સ્ત્રી, હમેશયાં પ્રભુ પાસે એજ માગું છુ કે, ર
રૂપમાં કંચન વર્ણી ગુણીયલ, સુઘડ અને સેજ સમયે પ્રેમ રસ
પાન પીવામાં અને પીવરાવવામાં પરિપુરણ સમજદાર એવી સ્ત્રી
તુ તેનાથી મ્હારો મેળાપ સત્વર થાવ.

( ૪૫૬ )

ડાકણ મંત્ર અને અમલ, તસ્કરને વળી જુવા;
કાછ બગડી જે કામની, તે લક્ષણ જાયે મુવા.

અર્થઃ—મેલાં શિખેલાં મંત્રકે કામણ ટુમણપણું, મનુષ્યપણાને
વૃતિને એબ લગાડનારૂં અફીણનું બંધાણ, (વ્યસન) ચોરી કરવાનુ
જુગાર રમવાનું, અને પરનર સાથે રમવાને ટેવાઈગયેલી સ્ત્રી તથ
પરસ્ત્રીની પાછળ ઓખરીયા ઢોર માફક ભટકવાને ટેવાઇ રહેલે
પુરૂષ એ સર્વની તે આદત મરણુની સાથેજ જશે.

( ૪૫૭ )

કંથરો હળ્યો કુ, લક્ષણે, જાગે ત્યારે જાય;
સંઘરી સાકરને તજી, ગોળ હુરોડો ખાય.

અર્થઃ—પરસ્ત્રી લંપટ પુરૂષની કુળવાન સ્ત્રીના આ ઉદ્ગાર
છે. તેણીઅને કહે છેકે, ઘરની કિંમતી સાકર જેવી સ્ત્રીને તજી માખી
મકોડા અને કચરાથી ભરેલો હાટનો ગોળ ( પબ્લીક વુમન ) ની
સુખ આશામાં રાતને દિવસ પતિ અથડાતો રહે છે.

( ૪૫૮ )

કામિ કુળન ઓળખે, લોભી ગણે ન લાજ;
અર્થી સગું ગણે નહીં, ભસ્ખે ભુખ અખાજ.

અર્થ—છીનાળવી સ્ત્રી કે પુરૂષને જાત કજાત પારખવાની દરકાર હોતી નથી. લોભી માણસને શરમ મર્યાદાનું ભાન નથી સ્વાર્થના પુજારીને પોતાનું યા પારકાનુ ભાન નથી અને ભુખ્યાને લુખાં સુકાં ભોજનનું ભાન નથી

( ૪૫૯

ઘેલી માથે બેડલું, વાંદર કોટે હાર
જર જુગારી ગુજલે, ટકે કેટલીવાર

અર્થ—ગાડીના માથે પાણીનુ બેડું, મર્કટની ડોક હીરાનો હાર અને જુગારીની પાસે પૈસો એ રહેજ નહી

( ૪૬૦ )

મરજોને કાં મારજો, પુંઠ ન દજો લગાર.
સહિયર મેણાં મારશે, કહી કાયરની નાર.

અથ—વિર ક્ષત્રાણી, પોતાના વિર સ્વામીને રણસગ્રામમા જતા છેલી મુલાકાતમા ભલામણ કરે છે કે હે પતિ ! રણમા કતો દુશ્મનને મારજો અને કાતો મરજો પણ નાશીને ઘેર આવશોમા કારણ કે નાશી આવશો તો સાહેલીઓ મને નપુસક ( બાયલા )ની સ્ત્રી કહીને ખીજવશે

( ૪૬૧ )

**લાખ વિમાસણ ક્રોડ બુદ્ધિ, કરી જુવો સહુ કોય,**
**હોણી અણ હોણી નહિં, હોણી હોય સો હોય.**

અર્થઃ—અનેક ચાતુરી અને બુદ્ધિ બળ વડે વિચારી વિચારીને કામ કરો તો પણ તેનું જે પરિણામ મળવાનું છે તે અવશ્ય આવશેજ તેમાં ડહાપણુ કે ચતુરાઇ કશુ કામ નથી આવતું.

( ૪૬૨ )

**ખુશામતિયા ખુશી રહે, ભલા ફરે બે હાલ;**
**પતિવ્રતા ભુખે મરે, એવો કળયુગ ચાલ.**

અર્થઃ—મસકો લગાડી હાજી હા કરનાર તાગડધીનાં કરે છે અને સત્યાગ્રહી બિચારા તિરસ્કાર પામે છે, શિયળવતી સબડાઇ છે અને કુલટાઓ વૈભવ માણે છે એ ખરેખર કળીનોજ પ્રભાવ છે.

( ૪૬૩ )

**રાણોકે, રહ્યું નહી, મનડું ટેક ધરી;**
**હાથે કરીને હળવાં થયાં, કકુરા નેહ કરી.**

અર્થઃ—આપ અનુભવથી નહિ પણ અન્ય મનુષ્યોના મુખથીજ એક ઇન્સાનની સુકિર્તી સાંભળી તેવાથી નિકટ સંબંધ બાંધવા તથા તેના સ્નેહી ગણાવવાની અમને અનહદ ઉત્કંઠાવધી અને તેથીજ અમે અમારા આનંદની, અમારા વૈભવની અને સ્વતંત્રતાની દરકાર નહિ કરતાં ફક્ત તેના સ્નેહી બની તેના આનંદની વૈભવની, અને સ્વતંત્રતાનીજ ફીકર રાખી. તે બજનસ રહેવા ખાતર જીવતોડ પ્રયાસ કરવામાં તથા પ્રાણથી પણ તેને વધારે

ત્રીય ચાહવા માં અમે લેશપણ અમારૂં હૃદય ફેરવ્યું નહિ પરન્તુ લાચાર કે, તેની સાંભળેલી સુકિર્તી કેવળ બનાવટી અને મીથ્યા બણગાં ફુકનારી યાતો ગીલ્ટ મય હતી. મતલબ કે તે ઇન્સાન કેવળ નિર્બળ, પ્રપંચને ત્રીય ગણનાર સત્ય અસત્ય પારખવામાં મુર્ખ અને સ્નેહીનીભક્તિનું ખુન કરવાને લેશપણ પ્રભુની કે જગતની ધાક નહિ ધરનાર એવો બે વફાપી છાણી તેની સાથે સ્નેહ બાંધવાની અમે ઉતાવળા બની જે હિમાયતી કરી તે અમે કેવળ જખમારી છે. એટલુંજ નહિ પણ તેવા નાદાનના સ્નેહી તરીકે અમોને જગતમાં અમે પોતેજ ઓળખાવી અમારા સત્યાગ્રહી પણાની અને જીવનની વ્હાઇટ સાઇડને ખરેખર હિણું લગાડયું છે. એટલે એ ભુલમાં પસ્તાઇ અન્યને પોકાર પાડી સુચવીયે છીએ કે હે સ્જનો! યા સ્નેહના શોખીનો! જેની સાથે તમારે સ્નેહયા સંબંધમાં ઉતરવું હોય તેનાં પરમુખથીજ બણગાં ફુંકાનાં સાંભળીને લોભાવું નહિ પણ ખાસ જાતિ અનુભવ કરીનેજ પછી તેના પરિચયમાં ઉતરવું એજ શ્રેય છે સબબ કે દુરથી રળિયામણા દેખાતા ડુંગરાઓની પાસે જતાં તે ખરેખર કાળ ચીંટ અને જંગલી પવનના ઝપાટાઓ સહીને ભય ઉપજાવનારા પથ્થર હોય છે.

(૪૬૪)

કુવા ઢાંકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ;<br>
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.

અર્થઃ—કુવા અંદરનાં નિર્મળ પાણીની નિર્મળતા જાળવવાના સાધાનમાં ઢાંકણ છે. ખેતર અંદર પાકેલા અનાજના છોડ જાળવવાના સાધનમાં વાડ (આડશ છે) પીતાનું નામ તેની હયાતી

ખતમ થયાબાદ આલમમાં હસ્તી ધરાવાના સાધનમાં તેમનો પુત્ર છે અને ગ્રહસ્થાશ્રમને શોભાવિવાના સાધનમાં સારા કુળની અને સત્ય વર્તનની સુઘડ સ્ત્રી છે.

(૪૬૫)

**નિર્ધનીયાંને બહુરણાં, જેને ખટકે વેર ઘણાં;**
**નિદ્રા નવતે ત્રણ જણાં, સાંભળ સજન સાનથી.**

અર્થઃ—આ સંસારમાં, જે કેવળ પૈસાદારથી રહીત હોય, જેને ણા દુશ્મનો હોય, અને માયાના વાળ જેટલું રાક્ષસી સ્વભાવ વ્યાજ ખાઉનું કરજ હોય, એ ઇન્સાનને લેશ પણ શાન્તિ મળતી નથ

(૪૬૬)

**પાણીમાં પાષાણ, ભિંજે પણ સિજે નહીં;**
**મુરખ કર્યે વખાણ, રીઝે પણ બુઝે નહીં,**

અર્થઃ—ગમે તેટલા ઉંડા પાણીમાં કાળમિંઢ પથ્થરને વરસો સુધી ડુબાવી રાખો તો તે ઉપરથી પાણીવાળો થશે પણ અંદરમાં એક તસુના પ્રમાણમાં પણ પોચો થશે નહિ અર્થાત્ પોતાની કઠોરતા તજશે નહીં એવીજ રીતે મુર્ખ એટલે કોઈ પણ જાતની સત્ય અસત્ય તપાસવાની શક્તિ ના હોય તેવા ઇન્સાન પ્રત્યે તમે ગમે તેટલું વ્હાલ એને વફાદારી બતાવશો તો તે ફાતડાની પેઠે દાંત કાઢી (હસીને) ખુશી થશે પણ તમોને દ્રવ્ય કે અન્ય કંઇ કિંમતી વસ્તુની (તેનું ગજું હોય છતાં પણ) નવાજેશ બીલકુલ નહિ કરશે.

પ્રીત કરોતો પુછજો, કેટલા અવગણ હોય;
હારે હૈડા ના રહે, રગમાં રગત ન હોય.

અર્થઃ—પ્રેમ કરવાનાં અધીરાં થયેલ મનુષ્યોએ અનુભવિને પુછીને પછી પ્રેમ રસ્તે ઉતરવુ કેમકે પ્રેમનો હેતુ સંચવાઇને મુખ્ય બિંદુનું સતત ભાન રહે તો તે ઉતમ છે નહિ તો તે આધિ વ્યાધિને ઉપાધીની ખાણ છે.

(૪૬૮)

ભલાં સજન ભલે મળે, કરે હ્રદયની વાત;
મનની આપે મુડીયું, ભુલ્યાં ચડાવે વાટ.

અર્થઃ—સજન માણસનો સહવાસ આ સંસારનાં મનુષ્ય માત્રને સ્વર્ગ સુખથી પણ અધિક આનંદ મદ છે સબબ કે જે સજન છે તે હમેસ્યાં કપટ રહિત પણે સતવાત કરે છે એટલુંજ નહિ પણ નીતિનો રસ્તો વિસરી જાઇએ તો શમ દમથી સમજાવી પાછો તરત નીતિને રસ્ને હોશ અને ચિવટ થી ચલાવે છે. (ધન્ય છે તે મનુષ્યને કે જે ને સજનથી સહવાસ મળે છે.)

(૪૬૯)

દાઢે ખટકે કાંકરો, કણું ખટકે નેણ;
વચન ખટકે ઉરમાં, ગયાં કટકે શેણ.

અર્થઃ—ખોરાક ચાવતાં ખોરાકની સાથે ચવાતો કાંકરો દાઢમાં ખટકે છે અને તેની વેદના થાય; આંખમાં પડેલાં કણાંની વેદના

અપમાનની વેદના થાય, તે સર્વ વેદના કરતાં સજનના સ્નેહ વિયોગની અધિક વેદના છે કે જે કોઈ રીતે સહન થતી નથી.

(૪૭

**સસલાં અને શિયાળ, એક દિ શિંગાળાં હતાં;**
**મરતાં રાહખેંગાર, ભવનાં ભિલાં થઇ રહયાં.**

અર્થઃ—રાણકદેવિના સ્વરૂપમાં મોહાન્ધ બનેલો પાટણનો રાજા સિદ્ધરાજ રાણકદેવિના સ્વામિ અને જુનાગઢના રાજા રાખેંગાર પર ચડી આવ્યો પરંતુ તે રાજાના સૈન્યની રચના, કિલ્લાનું બંધારણ અને વિરત્વનાની વ્યવસાઇના પરિણામે સિદ્ધરાજ મહાત થયો (કંટાળી ગયો) પણ છેવટે રાહખેંગારના ભાણેજ દેશળ વિશળ કિંચીત માત્ર કડવાશના લીધે નિમકહરામ બની સિદ્ધરાજને મળ્યા અને પ્રપંચથી લશ્કરને કિલ્લામાં ઘાલ્યું. તેથી એ લડાઇના અંતે ખેંગાર મરાયો એટલે રાણકદેવિને લઇ સિદ્ધરાજ પાટણ તરફ વળ્યો ત્યારે જુનાગઢની સમસ્ત રિયાસ ને સસલાં શિયાળને સંબોધી તેણી કહે છે કે. હે સસલાં=શિયાળ તમારા માથાપર કુદરતે સિંગ બનાવ્યાં નથી તો પણ ખેંગાર જેવો ધણી તમારા ઉપર હતો ત્યારે તમે શિંગાળાં (પારકાને સાલરૂપ) હતાં પણ તે ધણી મરતાં તમે જીવન પર્યન્ત ભિલાં=શીંગ વગરના (નિર્માલ્ય) થઈ ગયાં.

(૪૭૧)

**સ્વામિ ઉઠો સૈન્ય લઇ, ખડ ધારો ખેંગાર;**
**રા,હ સિધરાજે ઘેરીયો, ગઢ જુનો ગિરનાર.**

અર્થ:—દેશળ [illegible] હરામી પ્રપંચથી સિદ્ધરાજનું લશ્કર કિલામાં ઘસી આવ્યું આ વખતે વૈભવિ રાજા ખેંગાર નિ-શંકથી રાણકદેવિની સોડે સુતો હતો. તેને રાણકદેવિએ જગાડી ક્ષત્રિવટ સાચવવા માટે ભાન આપ્યું કે. જાગો અને હાથમાં અજીત સમશેર ધરી દુશ્મનો ઇન્સાફ આપી વિરતા બતાવો. ( ધન્ય છે આવી વિરબાળાને. )

( ૪૭૨ )

તાટાં માણસનો તોલ, પરિચયથી તો પારખીયો;
જાણી માયાને બોલ, ટાટાં શાંટાં થઇગયા.

અર્થ:—કાળમિંઢ પત્થરના કિલા જેવા મજબુત નહીં પણ સાઠીની ગંઠીને કરેલી દિવાલ ( દિવાલને બદલે ટેમપરરી કામ ચલાઉ સાઠીયોની દિવાલ કરવામા આવે છે તેને ગામડીયા લોકો તાટાં કહે છે ) જેવા તકલાદી ( બનાવટ ) સ્નેહવાળાઓએ અમારી સાથે સ્નેહ બાંધી અમોને માયાળુપણે સાચવી રાખવાના બડાઇ ભરેલા અનેક વચન=કોલ કરારો આપી પોતાનો પનો વધાર્યો હતો. કાળે કરીને તેની માયાળુ વૃતિ અને કોલ કરારો પીછાણવાની અમને જાતે તક મળી અમે તેને આશ્રે જઈ રહ્યા અને ત્યારેજ અમોને તેનું ર પોચણપણું અને ગીં'ટ ભરેલો સ્નેહ તર્તજ પરખાઇ આવ્યો.

( ૪૭૩ )

અભરાણું અમે, નમેરી કીસેં થાય;
છાંટ નાખોને તમે, માનીશ ધન મન જેઠવા.

અર્થઃ—અંગનું દાન તો નહીં પણ માત્ર આશકના હાથમાં સ્નેહ નિભાવવાનો કોલ આપતી વખતે માશુકે પોતાના હાથથી તાળી આપી (હાથ મુકયો) અને તેથી તે નવલ અંગનો સ્પર્શ આશકને થયો અને તેમ થતાં તે શરિરનો માલિક થયો. તેથી તે આશકના શિવાય અન્ય પુરૂષ ભાઈ બાપ સમાન છે એવું માશુકે નિશ્ચય કર્યું પરન્તુ આશકે તો જીંદગી સુધી પણ પાછું તેની સામું ન જોયું. એટલેજ માશુક બિચારી પોતાના હૃદય ઉદગારથી દુહામાં આશકને માર્મિક ઠબકો આપે છે.

(૪૭૪)

સાકરીયે સાદે, બોલાવતો બડો ધણી;
કુવા કાટે કાઉં, જાતાં કિધાં જેઠવે.

અર્થ—નવલ અંગમાં રસ ભર્યું જોબન ઝરતું હતું ત્યારે જેઠવો પરાણે બોલાવી પ્રીતની ભીખ માગતો હતો પણ અંગ શુષ્ક થયુ અને રસ ઉડી ગયો ત્યારે સામું પણ જોતો નથી (ઉજળી)

+ + +ગરજાઉ માણસ પછી તે ભલેને શ્રીમંત કે સરદાર હોય છતાં પણ ગરજના લીધે તે રાંક પ્રાણીને વ્હાલથી બોલાવી પરાણે તેની ખીજ મન કરવામાં મોટાઇની શરમ બાજુએ મુકશે. પણ જેવી ગરજ સરી રહેશે કે તુર્તજ પાછો તે પેલા રાંકની પાયમાલી કરવાનાં કોકાં ગોઠવશે. આવી આ ઝાલીમ અને ગેરી જમાનાની ખુબી છે (હત તારીનો જમાનો?)

(૪૭૫)

ત્હારા મનમાં હતું મે, માં કારે કાં ન મોકલ્યો;
લાજું અમારી લે, શોભે ન બડાઁ ધણી.

અર્થ:—ઉજળી કહે છે કે, [illegible]! ઉડ કુવ ઉતારીનેજ વરત વાઢવાની ત્હમારી નમેરી ટેર [illegible] તો અમારા જેવાં વિશ્વાસુ અને માયાળુને તેં ત્હારો ગીલ્ટમય હેતાળુ હૃદય ભાવ શા માટે બતાવ્યો ? અને બતાવ્યો તો પાછો તે ભાવ ઇર્ષામાં ફેરવી દુનિયાની નજરમાં હવે અમને નઠારાં શા માટે બનાવે છે ? આ વાક્યો દરેક મોટાઇની પદવી લેનારે યાદ રાખવા જેવું છે.

( ૪૭૬ )

વળા વળતી કાઢી આજ, હોંશ ભરી આવી હતી;
જાશે ત્હારૂં રાજ, આ શિષ્ય છેલ્લી એટલી.

અર્થ.—પોતાના શુદ્ધ અને અપુર્વ સ્નેહનું જેઠવા "મે" ની નમેરાઇથી ખુન થતું પીઠાની ઉજળી આખરે આશા ભરે હૃદયે તેને શ્રાપ આપે છે કે હે જેઠવા ! ત્હારૂ હેત જેવુ તે તેવુજ છે એવું સમજી હુ વિશ્વાસુ, ઉમેદ રાખી ત્હારી પાસે આવી તો તેં ત્હારી નિષ્ઠુર વૃતિથી મ્હારૂ અપમાન કર્યુ તો ત્હારા જેવા બેવફા સ્નેહીને હુ શ્રાપ આપુ છુ કે, ત્હારૂં રાજ ત્હારા હાથમાંથી છીનવાઇ જશે મતલબ કે સ્નેહનો ઘાતી એવો જે તું "મે" તે અંતે પુરો દુખી થશે.

+ + + ગરિબની હાય બહુ બુરી છે કદાચ કોઇ મોટા માણસને ગરિબની ગરજ હોય ત્યારે અને તેને પોતાનો ગણવા વખત આવે તો ગરજ સર્યા પછી પણ તેને નહીં તરછોડતાં સદાય "બાંહ્યગ્રહેકી લાજ" પ્રમાણે પોતાનો કરી રાખવો પણ તેને દગો દઇ હડસેલી ન કાઢવો. વખતે તેની કમસમજથી તે કડવી હવા આપે તો

(૩૪૯)

ઉંચે આથર બિછીયા, સજોખાના કાકચા બ્હાર,
ગૃગનેની ખોળા પાથરે, ઘેર શિયાળો ગાળ.

અર્થ:—સ્વામિ દરેક રીતે વિનવ્યા છતાં પણ રોકયો નહીં રહેતાં પરદેશ જવા તૈયાર થયો ત્યારે ખોળા પાથરીને તે સુઘડ સુંદરી બોલી કે હે સ્વામી વધારે તો નહીં પણ શિયાળાના ચાર મહીના મ્હારી સજોડે વિતાવીને પછી ત્હમે પરદેશ પધારો.

(૪૮૪)

સાધીડા સાબદા થયા, હાલીના હોકારા થાય,
પારકા પરા લખાવીયા, ઘેર રહું ના જાય.

અર્થ:--હે સ્રી ત્હારી માગણીને તરછોડતાં મ્હારૂં હૃદય રોવે છે પણ લાચાર કે તે હું સ્વીકારી શકતો નથી કારણ કે મ્હારી સાથે આવનાર માણસો મ્હારી રાહ જોવે છે, વળી મેં એગ્રીમેન્ટ લખી નોકરી બંધાવી છે એટલે લાચાર છું.

+ + + સુન વાંચક આ શબ્દો જો કે વિદ્વતા ભર્યા નથી. તોપણ તે કેવા ભેદક છે તેનો તું વિચાર કરીશ તો સમજાશે ( અનુભવી વીનાં કેમ જણાશે ? )

તો પણ છેવટમાં ભળામણ આપે છે કે હે વ્હાલા! પરદેશમાંથી જેમ બને તેમ વ્હેલા ઘેર પધારી દાસીને આવી મળજો પણ વિલંબ કરશો તો દાસીનું મોઢું જોવાનો વખત નહી આવે વિયોગ વ્યાધી થી કદાચ પીડથી પ્રાણ જુદાં થઇ જશે ને સદાય અમેળા રહેશે, (મનની મનમાં સમાશે.)

(૪૮૬)

જટીયા જુવાની ગઇ, ગઇ ચટકતી ચાલ,
જેહે અ ઓડા વાળતાં તેહે પડી ગઇ ટાલ.

અર્થ:—જુવાની જતા વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે અને તે પ્રાપ્ત થતા શરીરના સુંદરતા, અક્કડતા અને કોમળતા સર્વે ઉડી જાય છે એટલુંજ નહી પણ કાયાપરના લાંબા લાંબા કાળા વાળ સફેત થઇ આપ મેળે ખરી પડે છે ને માથુ ખરાબ દેખાય છે.

(૪૮૭)

ધન જોબનને ઠાકરી, તે ઉપર અવિવેક;
એ ચારે ભેગાં હુવાં, અનરથ કરે અનેક.

અર્થ:—અવસ્થા યુવાન હોય, પાસે દ્રવ્ય હોય અને અધિકાર મળે તે સાથે વળી અજ્ઞ અવિનેકથી ભરેલો હોય એ સર્વ સાધનવાળો, આ જગતમાં સહવાસમાં આવનાર ઉપર કેવો જુલ્મ વાપરશે એ કોઈનાથી નકીકરી શકાતું નથી. પ્રભુ એ ચારે સાધન વાળાથી ચોવીસ માઇલ દુર રાખે.

(૪૮૮)

દુઃખે તેને દાઝે, દુઃખ્યા વણ દાઝે નહીં;
કવણ ક્રિયાને કાજ, મરવા આવે મિયાઉવત.

અર્થઃ—ઘણાં વ્હાલાં સગાં અને સ્નેહી મંડળને ધરાવનારો. મીયાઉત નામનો માણસ દુઃખથી દબાયો ત્યારે તેમાંથી વિમુખ થવા પોતે પોતાના સ્નેહી મંડળ તથા વ્હાલાં સગાંને મદદ આપવા વિનવ્યાં પરન્તુ લાચારકે, તે બ્હોળી સખ્યામાંથી કોઇએ પણ આવીને તેની બેલપન કરી, કારણકે તે સત્તાથી દુઃખની દાઝ કેવી તિવ્ર હશે તે તેમનાથી સમજાય તેમ નહી હતું (પ્રસુતીની પીડા વાંઝણી શું સમજે?)

( ૪૮૯ )

ગાડાં મોઢે ગણ કરો, ભવ બહુ ભેગાં વસો;
ઓઝો, નાતો ને ઓરતો, કમાણસને કશો.

અર્થ.—કમાણસ એટલે કમજાત હોય તેને તમેં ગમે તેટલા ઉપકાર કરી બતાવો યા તેના હિત, માટે તમે ત્હમારાં પ્રાણની પણ દરકાર નહી રાખતાં તેનું હિત કરી બતાવો, અને લાખી મુદત તેવાના સાથે બેળાઈ તમારાં સદ્વર્તનની તેને ખાત્રી આપો તો પણ કમજાત અને આપ સ્વાર્થમા સાવધ રહેનાર ઈન્સાન પ્રસંગ આવે ત્હમારા કરેલા ઉપકાર ધોઇ નાખશે ને બદલામા ત્હમારા એક કટા દુશ્મનની ગરજ સારશે.

( ૪૯૦ )

સોનું જોઇ સંગત કરી, નિવડયું સાવ કથીર;
કાયા વટાળી પત ખોઇ, શોગ પડયો શરિર.

અર્થ—ગીલ્ટમય હૃદયભાવના ઇન્સાન સાથે શુદ્ધ હૃદયથી સ્નેહ સાંધી પગ્નીકમાં નિદાયા તોપણ આખરે તેણે અમારા સ્નેહની કિમત નહીં કરતાં અમને તરછોડી વેગળાં કર્યા.

( ૪૯૧ )

હંસા સાયર સેવિયે, જેની શિતળ છાંય;
ઓછા વાસન કિજીયે, અધવચ ઉચાળાય.

અર્થ—કોઇ અનુભવી, લોકોને સુચવે છે કે હે હંસ ! (સજન !) તમે ખાબોચીયાનો ( હલકાં પેટવાળાં અને સ્વાર્થીલાં કમજાતથી સ્નેહ ન સાધજો ) કિનારે નિવાસ નહી કરતા સદા સ્રોવર કિનારેજ (સજનને આશ્રય રહજો ) ગેરો સબબ કે સ્રોવરનો આશ્રો કિર્તીમાં .વધારો કરાવા શાન્તિને આપનારો છે.

∸ + + આશ્રો લેનારે ખાસ ઉપરનું સુત્ર લક્ષમાં રાખવાનું છે

( ૪૯૨ )

હાથે ચુડી હેમની. હેમ સરીખા હાથ,
મા રૂડને તે દિ ઘડી, નવરો દિને નાથ

અર્થ—સર્વાંગે સુંદર બાળા કે જેની કાયાનો સ્વર્ણ કંચન વર્ણો હોવાથી કરમાં પહેરેલ કંચન ચુડી અને કાયા કલર એકએકથી મળી ગયેલા જોઇ તેનો આશક કહે છે કે જ્યારે વિધી છેક નવરો હશે ત્યારેજ આવી સ્વરૂપાને વિચાર પુર્વક બનાવી છે

( ૪૯૩ )

પંથી એક સંદેશડો, ઢોલાને કહી જાય;
જોબન હસ્તી જાગીયો, અંકુશ લઇ ઘર આવ.

અર્થ—વાલમ વિયોગે વિરહાકુળ વનિતા વાટ માર્ગુને કહે છે કે હે મુસાફર ! કદાચ તને મ્હારો વલભ મળે તો ખબર આપજે કે ત્હારી પત્નીને મદન હાથીયો બહુ પજવે છે તો તેને પરવશ રાખવામાં ત્હારા સહવાસરૂપી અંકુશની પુરી જરૂર છે માટે વૈર જા.

(૪૯૪)

ખુશામતિ ખુશી રહે, ભલા ફરે, બેહાલ;
પતિવ્રતા તનહા ફરે, વેશ્યા ઓઢે સાલ.

અર્થ:—મસકા ચોપડી હાજી હા કરનારા મનગમતા મોજ માને છે. સત્યાગ્રહી હેરાન થાય છે. વેસ્યાઓ કિમતી વસ્ત્રો પહેરે છે. પતિવ્રતા સાડીગે થીગડાં આપે છે વાહરે જમાના ! ત્હારી બલીહારી છે.

(૪૯૫)

બેવડ મીંઢોળ બાંધીયાં, હલામણને હાથ;
સોનલ દેનો સાથ, બળશે કેમ બરડાનો ધણી.

અર્થ:—મીંઢોળ બંધ હલામણ જેઠવાને તેના કાકા શિયા તરફથી દેશવટો મળ્યો અને તેથી તે પોતાની સુઘડ સ્ત્રીના પરિચય વગરનો રહ્યો. થોડી મુદતે હલામણ બિમાર પડયો અને તે વખતે તેને સોનની ખુબ સુરતી અને પ્રેમ ઉર્મિ યાદ આવી અને તેથીજ તેણે ઉપરના ઉદ્ગાર કાઢયા છે.

(૪૯૬)

આવડીયું અમે, જેઠવા જાણેલ નહીં;
પીયરીયે પગ ઢાંકી, બેહત અમે બરડાના ધણી;

અર્થ:—સોન પોતાના પસંદ કરેલા સ્વામિ હલામણના વિયોગમાં રિબાતી અંતર ઉર્મિ જણાવે છે કે, હે જેઠવા ! મ્હારી ખાતરજ જો તને ત્હારા કાકા તરફથી દેશવટો મળશે અને તેથી દેશવટાને અંગે તું સદાય મ્હારાથી વિખુટો રહીશ. એવું પ્રથમથીજ જો અનુમાન જોયું હોતતો હું સદાય કુંવારીજ રહેત.

( ૪૯૭ )

સુખની સેયા નોય, સેયાએ સુવાહ;
હલામણ ને હોય, સોન વિયોગે સાથરો

અર્થ—હલામણ દેશવટામા ફરતા ફરતા અચાનક પોતાની ફઇને ત્યા જઈ ચડયો, તેણીયે હલામણની દુખી દશા જોઇ જાણી, તેની વ્હાલથી આગના સ્વાગના કરી અને આગમ લેવા અર્થે મખમલનુ બીછાનુ પાથરી આપ્યુ, પણ તે બિછાનામા નહી સુતા અળગો જમીનપર સુતો ત્યારે તેની ફઇએ પુછયુ કે બિછાનુ છતા જમીનપર કેમ સુતો ? ત્યારે હલામણે કહ્યુ કે પતિવ્રતા અને શુદ્ધ પ્રેમને સમજનાર સોન સતીના વિયોગે હુ જમીનપર સુવાનુજ યોગ્ય ગણુ છુ.

( ૪૯૮ )

બેઠો બાગાધાર, જાણ્યું મનામણાં આવશે;
દેશવટો ધરાર, સાચા દીયો શિયે જેઠવે.

અર્થ—ભર સભામા જ્યારે દેશવટે જવા શિયાજેઠે હુકમ આપ્યો તે હુકમ ઘડીકનોજ છે એમ જાણી હલામણ તે હુકમ શિર ચડાવી ચુપચુપ શહેર નજીકની બગાધાર પાસે આવી બેઠો ને અમુક વખત પછી કોઇ મનાવી તેડી જાય તેવી આશા રાખી પણ તે આશા નષ્ટ થઈ અને તેને સદાય દેશવટોજ ભોગવવો પડયો,

( ૪૯૯ )

જળ પ્રમાણે પોયણાં, કર્મ પ્રમાણે મત;
જેવા નરને સેવીયે, તેવી દે ફળપત.

અર્થ—જેવા અને જેટલા વિશાળ શ્રોવર હોય છે તેવા તેમા નાના મોટા કમળ પુષ્પ હોય છે જેવા કૃત્ય તેવીમતિ થાય છે, અને

જેવો આશ્રો લઇએ તેવાં ફળ મળે છે. અર્થાત કે સજ્જનને શેવીએ તો સુખ શાન્તિ મળે છે દુર્જનને શેવીએ તો દુઃખના ડુંગર વધે છે.

( ૫૦૦ )

મત દીધી આવે નહીં, કમતે મત કોળાય;
અવળે અક્ષર આવીયાં, સવળા કેમ સહેવાય.

અર્થઃ—જે ઇન્સાનનાં ભાગ્ય ખરાબ હોય તેને ગમે તેટલી શીખામણ સલાહ આપો તે તેને રૂચિકર થતી નથી પણ તેને જેમ અવળી સલાહ મળે તેમ તે ખુશી થાય છે કારણ કે તે સારી સલાહને માટે નિર્માયેલોજ નથી.

× × × મ્હારાં વ્હાલાં વાંચકવૃંદ ! આ " કાઠીયાવાડી જવાહીર " ના લેખમાં અર્થ કરી મેં મ્હારી આપ મતિ અનુસાર નીતિ ધર્મના ઉદ્દગાર પિરસ્યા છે અક્ષગન કોઇ વેળા કલમ અવળા પ્રવાહમાં પણ ઉતરી હશે પરન્તુ તમોએ તો હંસદૃતિ વાપરી નરસોને ત્યાગી સારાંનેજ ગ્રહણ કરવું, વિશેષમાં તેવા ઉદ્દગારને સજન હશે તે પ્રાય ગણશે બાકીનાંને કેવું જણાશે તે તેઓ જાણે. કહેનાર કહી છુટે વર્તવું ન વર્તવું એ જન સમાજની મરજીપર આધાર છે. અસ્તુઃ ઇશ્વર ઇચ્છા તો પુનઃ અન્ય લેખ દ્વારા મળીશું.



# અગાઉ ગ્રાહક થઇઆશ્રય આપનાર સદ્દગ્રસ્થનાં નામ.

૫૦) બગસરાના માનવંતા દરબાર શ્રી અને પોરબંદર સ્ટેટના એડ મિનીસ્ટ્રેટર નામ. વાજસુરવાળા સાહેબ,
૨૫) શ્રીયુત શેઠ ખીમજી આસર વીરજી મુંબઈ.
૧૦) મે. નકુભાઇ કાળુભાઈ શાહ. શ્રી આર્યનીતિ દર્શક નાટક સમાજના માલીક મુંબઇ.
૫૦) મેસર્સ દુર્લભજી જુઠાભાઈ ભુલેશ્વર મુંબઇ.
૧૦૦) ભાઇ હરજીવન વસનજી મુંબઇ.
૫) નામ. લાઠી ઠાકોર સાહેબ લાઠી.
૫) નામ૦ રામભાઈ સુળુભાઇ બગસરાના દરબાર સાહેબ.
૫) નામ૦ રામભાઇ હરસુરભાઇ બગસરાના દરબાર સાહેબ.
૫) નામ૦ માત્રાભાઇ ગોદડભાઇ બગસરાના દરબાર સાહેબ.
૫) ડી. વાડીલાલ કંપની મુબઈ.
૫) શેઠ ચંદુલાલ ઇશ્વરભાઈ મહેતા અમદાવાદ.
૫) શેઠ પરશોત્તમ ઇશ્વિરભાઇ અમીન નડીયાદ
૫) મે. જટાશંકર પ્રાણજીવન ભાઇ ઠાકર; સોનગઢ થાણાદાર સા.
૫) મે. શેઠ ઓસમાણ અબ્દુલ કરીમ બેગ દિલાવર બગસરા.
૫) ભાઇ ગુલાબચંદ મોતીચંદ શાહ મુંબઇ.
૫) શેઠ ગની જુસબ ધોરાજી વાળા. મુંબઇ
૫) મે. બેચરલાલ વી. બાપુભાઈ ઝાલા કારભારી સાહેબ જેતપુર,
૨) મે. મોતીરામભાઇ બેચરભાઇ નંદવાણા શ્રી. આ૦ ની૦ દ૦ ના૦ સમાજના માલીક મુંબઇ.
૨) શેઠ જીવરાજ ગોકળદાસ નેણશી. માડુંગા.

૨) મે. મોહનલાલભાઈ પોપટભાઈ મોરઠ ચીફ કો. સાહેબ બગસરા.
૨) મે. લીલાધરભાઇ માણેકલાલભાઈ મહેતા. મજમુ ન્યા. સા. બગસરા.
૨) રા. રા. શાન્તિલાલ ગીરધરલાલ માધવરાવ દેશાઈ. જુનાગઢ.
૨) શેઠ ચત્રભુજ નરશીભાઇ દોશી, બગસરા.
૨) શેઠ દયાળ દેવચંદભાઇ શાહ, બગસરા.
૧) મે શેઠ કપુમભાઇ આ. ની. દ. નાટક સમાજના માલીક, મુંબઇ.
૧) મે. હરજીવનભાઈ ભવાનભાઇ કોટક રાજકોટ દીવાન (રાજકોટ)
૧) રા. બા. સુંદરદાસભાઇ નારણદાસભાઈ સોલીસીટર (મુંબઇ)
૧) શ્રીયુત્ સાક્ષર કેશવલાલભાઈ હર્ષદરાયભાઇ ધ્રુવ (અમદાવાદ)
૧) કે. એફ. ચાનડર ( શાના કુત્ર )
૧) ઠા. દયારામ લાલજી (મુબઈ)
૧) મી. વીરજી સ્યામજી ટ્રેજરીવાળા ( મુંબઈ )
૧) ડોકટર ડી૰ એન૰ જસાણી (બગસરાવાળા) મુંબઈ.
૧) મી. મહેરવાનજી ખુરશેદજી બહેરામ કામદીજ દસ્તુરના (કલકત્તા)
૧) મી. રૂસ્તમજી બ. કોહલા (વાંદરા)
૧) ડી. ચીમનલાલની કુ૰ ( મુંબઇ )
૧) મી૰ જેઠાલાલ લાલજી વ્યાસ ડી૰ કંપમાઉન્ડર મુળી.
૧) ધી થાણા ઈસમાઇલ ખોજા ફ્રી લાઇબ્રેરી (થાણા)
૧) ઠા. ધરમશી લધાભાઈ ( મુંબઇ )
૧) મીસીસ જાલભાઇ દોરાબજી ( મુંબઇ )
૧) મી. મામદ ઉમર ઘડીયાળી ( દાંડા )
૧) પટેલ ત્રીકમજી દયાળ ( ભાવનગર )

૧) રા. રા. દેવચંદ હેમચંદ બગસરા.
૧) રા. રા. બાદમીયાં ગુલાબમીયાં વકીલટદાર ( તલસાણા )
૧) રાણાશ્રી ગગુભા ફાળુભા ( તલસાણા )
૧) રાણાશ્રી સરદારસંગ નારણસંગ ,, ,,
૧) પરમાર દાદુજી ભોજાજી વહીવટી કારકુન ,, ,,
૧) શાહ વ્રજલાલ ખેચરદાસ ( પરનાળા )
૧) શેઠ રામભાઇ શ્રીપાળ બગસરા
૧) શેઠ કપુરચંદ કરસનજીભાઇ ,,
૧) શેઠ ઝવેરીલાલ ન્યાલચંદ પટણી ,,
૧) શેઠ જેચંદ ગોપાળજી દેશાઈ ,,
૧) શેઠ જેચંદ બાબા દોશી ,,
૧) શેઠ જેસંગલાલ ખુબચંદ પટણી ,,
૧) શા. ડાહ્યા ઓધવજી ,,
૧) ડા. ગોપાળજી જુઠાભાઇ ,,
૧) શેઠ હરજીવન નરશી દોશી ,,
૧) શા. બાવાભાઇ પુંજાભાઇ ,,
૧) કાગદી વશરામ માવજી ,,
૧) સધાડીયા મકનદાસ દ્વારકાંદાસ ,,
૧) રા. ભુનાભાઈ સીરસ્તેદાર હુ ન્યાયાધીશ કોરટ ( બગસરા )
૧) મી. ગુલાબચંદ મુળજી વખારીયા બગસરા.
૧) મી. ગીરધરલાલ કાળીદાસ દેશાઇ ,,
૧) મી. દેવચદ રતનશી માસ્તર ,,
૧) રા. રા. ગીરધરલાલ સંતોકરામ શુકલ ,,
૧) શાહ મનસુખભાઇ અમુલખ મુળી.

૧) પરમાર દાનસંગજી હરિભાઇ ,,

૧) મી. "આનંદી" સંગવાળા

૧) ગ. રા. ગોરધનભાઇ (મુબઇ)

૧) ભાઇ પરશોતમ. શાડાભાઈ મણીયાર (મુંબઈ)

૧) મી સુંદરજી મુળજી બગસરાવાળા (મુંબઇ)

૧) રા. રા. મણીભાઇ ગુંદરીયા (મુબઇ)

૧) શેઠ સુખલાલભાઇ (મુંબઈ)

૧) નાયક મુળચંદ વલભરામ. અમદાવાદ

૧) નાયક પ્રાણસુખ હરિચંદ શ્રી. આ. ની ક ના સમાજ, મુબઇ

૧) રા. સાલમખીન મુબારક વહીવટદાર

૧) ખત્રી બાધા ડાહ્યાભાઇ કામદાર ચરખા

૧) રા રા. ગોવીંદજી મેઘજી યારેચા

૧) છોટાલાલ આણંદજી

૧) માધવદાસ મથરાંદાસ સાણવાલા

૧) વેલજી લખમણન નથુ.

૧) નારણદાસ પરશોતમ

૧) કરસનદાસ ભીમજી વેદ.

૧) ખેનસી લખ્મીદાસ

૧) કુંવરજી દામોદર

૧) વીરજી લાલજી

૧) ત્રીભોવન મંગલદાસ ડમણીયા

૧) રા. રા. લખમીદાસ ભવાનજી

૧) પદમસી નરસિંહ

૧) જગમોહનદાસ કરસનદાસ.

બાકીનાં નામો મોડાં આવવાથી લીષ્ટમાં દાખલ થઇ શક્યાં નથી.